

૪-૨૯

# થોડાંક છુટ્ટાં ફૂલ.

૪-૨૧

# થોડાંક છુટ્ટાં ફૂલ.

પ્રણેતા

**જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ, એમ. એ.**

પ્રોફેસર (અંગ્રેજી ને ગુજરાતી સાહિત્ય), મગનલાલ ઠાકોરદાસ આર્ટ્સ કૉલેજ.

સંપાદકઃ હરિયશગીત, ધી રિવ્યુ ઇત્યાદિ.

શય્યા અહીં સુપુષ્પોની સ્મરકેશરથી ભરી,
આસવેથી, પરાગેથી, મંજરીઓ રમી રહી.

**પ્રથમ આવૃત્તિ.**

વિ. સં. ૧૯૮૩ અમદાવાદ. ઈ. સ. ૧૯૨૭.

કિં. રૂ. ૧-૪-૦

મુદ્રણસ્થાન :—

જ્ઞાનમન્દિર મુદ્રણાલયમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.

રાયપુરઃ-અમદાવાદ.

પ્રકાશકઃ—

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ, એમ. એ.

આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.






આ ગ્રંથના સર્વ હક પ્રકાશક ગ્રંથકર્તાને સ્વાધીન છે.



## મળવાનાં સ્થાન.

મુંબાઇ: મે. એન. એમ. ત્રિપાઠી એન્ડ કં. બુકસેલર્સ.
પ્રિન્સેસ સ્ટ્રીટ.

" રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠીની કં.
ડૉ. ભાઇ બિલ્ડિંગ, સેન્ડહર્સ્ટ રોડ.

સૂરત: મે. કરસનદાસ નારણદાસ બુકસેલર, નાણાવટ.

અમદાવાદ: રા. હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.
ત્રણ દરવાજા, પાનકોરને નાકે.

" રા. જીવણલાલ અમરસી મ્હેતા, પિરમશા રોડ.

વડોદરા: મિ. એમ. સી. કોઠારી. બુકસેલર ને પબ્લીશર, રાવપુરા.

### નીચેને સ્થળેથી પણ મળશે.

કર્તા ને ત્યાંથી– ખપાટીઆ ચકલા, સૂરત.

" આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.

# આમુખ.

સુગન્ધી પુષ્પનાં પ્રેમીઓને–આજનાં તથા આવતી કાલનાંને–સારૂ "આ થોડાંક છુટ્ટાં ફૂલ" પ્રકાશમાં લાવું છું. મ્હારા અનેક સ્નેહીઓ અને શિષ્યોનો સદ્‌ભાવ આ પુષ્પ-સંચય કરવામાં સવિશેષ પ્રેરક થયો છે. મ્હને આશા છે કે વધારે વિસ્તૃત મંડળમાં કદાચ આ પુષ્પો પ્રિય થઈ પડશે.

મનુષ્યને પોતાનું માનસ પ્રકટાવવાની ઇચ્છા સ્વયંભૂ અને પુરાતન છે. વાતચિત, વ્યાખ્યાન, વિભ્રમ, વર્તન અને વાઙ્‌મય એ સૌ એક રીતે માનવના માનસની સંપર્ક-લહરીઓ છે.

આવી સંપર્કલહરીઓને અહીં પુષ્પનું ઉપનામ આપ્યું છે. જૂદે જૂદે સમયે અને ભિન્ન ભિન્ન નિમિત્તે લખાયેલા આ લેખોમાં એકધારી ભાષા કે શૈલી કે વિચારપદ્ધતિ જોવામાં નહિ આવે. કદાચ એનું વૈવિધ્ય પણ રસિકજનોને રુચિકર થઈ પડશે. પ્રભુની વિશાળ સૃષ્ટિનાં પુષ્પોનું વૈવિધ્ય જેણે નિહાળ્યું છે તેને આ પુષ્પોની વિવિધતાથી આશ્ચર્ય નહિજ થાય. આ ફૂલોમાંથી કોઈમાં થોડી ને કોઈમાં વધારે, કેટલાંકમાં મિઠ્ઠી ને કેટલાંકમાં તીખી, કોઇમાં મનોહર અને કોઈમાં મનોરમ સુવાસ લાગશે. કંઇક અધિકારભેદે રહેશે. કેમકે સાહિત્ય એ માનસનો અનુભાવ તો છે પણ માનસ પ્રત્યે છે. રસાનુભવ એ માનસિક સંવાદનું સહ-સંગીત છે.

આ લેખોને ફૂલ કહેવામાં કદાચ મ્હારો પક્ષપાત લાગે તો વાંચક તેને રૂપક સમજી નિભાવી લેશે એમ આશા રાખું છું. જૂદાં જૂદાં માસિકો વા પત્રોમાં પ્રસિદ્ધ થયેલા લેખો તથા જૂદે જૂદે પ્રસંગે અપાયેલાં વ્યાખ્યાનો-માંથી કેટલાંકનો અત્રે સંચય છે એમ સૂચિપત્ર જોવાથી જણાશે. તથાપિ ઘણાખરા લેખોમાં સુધારા વધારા કર્યા છે અને ત્રણ ચાર લેખો તો નવા પણ છે.

આ લેખો જે જે તંત્રીઓએ સ્નેહભર્યા પક્ષપાતથી પ્રકટ કરેલા તેમના તરફની આભારની લાગણી પ્રદર્શિત કરવાનો આ અવસર લઉ છું. વળી અનેક આપ્ત જનોએ મ્હને આપેલી કિંમતી સૂચનાઓ સારૂ તેમનો તથા મુદ્રણ-કાર્ય ત્વરાથી કરાવવા સારૂ રા. રા. શંકરરાયનો પણ મ્હારે આભાર માનવો ઘટે છે.

વૈશાખ શિવરાત્રિ,
વિ. સં. ૧૯૮૩;
અમદાવાદ.

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ.



આ લેખોને ફૂલ કહેવામાં કદાચ મ્હારો પક્ષપાત લાગે તો વાંચક તેને રૂપક સમજી નિભાવી લેશે એમ આશા રાખું છું. જૂદાં જૂદાં માસિકો વા પત્રોમાં પ્રસિદ્ધ થયેલા લેખો તથા જૂદે જૂદે પ્રસંગે અપાયેલાં વ્યાખ્યાનો-માંથી કેટલાંકનો અત્રે સંચય છે એમ સૂચિપત્ર જોવાથી જણાશે. તથાપિ ઘણાખરા લેખોમાં સુધારા વધારા કર્યા છે અને ત્રણ ચાર લેખો તો નવા પણ છે.

આ લેખો જે જે તંત્રીઓએ સ્નેહભર્યા પક્ષપાતથી પ્રકટ કરેલા તેમના તરફની આભારની લાગણી પ્રદર્શિત કરવાનો આ અવસર લઉ છું. વળી અનેક આપ્ત જનોએ મ્હને આપેલી કિંમતી સૂચનાઓ સારૂ તેમનો તથા મુદ્રણ-કાર્ય ત્વરાથી કરાવવા સારૂ રા. રા. શંકરરાયનો પણ મ્હારે આભાર માનવો ઘટે છે.

વૈશાખ શિવરાત્રિ,<br>
વિ. સં. ૧૯૮૩;<br>
અમદાવાદ.

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ.



# અનુક્રમણિકા.

## વિદ્યાકલા અને શિક્ષણ



## ધર્મ અને તત્ત્વચિંતન



## પ્રકીર્ણ વિષયો





# લેખોના સ્થળ ને સમયનું સુચિપત્ર.

( લેખના અંકને સારૂ અનુક્રમણિકા જુઓ )

| લેખાંક. | પ્રસિદ્ધિસ્થાન. | સમય. |
|---|---|---|
| ૧ | "રસજ્ઞરંજન" કૃષ્ણજયન્તી અંક વિ. ૧૯૮૧ | ઇ. ૧૯૨૫ સપ્ટેમ્બર |
| ૨ | "વિજય" | ઇ. ૧૯૦૪ નવેમ્બર |
| ૩ | "દેશી મિત્ર" (દીપોત્સવી અંક) | ઈ. ૧૯૨૬ |
| ૪ | "સુરભિ" | ઈ ૧૯૨૭ |
| ૫ | "હરિચરગીત" | ઈ ૧૯૧૫ |
| ૬ | "વસન્ત" ( રજતોત્સવસ્મારક અંક ) | ઇ ૧૯૨૭ |
| ૭ | "હરિચરગીત" | ઇ. ૧૯૧૫ |
| ૮ | ભાષણ ( આઠમી ગુ. સાહિત્ય પરિષદ્ ) મુંબાઇ | ઈ. ૧૯૨૬ |
| ૯ | "પ્રગતિ" | ઇ. ૧૯૨૭ જાન્યુઆરી |
| ૧૦ | ભાષણ (ગુજરાતી સાહિત્ય મંડળ ) સૂરત | ઈ. ૧૯૨૭ ફેબ્રુઆરી |
| ૧૧ | ભાષણ (સેવા મંડળ ઇ૦ ) નર્મદજયન્તી, સૂરત | ઈ ૧૯૨૧ ,, |
| ૧૨ | ભાષણ (સાહિત્ય મંડળ) નર્મદજયન્તી, સૂરત | ઈ. ૧૯૨૬ ,, |
| ૧૩ | ભાષણ (સાહિત્યમંડળ ઈ૦) નવલજયન્તી, સૂરત | ઇ. ૧૯૨૬ ઑગસ્ટ |
| ૧૪ | | ઇ. ૧૯૨૭ મે |
| ૧૫ | સૂરત | ઇ. ૧૯૨૫ |
| ૧૬ | ભાષણ ( શંકરજયન્તી ) અમદાવાદ | ઇ. ૧૯૨૫ એપ્રિલ |
| ૧૭ | "વિજય" | ઈ. ૧૯૦૪ જ્યુન |
| ૧૮ | ભાષણ ( વૈદિકપરિષદ્‌મહાસભા ) અમદાવાદ | ઈ. ૧૯૧૮ ફેબ્રુઆરી |
| ૧૯ | "વિજય" | ઇ. ૧૯૦૫ |
| ૨૦ | "વસન્ત" | ઈ. ૧૯૦૭* |

| | | |
|---|---|---|
| ૨૧ | "કલાધર" | ઈ. ૧૯૨૬* |
| ૨૨ | ભાષણ (સાહિત્ય સભા) અમદાવાદ | ઈ ૧૯૨૫ માર્ચ |
| ૨૩ | ભાષણ (સુરભિવસન્તમહોત્સવ) ચૂડા | ઈ. ૧૯૨૭ |
| ૨૪ | "ગુજરાતી પંચ" રજતમહોત્સવ અંક | ઈ. ૧૯૨૬ મે |
| ૨૫ | "કૉલેજ મૅગેઝીન," સૂરત | ઈ ૧૯૨૫* |
| ૨૬ | મુંબાઈ યુનિવર્સિટિનો ઇનામી નિબંધ | ઈ. ૧૯૦૭ |
| ૨૭ | "હરિચરગીત" | ઈ. ૧૯૧૫ |
| ૨૮ | "વસન્ત" (વૈશાખ) | ઈ. ૧૯૨૫* |
| ૨૯ | ભાષણ (આઠમી સાહિત્યપરિષદ્) ભાવનગર | ઈ. ૧૯૨૪ એપ્રિલ |
| ૩૦ | | ઈ. ૧૯૨૭ મે |
| ૩૧ | ભાષણ (રામકૃષ્ણજયન્તી) અમદાવાદ | ઈ. ૧૯૨૭ મે |
| ૩૨ | "બર્મા વર્તમાન" (દીપોત્સવી અંક) | ઈ. ૧૯૨૬ સપ્ટેમ્બર |
| ૩૩ | "ગુજરાત" (ચૈત્ર) | ઈ. ૧૯૨૭ |
| ૩૪ | | ઈ. ૧૯૨૭ મે |
| ૩૫ | "વિજય" | ઈ. ૧૯૦૪ જ્યુન-ઑ. |
| ૩૬ | "સમાચાર" (દીપોત્સવી અંક) | ઈ. ૧૯૨૬ |



# ચિત્રોનો અનુક્રમ.

---




પછીના ત્રણ ચિત્રના બ્લોક રા. રા. ક. મા. મુનશીના "ગુજરાત કાર્યાલય" ના બંધુકૃત્યથી મળ્યા છે તે સારૂ તેમનો આભાર થયો છે.






રવિવર્માની ચિત્રકૃતિ ઉપરથી. (જુઓ પૃ. ૧૮૩)

મહાલક્ષ્મી.

જ્ઞાનમન્દિર મુદ્રાલય

# થોડાંક છુટ્ટાં ફૂલ.

## જગદુદ્ધારકની જયન્તી.

### रसो वै सः ॥

રસરૂપ પરમાત્મા. એ પરમાત્માનો વિલાસ એજ આ જગત. નિર્ગુણ પ્રભુએ ગુણવતી, સર્વમોહિની, અકલકલાન્વિતા એવી પોતાની માયાવડે બાળક સરજ્યું. એ બાળક તે જગત.

એ જગતમાં પોતેજ સર્વરૂપે થયા. પણ એક વાર એવું રૂપ લીધું કે જેનું માહાત્મ્ય વિસરાય એવું નથી. જેના ક્રીડાવૈભવથી ગોકુલ મોહિત થયું, જેનાં સૌંદર્યવૈભવથી ષોડષસહસ્રના લલનાઓ મોહિત થઇ, જેના શક્તિવૈભવથી દેવો મોહિત થયા, જેના યોગ-વૈભવથી અક્રૂર મોહિત થયા, જેના કલાવૈભવથી કૌરવો મોહિત થયા, જેના ચારિત્ર્ય વૈભવથી પાંડવો મોહિત થયા અને જેના વાગ્વૈભવથી ઉદ્ધવ મોહિત થયા' એ મહાકમનીય શ્રીકૃષ્ણચંદ્રના લીલાવૈભવ ઉપર સંસાર મોહિત થાય એમાં આશ્ચર્ય શું ?

રસરૂપ પોતે મહાપ્રભુ. એમાં રસનાં સરોવરો સ્ફુરે, રસની લહરીઓ ચમકે, કે રસનાં ઝરણાં વહે એમાં આશ્ચર્ય નહિ. આશ્ચર્ય એટલુંજ કે તથાપિ તે પોતે. નિર્લેપ.

રસના સ્નેહીઓએ એ દશા સાધવાની છે. સ્હેલું નથી; એ તો મહાકલા છે. એ કલા તે નિષ્કામતા. અને એ મહાકલાનો વિધાયક અને વિશારદ એ પણ એજ હૃદયનિવાસી જગન્નિવાસી નટવર નટરાજ.

# ગુજરાતી બોલી.

આપણા દેશમાં બોલાતી ભાષાને આપણે સામાન્ય રીતે ગુજરાતી કહિયે છિયે; પણ આજ દેશના જૂદા જૂદા ભાગોની બોલીમાં પણ એવા ફેરફારો છે કે પોતાની બોલીને સરસ માનનારા ગૃહસ્થો સ્હામાની બોલી સાંભળી આંખમાં હસે છે. ને કોઇ વાર દાવ હોય તો મોટેથી પણ હસે છે ને જરા મશ્કરી પણ કરે છે. કેટલીક વખત હસવું ખાળ્યું પણ રહેતું નથી એ ખરી વાત છે. આપણામાં કહેવત છે કે 'બાર ગાઉએ બોલી બદલાય,' તેટલો બધો ખાસ ફેર તો કેટલીકવાર માલૂમ પડતો નથી. પણ ઘણાખરા બોલીથી પોતાના જીલ્લાની તો ઘણું કરી ખબર આપી દે છે. હલકા લોકો અને ઉંચી કોમના લોકોની બોલીમાં તેમના વ્યવહારાદિક ને લઇને ફેર હોય, પણ આ તો પાંચ ગામના ગૃહસ્થો મળ્યા હોય તોયે પ્રદર્શન જેવું કેટલીક વાર થઇ રહે છે અમદાવાદી ગૃહસ્થો પોતાનાં અનુસ્વારોજ ઘણાંખરાં ગળી જાય છે. ત્યારે પેટલાદના દેહઇબાપા પોતાનાં પૉન પૉણી ને ગૉમ ગૉઠડીથીજ ઠોઇને કાયમ કરી નાંખે છે. સુરતી લાલા કંઇ વધારો ઘટાડો કર્યા વગર, સુધારો કરી, શાક, શું, ને શાન્તિનું સાક, સું ને સાન્તિ બનાવી દે છે ત્યાં વળી કાઠિયાવાડી જવાન, ઓલ્યો, ગિયો, હાલ્ય વિગેરે વિધવિધ નવા શબ્દોથી સભાને ઝાકઝમાળ કરી દે છે. ને કછી ભાઉ તો નાન્યતર જાતિને બનતા સુધી સ્પર્શજ કરતા નથી. આ બોલીઓનો અભ્યાસ કરવો એ પણ એક મઝાહ પડે એવો—જો કે કમાણ વગરનો ઉદ્યોગ છે. લગભગ દરેક મોટા મોટા ગામે બોલીનો ફેર હોય છે. ભાવનગરની બોલી જૂદી, રાજકોટની જૂદી, વળી જુનાગઢની જૂદી, પાટણની જૂદી, મુંબાઇની જૂદી, મહેમદાવાદની જૂદી, ચરોતરની જૂદી, એમ સૌને પોતાનું થોડું ઘણું ખાસ હોય

છે. સૂરતમાં સસ્સાના જોર સિવાય, હુતું ને દાળ, ને કરેછ ને કહાં ને કરોતી, અજાણ્યાને આશ્ચર્ય પમાડયા વગર રહેતાં નથી; કેટલાક ખાસ શબ્દો તો વળી બાદ કરિયે. અમદાવાદનાં, પોળ્ય, ભઇ, હુવાધો, લગાર, આવ્ય, વિગેરે પણ નવા માણસને જણાઇ આવે છે. કાઠિયાવાડીઓનાં પછેં, સાખ્ય, પાહેં, નો દઇએં, ઓય, ઉપરાંત તેમનો અનુસ્વારો ઉપરનો ભાર પણ આ તરફનાને અજાયબી ઉત્પન્ન કરે છે. આ ટેવની એટલી બધી અસરો રહે છે કે લખવામાં પણ ઘણીવાર, અજાણે, બોલવાની ભાષા આવી જાય છે. આ બધાઓની બોલી એક કરવી એ તો બહુ મુશ્કેલ છે ને તેમ કરવાની ખાસ જરૂર પણ નથી; તેમ તેથી બહુ મ્હોટો લાભ પણ કંઇ થઈ જાય તેમ જણાતું નથી. પણ જો કંઇક એમ હોય કે ફલાણી રીતની બોલી તો સારી; અર્થાત્ કોઇ ધોરણ થાય તો, પ્હેલું તો, અડધો અડધ, નકામી, 'અમારૂં સારૂં ને અમારૂં સારૂં' ની માથાઝીકો મટે. વળી જે લોકો સારી ભાષા બોલવાને ચાહતા હોય તેમને સગવડ પડે. પણ આ તો ન્હાના ફાયદા ગણાય. પણ ગંભીરતાથી વિચારિયે તો, સાહિત્યને સારૂ એ સર્વમાન્ય ભાષા થાય એ એક મોટો ફાયદો છે. આવા ભાષાના ધોરણથી સાહિત્યમાં સરલતા અને એક પ્રકારની સમાનતા આવે અને ગ્રંથાવલોકનનાં ધોરણો કંઇક વધારે નિયમબદ્ધ થાય. પણ આમાં પહેલીજ મુશ્કેલી એવી સર્વમાન્ય ભાષાનો નિર્ણય કરવાની; ને તેમાંજ તકરારનું મૂળ છે. થોડાઘણા વિદ્વાન્ માણસો મળી નક્કી કરે તો થઈ શકે ખરૂં. પણ આ બાબતમાં બિનજરૂરી અભિમાનનું કામ એવું છે કે કોઇની બોલી વિષે કંઇ કહો તો તરત તમારી બોલીનાં ખોદણાં શરૂ થઇ જશે. અને તે છતાં એટલું પણ છે કે જુદા જુદા ભાગોની બોલીમાં અમુક પ્રકારના ગુણો છે. દાખલા તરીકે સૂરતની બોલી છુટ્ટી અને લહેરી, ચરોતરની નરમ અને નમ્ર, અમદાવાદની ચોકસ અને કંઇક વધારે કોમળ, કચ્છની જરા ઉગ્રી ને કોમળતા વગરની, અને

કાઠિયાવાડની બોલી વ્હાલસહી, મરદાની, પણ જરા ચાંપલી ઘણું કરી જણાય છે. કોમળતા અને ચોખ્ખાપણામાં અમદાવાદને, સરલતામાં સૂરતને; પ્રૌઢતા તથા મરદાઇમાં કાઠીયાવાડને બોલીમાં પહેલો નંબર આપી શકાય. બધા ભાગની બોલીઓના સારાં તત્ત્વો સમાયેલાં હોય એવી એક ધોરણરૂપ ભાષા નિશ્ચિત થાય તો ખોટું નહિ. શિષ્ટ સાહિત્ય એ કાર્ય ધીમે ધીમે કરતું જાય છે.



# શબ્દોનાં મૂળિયાંની રમુજ.

જૂદી જૂદી વિદ્યાઓના અભ્યાસમાં જૂદી જૂદી જાતનો આનંદ આવે છે. કેટલીક ઉપવિદ્યાઓમાં અને આડવિદ્યાઓમાં પણ બહુ રમુજ પડે છે. વિદ્યામાં આનંદ હોય એમાં નવાઇ નથી, જેવી વિદ્યા એવો એનો આનંદ. વિદ્યાભાસ હોય તો તેમાંથી આનંદાભાસ આવે. પણ જગતના જીવોને આનંદાભાસ ચાલી શકે છે. મને લાગે છે કે વ્યુત્પત્તિશાસ્ત્રની આટલી પ્રસ્તુતપ્રશંસા આ લેખમાં નભી શકશે. કદાચ ભારે પડતી શબ્દરચના લાગે તો ઉત્સર્ગના પ્રેમીને એટલો ભાર નભાવી લેવા મ્હારી ભલામણ છે.

રતાળુ, મૂળા, ગાજર વિગેરેના છોડવાનાં મૂળિયાં ખોદી ખોદીને કાઢે ત્યારે દેખાય; તેને ધોઇને સાફ કરે ત્યારે સરસ લાગે અને છરી શાક કે અગ્નિના સંસ્કાર થાય ત્યારે ખાવાની મિઠાશ આવે. શબ્દોનાં મૂળિયાંનો પણ લગભગ એવોજ ઘાટ છે; અને સંશોધકને કેટલીકવાર તો નવું મૂળિયું જડી જાય ત્યારે બહુ આનંદ થઇ આવે છે, એમ પણ કહી શકાય. જરા ખાસ ઠીક ઠીક શબ્દ હોય તો તો ગાજર મૂળાની શોધ જેવો નહિ પણ રતાળુ સૂરણની શોધ કરતાં પણ

ચઢિયાતો આનંદ થાય છે એમ કહેવું એ અણુજુગતું છે; કારણ કે એ તો પ્હેલેથી વાવેલ કરેલ હોવાથી અચાનક મળી ગયેલાં હોતા નથી પણ આવા શબ્દના ઉત્સર્ગ લાધે ત્યારે તો કોલંબસને અમેરિકા જડી આવ્યો એના જેવો અણચિંતવ્યો આનંદ થાય છે.

આવી એક બે શોધખોળના નમૂના રજુ કરૂં છું. અમદાવાદમાં આકાશેઠના કુવાની પોળ છે, તે શ્રીયુત આનન્દશંકરભાઇના મકાનવાળી પોળ તરીકે ઘણાને જાણીતી છે. હું ત્યાં રહું છું એટલે તેનું નામ મ્હને એટલું બધું પરિચિત છે કે તેનું મૂળ ખોળી કાઢવાનો મ્હને વિચારે આવેલો નહિ. એની વ્યુત્પત્તિ મ્હને એક ગાંધીએ સુઝાડી. તેને ત્યાંથી મજુર જોડે સામાન આવ્યો તેની સાથે ઠેકાણું લખેલું 'હાકાશેઠના કુવાની પોળ,' એ પ્રમાણે. સુઘડ સ્ત્રીઓના સ્પષ્ટ ઉચ્ચારણ જોડે મૂકતાં 'હાકાશેઠ' પ્રથમ તો હાંકી કાઢવા જેવાજ લાગ્યા. પણ જરાવારમાં વિચાર આવ્યો કે 'હકાશેઠ' નો પ્હેલો અ જરા વિવૃત રૂપે ઉચ્ચારાય તો 'હકાશેઠ' ના 'હાકાશેઠ' સ્હેજ બની જાય. અને હકમીચંદ ઉપરથી 'હકા'શેઠ એ ટુંકું નામ તો સુપ્રસિદ્ધજ છે. હવે કયાં 'હકાશેઠ' અને કયાં 'આકાશેઠ'! પણ પોળનું નામ હવે બદલાય એમ નથી. અને બદલવાથી લાભ પણ શો? કારણકે 'હકાશેઠ' તો અકોતેર થશે પણ 'આકાશેઠ' નવા થવા મુશ્કેલ છે એટલે એ નામની પોળ તો એકજ રહેવાની.

હવે એક બીજો 'દ્વિવેટીઆ' શબ્દ લઇએ. આ શબ્દની વ્યુત્પત્તિ મ્હને તાજેતર જડી આવી. અલબત્ત તે શબ્દને દ્વિવેટ જોડે જોડી દેવો સ્હેલો થઇ પડે છે. એક સાહેબની વાત છે કે તે કહેતા કે 'જુઠા લાઓ લેકિન જડતા લાઓ.' એવા ધોરણે કદાચ આ જડતું તો હશે પણ દ્વિવેટનો સંબંધ બેસાડવો ઘણાને મુશ્કેલ લાગે છે રા. રા. નરસિંહરાવે સંસ્કૃતનો પક્ષ કરી "ટાઇમ્સ ઑફ ઇન્ડીયા" માં લેખ લખેલો તે વાંચીને હું વિચાર કરતો હતો. અંગ્રેજી ભાવનાઓના પ્રચારક તરીકે લેખાતા વિદ્વાનનો સંસ્કૃતાદિ પુરાતન ભાષાઓ પ્રત્યેનો

સબળ પક્ષપાત જોઇ મ્હને આનંદ થયો. આનંદ જોડેજ પ્રકાશ થયો. અને 'દિ' તે 'દ્વિ' અને વેટીઆ' તે 'વેદિઆ' (વૈદિક) એટલે 'દ્વિવેટિયા' તે 'દ્વિવેદીનું'જ વિકૃતરૂપ, એમ લાગ્યું. એકાદ સંસ્કૃતજ્ઞ મિત્રને પૂછ્યું કે કેમ આ શોધ કેવી લાગે છે તે પણ જરા આશ્ચર્ય સહિત આનંદમાં આવી ગયા. આ શોધ મ્હારે મન નવી હોવા છતા વાસ્તવિક રીતે કદાચ નવી ન પણ હોય. રા. રા. નન્તુભાઇ વ્યુત્પત્તિ શાસ્ત્રમાં એવા વ્યુત્પન્ન ગણાય છે કે તેઓ આ વિષે બીજો ખુલાસો આપે તો મ્હારે તે માન્યજ રાખવો પડે. પણ દ્વિવેટિયાની આ જડ મ્હને એટલી બધી મજેહની લાગી છે કે તેઓ તેનો બીજો ખુલાસો આપે ત્યાં સુધી મ્હને એના તરફ પક્ષપાત તો રહેશેજ.

જેમ કેટલીકવાર છોકરાઘેલી મા છોકરાને 'માથા કરતાં મનોરથ મ્હોટા' ની કહેવત મુજબ ભરચક લૂગડાં લેબાસ પ્હેરાવીને વાઘ જેવાં બનાવી મુકે છે તેમ કેટલીકવાર સ્હેલા શબ્દોને જોડાક્ષરના પ્રેમીજનો–મ્હોટા ભારદાર–બનાવી મુકે છે. ગુજરાતના નાગરોમાં એક ગોત્ર ઔક્ષણસ્ નામે બોલાય છે. સંસ્કૃત કોષમાં એ શબ્દ જડતો નથી. ગોત્રવળિની પણ ત્યા સુધી ગતિ હશે કે કેમ તે કોણ જાણે. પણ એવા કોઇ ઋષિ હશે એમ, ધારવું એ ડહાપણ ભરેલું ગણાય છે. કારણકે આવો વજનદાર શબ્દ જુના ખાનદાનનોજ હોવો જોઇએ એમ સ્વાભાવિક સંભાવના થાય. હવે એની નજીકનો પણ જરા સ્હેલો શબ્દ ઔશનસ્ છે. ભગવાન્ ભૃગુનું નામ ઉશનસ્ છે પ્રખ્યાત અને તેના ઉપરથી વિશેષણ 'ઔશનસ્' સહજ છે. પણ એમાં પેલો જોડાક્ષર આવતો નથી. કદાચ સંસ્કૃતના ઉક્ષ્ ધાતુ જોડે ઔક્ષણસ્નો સંબંધ હોયતો ના ન કહેવાય.

કોઇવાર દશ હાથ છેટેનાં મૂળિયાંને અટકળથી આઘેના પીપળાનાં મૂળિયાં તરીકે બંધ બેસાડવાનો ચાલ પણ પ્રચલિત છે. આ બાબતમાં 'જનાવર' શબ્દનો ઇતિહાસ જાણીતો છે. 'જન' અને 'અવર' એમ એની વ્યુત્પત્તિ એક વિદ્વાને કરેલી; ને તેના ઉપર પછી

વિદ્વાનોનો વિગ્રહ ચાલેલો. વિદ્વાનોનો વિગ્રહ તે નવતર બનાવ તરીકે હું નથી કહેતો પણ સાહિત્યના ઇતિહાસના એક સાધારણ ચાલુ બનાવોમાંના એક તરીકે તેની આ સંબંધમાં માત્ર યાદ દેવરાવું છું, છેવટે વાત એમ નીકળી આવી કે 'જનાવર' એ તો ફારસી શબ્દ 'જાનવર' નું બીજું રૂપ છે. પણ સંસ્કૃત સમાસનો ફારસીમાં કેમ અવતાર થયો ન હોય? સંસ્કૃતનો પારસી ઉપરનો પ્રેમ ત્યાં જન્મ લેવડાવે એવો કોઇવાર નથી હોતો?

આ પ્રમાણે વ્યુત્પત્તિવિદ્યાના અભ્યાસની રમુજોની ઝાંખી જેને થાય તેને તે અભ્યાસ કેવળ શુષ્ક તો ન લાગે. અલબત, એ વિદ્યાને વિદ્યા, ઉપવિદ્યા કે આડવિદ્યા કહેવી એ વળી બીજો વિષય છે. "ચેવડા" ના મૂળ વિષે લખવાનું મન થાય છે પણ તે વિષય એવો ગંભીર અને મનન યોગ્ય છે કે એનો તો જૂદોજ નિબંધ લખવા ધારૂં છું.



# ચેવડાનું મૂળ.

આ વિષય ઉપર ગંભીર નિબંધ લખવાનું મ્હને એક દિવસ ચેવટી દાળ જમ્યા તે ઉપરથી સૂઝી આવ્યું. ચતુર વાંચક તરત સમજી જશે કે ચેવટી અને ચેવડાને કેવો ગાઢ, નરનારીનો-સંબંધ છે. ટ નો ડ કેમ થઇ શકે તે વિષય ઉપર હું હમણાંજ આવીશ. દરમિયાન નારીજાતિના શબ્દના કોમળ ટ નો નરજાતિમાં કઠણ ડ થઇ ગયો એ કલ્પનાથી ચલાવી લેવું અઘરૂં નહિ પડે.

કોઇ શંકા કરે કે ચેવડો એ તે શું કંઇ ઝાડ બાડ છે કે તેના મૂળની વાત કરો છો તો આપણે કહેવુંજ પડે કે એ શંકા

માનનીય છે, કારણ કે એ શંકા આપણી કલ્પનાને ફિલસુફીના પ્રશ્નોની જોડે સાંકળી દે છે. ઉપનિષદોમાં આ સંસારને વડના વૃક્ષનું રૂપક આપ્યું છે; અને તેને ઊર્ધ્વ મૂલવાળો કહ્યો છે. અત્યારની દુનિયાને વડના કરતાંયે ચેવડાનું રૂપક વધારે ઘટે એવું છે. ચેવડાના જેવુંજ એમાં વર્ણોનું અને વાનીઓનું મિશ્રણ હોય છે. તેમાં એની પેઠેજ ઉપરથી ખાંડ નાખીને મિઠાશ વધારેલી હોય છે, અને ટોપરા વડે મરચાંને મારી નાખ્યાં હોય છે.

વળી, ચેવડાનું મૂળ એટલે એના અસ્તિત્વનું બીજ માનવ-વૃંદની ખાઉંખાઉં ખાવાની ઇચ્છામાં છે; એ મૂળને ઊર્ધ્વ ગણવું કે કેમ એ ચર્ચામાં આપણે અત્યારે નહિ ઉતરીએ; કારણ એમાં તીવ્ર મતભેદ થવાનો સંભવ છે. પણ એટલું તો ખરૂં કે જગત્ પણ પ્રભુની ઇક્ષિણા–કહો કે એષણા–માંથી ઉત્પન્ન થયાનું કહેવાય છે. પછી, માત્ર મમરા અને કોપરાની સળીયોને ચેવડારૂપી વૃક્ષની શાખાઓ કલ્પવી રહી અને અનેક શીંગો તો તેમાં હોય છેજ.

ચાળેલા મમરા, તળેલી દાળ, ખમણેલું ટોપરૂં, ઝાટકેલા તલ, ધસમસતા ધાણા, કે સોજી શીંગ એને પણ કોઇ ચેવડાનું મૂળ કહે, કારણ–એ બધામાંથી એ ઉત્પન્ન થાય છે. પણ એમ તો મનુષ્યનું શરીર પંચમહાભૂતોમાંથી થયેલું છે તથાપિ આપણે મનુષ્યનું કારણ પ્રભુનેજ માનિયે છિયે. કેમકે એનું પ્રધાન તત્ત્વ જે આત્મા તે પ્રભુ પાસેથી જાણે આવે છે. એટલેજ ન્હાનું બાળક પૂછે કે 'બ્હેન ક્યાંથી આવી?' અથવા 'ભાઈ ક્યાં ગયો?' તો 'ભગ-વાનને ત્યાંથી બ્હેન આવી' અથવા 'ભાઇ પ્રભુને ઘેર ગયો' એમ આપણે કહિયે છિયે. ચેવડામાં મુખ્ય તત્ત્વ મમરા છે એમ કેટલાક માને છે તે વાત પણ ખોટી નથી. પણ એમાંયે સમજવા જેવી કેટલીક બાબતો છે. મમરા એ ચોખાનું બીજું રૂપ. હવે જુઓ કે ચોખા અને દાળ એ ચેવડામાં પણ ખરાં અને ખીચડીમાં પણ ખરાં. છતાં પેલામાં ચોખા પહેલેથી શેકાયેલા એટલે દાળ જોડે

આવ્યા હોય છૂટા રહ્યા ને એ સાવચેતી વિના ગયાથી, ખીચડીમાં, એ દાળના ભેગા થઇ ગયા. કહો કે દાળની જોડે તલ્લીન થઇ ગયા; તો પરિણામમાં જુઓ પ્હણે નરજાતિમાં નામ રહ્યું અને આમાં નારીજાતિમાં સમાઇ ગયા, છતાં પણ સ્નેહને લીધે રંગરાગ લાગ્યો તો નામમાં ફેર તો પડયોજ. પણ મમરા કરતાં કોઇ અવર્ણ્ય રસને આપણે ચેવડાનો આત્મા કહીએ તો શું ખોટું? અને એ આત્માના સાક્ષાત્કારને સારૂ આપણામાંના કેટલા હાર્દિક પ્રયત્નો કરી રહ્યા છે! કેમ જાણે પરમાત્મા રસરૂપ છે એ વાત એમને કરામલકવત્ થઇ ગઇ હોય નહિ!

રાજા ભર્તૃહરિને સમજાયું નહિ કે સંસાર વિષમય છે કે અમૃતમય. એનું કારણ એ કે એ બન્ને તરફ છેલ્લે પાટલે જઇને બેઠા. જો એમણે વિષ કે અમૃતની જોડે સંસારને સરખાવવાનો પરિશ્રમ કરવા કરતાં વધારે ચાલુ વપરાશની ચીજ, ચેવડા જોડે તેની સરખામણી (ચેવડો તે વખતે પણ બીજા નામરૂપે હશેજ) કરી હોત તો તેમને તરત ગડ બેશી જાત. કેમ, ફરી જુઓને, સંસાર કેવો છે? ગળ્યો એ ખરો, તીખો એ ખરો, ખારો એ ખરો; વળી શિશકારિયો બોલાવતા જઇએ હોય મ્હોએથી મૂકવો ન ગમે એવોયે ખરો. વળી કોને અજાણ્યું છે કે એ ચેવડા જેવો સંસાર પણ નશીબ પ્રમાણેજ મળી આવે છે. કોઇવાર લ્હેજતદાર, કોઇવાર તીખો તમતમો, કોઇવાર વડોદરાના સ્ટેશનના જેવો વેચાણિયો, કોઇવાર ખોરોખાતર અને કોઇવાર આનંદના સ્થાન (સ્ટેશન જોડે આ શબ્દનું કેવું મળતાપણું છે) જેવો બિષ્ણુદૈવતથી બનેલો સાત્વિક. કોઇવાર એમાં મીઠી મીઠી દ્રાક્ષો પુસ્કળ હોય અને કોઇવાર ભિલકુલે ના હોય. કોઇવાર એમાં ન્હાનાં ન્હાનાં લીલાં મરચાંની ધમક ઝમકતી હોય ને કોઇવાર સૂકાં મરચાંના સપાટા વડે માત્ર રંગનીજ ચમક આણેલી હોય. અલબત ઘણીવાર ઘણાં માણસોને એના રંગ ઉપરથીજ એનો રાગ થાય છે, રસ તો પછી અંતરમાં સમાવવા જેવો

જ નીવડે છે. પણ તેથી શું? મનમાં સમજીને બેસી રહેવા જેવી બીજી અનેક બાબતો ક્યાં નથી હોતી?

એક વાત નોંધવા જેવી છે કે ચેવડો પણ સંસારની પેઠે કેટલીકવાર આંખમાં પાણી લાવે છે. અને તે આંસુઓનું કારણે ઘણું કરીને તેના એકાન્તિક પ્રેમમાં હોય છે. જો જોડે બરફી હોય તો એ પ્રસંગ બને નહિ. અને બરફી હોય તો પણ છેવટે શાન્તિ તો પાણીનો ઘુંટડો પીયે ત્યારેજ થાય છે—કારણ કે પાણીડાં એ તો ભગવાન મનુ કહે છે એમ પ્રભુનાં–'નર' નાં સૂનુઓ–છોરૂ–છે.

પણ આ તો ચેવડા શબ્દમાંથી આપણે ચેવડામાંજ ઝપટાઇ ગયા–કેમ જાણે નામથી નામીની પ્રાપ્તિ થવાનીજ તૈયારી હોય નહિ. શબ્દબ્રહ્મથી પરબ્રહ્મની પ્રાપ્તિ શ્રુતિમાં કહી છેજ ને. ચેવડાને બ્રહ્મ જોડે લાવી મૂકવો એ કટલાકને નહિ રૂચે પણ એમજ કરવું પડે એવા જમાનાના રંગ દેખાય છે. રસરૂપ બ્રહ્મનું વિવેચન કરતાં ચેવડાનું દૃષ્ટાંત હવે આપવું પડે તો હું અજાયબ ન થાઉં. કારણ હવેની દુનિયાં અસરકારક, અણિયાળી અને આંખ આગળ તરવરતી ઉપમાઓ અને ઉક્તિઓ માગે છે. હવે 'મૃગનયની' કે 'મદિરાક્ષિ' ને સમજવામાં ઘણાને ગુંચવણ પડે છે. પણ એ બીજી વાત છે. પ્રકૃતને અનુસરતાં કહીએ કે ચેવડો બ્રહ્મની પેઠે મહતો મહીયાન્ હોવા છતાં એટલો સૂક્ષ્મ છે કે આપણા કોષકારો તેને સ્પર્શી શક્યા નથી. રા. બેલસરે, પટેલ, કે ભાનુશંકરના કોષમાં એ શબ્દ કાષ્ટમાં અગ્નિની પેઠે છુપાઇ રહેલો છે એનું કારણ, એમ પણ કલ્પી શકાય કે ચેવડો એ નવી વહુની પેઠે સર્વમાન્ય ધ્યાન ખેંચનારી વસ્તુ હોવા છતાં તેનું વિશિષ્ટ વ્યક્તિત્વ હજી બ્હાર પડ્યું નથી.

અહીં એક ખુલાસો કરવો પડશે. ચેવડા નામની ચીજનું મૂળ એ એક વાત અને 'ચેવડો' શબ્દનું મૂળ એ બીજી વાત છે. નૈયાયિકો યોગ્ય રીતેજ માને છે કે શબ્દો તો માત્ર પદાર્થના વાચક

છે. તેનાં રૂપ અને જાતિ ભિન્ન ભિન્ન હોઇ શકે છે. જેમકે 'કલત્ર' શબ્દનો અર્થ સ્ત્રી પણ તેની જાતિ નાન્યતર. 'ચાહ' એને એઃ પણ એને સૂરતમાં કેવી કહે અને અમદાવાદમાં કેવો કહે. આવી ભેદ-દૃષ્ટિ કે દૃષ્ટિભેદ અકારણ હશે એમ મ્હારૂં કહેવું નથી. તેમ સકારણ છે એમ કહેવાનો પણ મ્હારો આગ્રહ નથી. માત્ર એટલુંજ કહેવાનો આશય છે કે નામ એ તો પદ છે અને ચીજ એ પદનો અર્થ છે.

'ચેવડો' શબ્દ મહારાષ્ટ્રના ખાસ અક્ષર 'ચ' થી શરૂ થાય છે, એ ઉપરથીજ સુજ્ઞ વિચારક કલ્પી શકશે કે એનો સંબંધ મરાઠી જોડે હોવો જોઇએ. કંઇ નહિ તો રા. આપ્તેના મરાઠી 'શબ્દ રત્નાકર'માં એ શબ્દ છે એ પણ ઓછું છે? ચેવડો ફુલેલા મમરાનો નહિ. પણ પૌંઆ અથવા ચપટા મમરાનો થાય છે એ ઉપરથી શબ્દની વ્યુત્પત્તિનો માર્ગ જડી આવે છે. જો કે ચેવટી દાળ એટલે તુવેરની, ચણાની અને બીજી એકાદ એમ પચરાઉ દાળના નામ ઉપરથી આપણને સ્હેજ વિચાર આવે કે પંચરાઉ ચીજોનો બનેલો ચેવડો તેનો નિકટનો સ્નેહી હોવો જોઇએ, પણ તેમ કલ્પવાની જરૂર પડે એવું નથી. સસ્કૃતમા મૂળ શબ્દ ચિપટ છે, તેનો અર્થ ચીઓ થાય છે. દબેલા નાકવાળાને મળતો, દાબેલા ચિપટા ચોખા, પૌંઆ એ ચિપટનો બીજો અર્થ: એનું બીજું રૂપ ચિવિટ પણ સસ્કૃતમાં છે. આ ઉપરથી મરાઠીમાં ચેવડા શબ્દનો અર્થ પૌંઆ મમરા ઇત્યાદિનું રૂચિકર મિશ્રણ એવો થયો. સંસ્કૃત જોડે ચેવડા શબ્દનું સગપણ આવી રીતનું હોઇ ચેવટી દાળ જોડે એનો સંબંધ કરાવવાનો વિચાર સદંતર કાઢી નાખવા જેવો થઇ પડશે. પણ 'ટ' નો 'ડ' કેમ થઇ ગયો એ લખવાનું તો રહીજ ગયું. કોટિ શબ્દમાંથી ક્રોડ શબ્દ થયો છે. તે ઉપરથી 'ટ' નો 'ડ' પ્રાકૃત ભાષાઓમાં થાય છે, એ સમજી શકાશે. પણ આ બધા ચુંથણામાં બહુ લોકોને રસ નહિ પડે એટલે એ સંબધી વિશેષ ખુલાસો વ્યુત્પત્તિશાસ્ત્રના અધિકારી વર્ગને સારૂજ રહેવા દઉ છું.

ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રંથાલય
અમદાવાદ ૩૮૦૦૦૯.
૫૧૧

# લેખનપદ્ધતિ અને ભાષા.

ગુજરાતી શબ્દોની જોડણીની આધુનિક અવ્યવસ્થિત દશામાં, તે સંબંધે કાંઇક કહેવાનું મન થાય છે. કદાચિત્ કોઇ સ્વકલ્પિત વ્યવસ્થાને સર્વનિર્ણિત વ્યવસ્થા માને વા મનાવવા મથે, તો તેથી વ્યવસ્થાસિદ્ધિ ગણી શકાતી નથી. વિવિધ વિચારશ્રેણિઓનાં જોડણીની વ્યવસ્થા સંબંધે વિવિધ મંતવ્યો એક સિદ્ધવ્યવસ્થાનો અભાવ સૂચવે છે; અને તે અવ્યવસ્થાનું દર્શન વિવિધ પ્રકારના લેખકોના ગ્રંથોની જોડણીની તુલના કરવાથી સહજ બની શકે છે; અને તે ભેદોની તીવ્રતા તે તે પક્ષોના ધુરંધરોના તદ્વિષયક લેખોની તીક્ષ્ણતામાં પ્રત્યક્ષ થાય છે. વાસ્તવિક રીતે આપણી ભાષાની જોડણી સંબંધે અવનવા તર્કો કરી નવનવી વ્યવસ્થાઓ વિષેના વાદવિવાદોમાં બહુ કાલક્ષેપ કરવો એ પ્રાકૃત ભાષાઓની ઉત્પત્તિ, સ્થાન અને કાર્યની ઐતિહાસિક દૃષ્ટિએ ઠીક નથી. પરમ પુનિત દેવભાષાની અદ્‌ભૂત વ્યવસ્થા વિદ્વાનોને સુવિજ્ઞાત છે. તે ભાષા જેમ આધુનિક આર્ય સંતાનોના હૃદયમંદિરની જીવન્ત ભાષા છે, તેમ આપણા પૂર્વજોના ગૃહસંસારની જીવન્ત ભાષા હતી, તેમાંથી સૃષ્ટિક્રમના સ્વાભાવિક નિયમાનુસાર, બુદ્ધિ, સંસ્કાર અને પ્રયત્ન આદિનાં માંદ્યને લઇને વિકાર થતાં, પ્રાકૃતનો જન્મ થયો. આ પ્રકારની ગતિમાં સરલતા અને શિથિલતાનાં ધોરણોને વિશેષ સ્થાન પ્રાપ્ત થયેલું જણાય છે; અને તેને પરિણામે બીજાં બળોના અનુસંધાનથી કાલક્રમે અનેક પ્રાકૃત ભાષાઓ સ્થિતિમાં આવી છે. આ પ્રાકૃત ભાષાઓ સંસ્કૃત ભાષાથી ઘણે અંશે વિકૃત અને વિકારી હોવાથી ભાષાના ઉન્નત આદર્શને સ્વીકારનારા વિદ્વાનોમાં સાર્વત્રિક પ્રતિષ્ઠાને પામી નથી. વળી આદર્શ ભાષાના વિશુદ્ધ શબ્દો જોડે એકીકરણ થતા સુધી, પ્રાકૃતરૂપ પામેલા શબ્દોની દશામાં પરિવર્તન થયા કરે, એ સંભવિત

છે અર્થાત્ પ્રાકૃત ભાષાઓની હરકોઈ પ્રસ્તુત વ્યવસ્થા અલ્પકાલીન અથવા એકદેશીય રહેવા સંભવ છે. બીજી તરફથી જોતાં આધુનિક જનસમુદાયનું વલણ ભાષાઓમાં કોઇ નવી વ્યવસ્થા સર્વમાન્ય કરવા તરફ થોડુંજ છે, કારણ કે વિવિધ બળો વિવિધ પક્ષમાં જનસમૂહને ખેંચે છે. અને પ્રમાણપુરૂષોની સંખ્યા ભિન્ન ભિન્ન દૃષ્ટિએ ભિન્ન ભિન્ન છે. આ વસ્તુસ્થિતિ જોતાં, પ્રાકૃત ભાષાઓ વ્યવહારસિદ્ધિને અર્થે સામાજિક ઉપયોગને સારૂ ઉદ્દિષ્ટ થઇ છે, તે કાર્ય તેમને સારૂ યોગ્ય જણાય છે. વળી આ વિવેકપરંપરાને અનુસરતાં, જન-સમાજના સામાન્ય વ્યવહારમાં અને સામાન્ય સાહિત્યમાં યથાનુકૂલ સરલતા કરી આપવી, એ પ્રાકૃત ભાષાનું કર્તવ્ય બને છે. સાધારણ જનોને સાધારણ ભાષામાં સમજાય તેવું સમજાવવાનું પ્રાકૃત ભાષા-ઓનું કર્તવ્ય છે. દૈવી સંસ્કૃત ભાષા જેવી સુવ્યવસ્થિત, ગંભીર, પરિપૂર્ણ, સિદ્ધપ્રયોગવતી, ચારૂસર્વાંગી, નિયતશબ્દાર્થયુક્ત અને ઉત્કૃષ્ટ-સાહિત્યના નિવાસસ્થાનભૂત ભાષાનાં પૂણ્યદર્શન કરવાનું જેમનું સૌભાગ્ય છે, તેમને અનેકાનેક પ્રાકૃત ભાષાઓના મહોદધિઓને મથીને ઉપરોક્ત સર્વ પ્રકારના ગુણો એકત્ર કરવાનો પ્રયાસ ભગીરથયત્નજ જણાય એ સ્વાભાવિક છે. દેવભાષાના હ્રાસની જોડે આપણા અભ્યુદયનો અને આદર્શોનો ક્ષય સંકલિત છે; અને તેના વિજય અને માહાત્મ્યની સાથે આપણું પ્રજાકીય યોગક્ષેમ પણ અભેદ્ય તંતુઓ વડે સગ્રં-થિત થયેલું છે.

આ ઉપરથી પ્રાકૃત ભાષાઓ પરત્વે મુખ્યતઃ ત્રણ નિયમો ઘણે અંશે સ્વીકાર્ય જણાય છે.

૧. પ્રાકૃત ભાષાઓ ગીર્વાણ ભાષા સંસ્કૃતને આદર્શરૂપ રાખે.

૨. પ્રાકૃત ભાષાઓને સુસાધ્ય રાખવી.

૩. અપભ્રષ્ટ પ્રયોગોનો હ્રાસ થવા દેવો.

આ ત્રણ મર્યાદાઓ અનુક્રમે ભાષાની વિશુદ્ધિ વધારવા, સરલતા

રાખવા, અને અશુદ્ધિ ઘટાડવામાં સહાયભૂત થાય એવી છે. હવે કોઈ કાળે પ્રાકૃત ભાષાઓ સંસ્કૃત સાથે ઐક્યને પામશે કે કેમ, તે પ્રશ્નને આદર્શ ભાષાને આદર્શ તરીકે સ્વીકારવાની યોગ્યતા જોડે સંબંધ નથી. વળી આવા પ્રકારની ભાવનામાં પ્રાકૃત ભાષાઓની વિશુદ્ધિ, અને પ્રજાકીય ઐક્યની અભિવૃદ્ધિનો સંભવ ઉત્પન્ન થાય છે. ઉપરોક્ત વિચારપરંપરા ઉપરથી જણાશે, કે સંદિગ્ધ જોડણીમાં વિકલ્પનો સ્વીકાર આપણી ભાષાને અનુકૂલજ નહિ, પરંતુ આવશ્યક છે. વળી ઉચ્ચારમાં પ્રાન્તિક, સામાજિક, અને ગ્રામ્ય ભેદો પણ અનેક છે. શિષ્ટ લેખોનો નિર્ણય કઠિન છે; તે ઉપરાંત વિવિધ શિષ્ટ લેખોની જોડણીમાં ઘણો ભેદ છે. આ બધાં નિમિત્તો સ્થિર વ્યવસ્થાને અપ્રાપ્ય કરનારાં છતાં, ભિન્ન ભિન્ન ધોરણોનું તારતમ્ય રચી શકાય છે. તથાપિ આ પરિસ્થિતિમાં શું જોઈએ, તેના નિયમ બાંધવા કરતાં શું છે તેનો વિવેક કરવો, એ શાસ્ત્રીય પદ્ધતિની દૃષ્ટિએ ઉપયુક્ત છે. એ રીતે નિરીક્ષણ કરતાં, આધુનિક વસ્તુસ્થિતિનો નીચે પ્રમાણે વિવેક બની શકે છે.

૧. અ. સંસ્કૃત શબ્દોની જોડણી મૂલ પ્રમાણે ઇષ્ટ ગણાય છે.
   આ. તથાપિ ઈ, ઉના હ્રસ્વદીર્ઘત્વ પરત્વે, હલન્ત પરત્વે, અને ઉષ્માક્ષરો ઇત્યાદિ પરત્વે વિકલ્પ ચાલે છે.

૨. અ. પ્રાકૃત રૂપ પામેલા શબ્દોની જોડણી સંસ્કૃતને અનુસરતી કરવી ઈષ્ટ ગણાય છે.
   આ. અથવા તેમાં પ્રતિબંધક સતે શિષ્ટપ્રયોગાનુસાર કરાય છે.
   ઇ. અથવા સરલતાથી ઉચ્ચારાનુસાર કરાય છે.
   ઈ. અથવા ઉચ્ચારપરંપરા વિભિન્ન સતે વિકલ્પ ચાલે છે.

૩. શિક્ષિત લેખક આ નિયમોને અનુપૂર્વશઃ અધિકારી પરત્વે સ્વીકારે છે.

એક રીતે અન્યદેશીય સંસ્કૃતેતર ભાષાઓ વિશિષ્ટ વિકૃત થએલી

પ્રાકૃત કહી શકાય એટલે ઇંગ્રેજી આદિ ભાષાના શબ્દો સંબંધે ઉપરની યોજના લાગુ કરી શકાશે.

આ વિવેક અનુસાર સર્વ શિક્ષિત લેખકોની લેખન પદ્ધતિને સ્થાન મળે છે, તેમનો તિરસ્કાર થતો નથી; તેમ જે નિયમને જે વધારે અવલંબે, તે ઉપરથી તેની તદ્વિષયક કક્ષા અને પંક્તિ નિર્ણિત પણ થાય છે. પ્રવાહી પોતાની સપાટી ખોળી લે છે.



# સાહિત્યનું પ્રધાન તત્ત્વ.

ભગવાન પાણિનિ કહે છે કે એક શબ્દનું પણ યથાર્થ જ્ઞાન થાય તો તે સ્વર્ગને પ્રાપ્ત કરાવે છે. પ્રત્યેક પદ અને પદાર્થને વિષે પણ આવીજ વસ્તુસ્થિતિ છે કેમકે જ્ઞાન એ પરમતત્ત્વની જોડે એવી જોડે સુવર્ણ શૃંખલાથી જોડાયેલું છે કે તેનું તત્વ મેળવવા જતાં આપણે પરમ તત્ત્વની પાસેજ જવું પડે. કહેવાય છે કે સૉક્રેટીઝ પ્રતિસ્પર્ધિઓને વ્યાખ્યાઓમાં ગુંચવીને મ્હાત કરતો. કેટલાક શબ્દોનો અર્થ કરવો, લક્ષણ બાંધવું બહુ અઘરૂં થઇ પડે છે. સાહિત્ય શબ્દનુંયે એમ છે કેમકે તેનો અર્થવિસ્તાર અથવા અર્થસંકોચ ચાલ્યાજ કરતો હોય છે. એટલે લક્ષણ બાંધવાનો પરિશ્રમ કરવા કરતાં એના સ્વરૂપનો વિચાર કરવો ઠીક પડે છે.

ઘણુંખરૂં કાવ્ય, સાહિત્ય, કળા ઇત્યાદિના અર્થવર્ણનમાં અતિશયોક્તિ હોય છે. કેમકે જો પ્રેમ ન હોય તો વર્ણન કરવાનું મન ક્યાંથી થાય? ને પ્રેમનાં ચક્ષુમાં ઘેન તો હોયજ અને કંઇક મસ્તીએ હોય એટલે આવા વિધાયકોની વ્યાખ્યાઓ અને ઉક્તિઓ માંથી દૃષ્ટિની મસ્તીનો અંશ બાદ કરવો એ સલાહ ભરેલું થઇ પડે

છે. કોઇ કવિતાની વાત કરતાં તેને સાતમે આસમાન ચઢાવી દેશે. કોઇક, સાહિત્યમાં આખા સાત ગ્રંથોને પણ સમાવા નહિ દે. ત્યારે કોઇ વળી બીજીજ હદે જશે. આવું આવું થાય પણ તે ચાલવા દેવું પડે. આ બધા વૈવિધ્યમાંજ પ્રભુની માયાનો વિલાસ છે.

અખિલ વાઙ્મયમાં સાહિત્યનો પણ એક સુન્દર પ્રદેશ છે; તથાપિ વાઙ્મયમાં અનેક બીજા મનોહર વા મહાન્ પ્રદેશો પણ છે: જેમકે શાસ્ત્ર એ વાઙ્મય છે પણ સાહિત્ય નથી. સાહિત્ય એ આપણી સામગ્રી છે અને શાસ્ત્રો એતો આપણાં શાસક છે; જેને માનતા હોઇએ તે, (ને જો માનતા હોઇએ તો એ શરત નથી મૂકતો). શાસ્ત્રોમાં રસ, સૌન્દર્ય કે આકર્ષણ ન હોય એમ કંઇ નહિ પણ એ સૌ તેની બૃહદ્ ભાવનાના માહાત્મ્યમા ડૂબી જાય છે. કાવ્ય પ્રકાશકાર કહે છે એ જડની વાત છે કે કાવ્ય ઉપદેશ તો કરે છે પણ કાન્તાની પેઠે. શાસ્ત્રો એ પ્રભુ વા પેગમ્બરોના આદેશ છે; સાહિત્ય એ મહાત્માઓ વા મનુજોનો સંદેશ છે.

વળી એ તો જાણીતુંજ છે કે કેવળ વિદ્યાગ્રંથો પણ સાહિત્યમાં ગણાય નહિ. ભૂગોળ વિદ્યાનો ગ્રંથ એ સાહિત્ય નથી, રચના સૌન્દર્ય હોય તોપણ નહિ. રચના સૌન્દર્ય એ સાહિત્યનું પ્રધાન લક્ષણ નથી. અંગ્રેજી મહિનાની 'કવિતા'ને સાહિત્યમાં ગણવી હોય તો સાહિત્યનું મ્હોડું મ્હોટું કરવું પડે. ત્યાં તો વિદ્યાને સુગમ કરવા છન્દની સહાયતા લેવાઇ છે. છન્દ એ કવિતા નથી. બેય અર્થમાં.

ત્યારે ઇતિહાસના ગ્રંથોનું શું ? એ ભૂતકાળના નિરૂપક માત્રજ હોય તો તો એને પણ વિદ્યાગ્રંથોની પેઠે સાહિત્યની ગણત્રી કરતાં અભરાઇએ મૂકવા પડે. પણ કાર્લાઇલ ના 'ફ્રેન્ચ રેવોલ્યુશન' કે ચંદના 'પૃથુરાજ રાસા' ને સાહિત્યમાંથી કોણ બાદ કરશે ? ત્યારે એવું શું છે કે જેથી એ ગ્રંથો આપણી સ્વયંભૂ વૃત્તિ વડે સાહિત્યમાં સ્થાન પામે છે ? એવું શું છે કે જે વડે એનું 'સુખ

મીઠું ' લાગે છે અને જે વડે સાહિત્ય સ્નેહિઓ એને ' લળી લળી બોલાવે ' છે ?

સાહિત્ય એ માનવ હૃદયનો માનવ હૃદયને સંદેશ છે. કોઈવાર એ સંદેશ સ્પષ્ટ હોય છે કોઈ વાર શાલમાં વિંટેલો હોય છે. કહે છે કે કાવ્ય એ હૃદયને અને ગદ્ય એ મગજને અનુસરે છે. વસ્તુતઃ કવિતા તેમજ ગદ્ય બન્ને મન તેમજ બુદ્ધિને સ્પર્શે છે, માત્ર, કવિતાની અભિમુખતા સંકલ્પ વિકલ્પાત્મક મન તરફ ત્યારે ગદ્યિતની અભિમુખતા વિવેચનાશીલ બુદ્ધિ તરફ હોય છે. તથાપિ પડખાનો અને સન્મુખતાનો ભેદ તો છે.

સાહિત્ય એટલે સામગ્રી : રસની શબ્દમય સામગ્રી. આગળના વખતમાં કવિઓ સાહિત્યવડે રાજાઓને રીઝવતા ને તે તેમનું અર્થસાહિત્ય થતું. હવે લેખકો તેવડે જનસમુદાયને રીઝવે છે. કોઇ દેશમાં તે અર્થસાહિત્ય ને કોઈ દેશમાં તે માત્ર યશસાહિત્ય બને છે. એ રીતે કે આ રીતે વધારે સારૂં સાહિત્ય પ્રકટે એ વળી બીજો પ્રશ્ન છે. સભાને વા સાક્ષરોને રંજન કરવાની ભાવનાથી પ્રકટેલું સાહિત્ય વિવશ કરવાને રચેલા સાહિત્ય કરતાં જરા વધારે વિવેકવાળું હોય ખરૂં. અને વળી ઉશ્કેરવાને લખેલા સાહિત્ય કરતાં ઉસ્કેરાયાથી લખાયેલું સાહિત્ય જરા ભિન્ન પ્રકારનું હોય. રા. મુનશીનું 'રાજાધિરાજ' ઉશ્કેરવાને લખાયેલું હોય એમ લાગે છે. ગોવર્દ્ધનભાઇનું ' સરસ્વતીચંદ્ર ' ઉશ્કેરાઇને લખાયેલું છે. નંદશંકરનું ' કરણઘેલો ', (–એકાદ પ્રકરણ બાદ કરતાં ) ન ઉશ્કેરવાને ન ઉશ્કેરાઇને લખાયેલું છે. કયું વધારે સારૂં કે ખોટું એ મુદ્દા ઉપર આપણે અત્યારે નહિ ઉતરીએ.

ઉપર સૂચવ્યું કે સાહિત્ય એટલે શબ્દમય રસ સામગ્રી. પણ એ વ્યાખ્યા ઉપરે બહુ ભાર મૂકવા મન થતું નથી. કેમકે એક તો એ વ્યાખ્યા અપૂર્ણ છે અને વળી અતિવિસ્તૃત છે. પણ બીજું એ કે

રસને ચાખવો ચખાડવો સ્હેલો પણ, સમજાવવો એ બહુ કઠણ: બ્રહ્મનુંજ વિવરણ કરવા જેવું. કારણ કે રસ એ તો શ્રુતિ ભગવતી કહે છે એમ બ્રહ્મનું સ્વરૂપ છે.

સાહિત્ય એટલે માનુષી ભાવનાનો વાઙ્મયમાં અવતાર, એ વ્યાખ્યા ચાલી શકે ખરી. કારણ કે કાવ્ય, નાટક, નવલકથા ઇત્યાદિ સર્વ પ્રકારના સાહિત્યમાં લેખકની ભાવના એજ પ્રાધાન્ય ભોગવે છે. ભાવના એજ એની પ્રેરક શક્તિ હોય છે. અને એ ભાવના એક ચાર લીટીના કાવ્યમાં કે ચારસો પાનાની નવલકથામાં મૂર્તિમંત થતી હોય તથાપિ તે બન્નેને આપણે સાહિત્ય કહિયે છિયે. એ આવશ્યક નથી કે આ ભાવના સુસ્પષ્ટજ હોવી જોઇયે. જેવું મનુષ્યનું અંતઃકરણ અપ્રમેય છે તેવીજ સાહિત્યકૃતિની પાછળ વિરાજતી ભાવના અભેદ્ય અને અપ્રમેય હોઈ શકે. 'ટૅમ્પેસ્ટ'ની પાછળ ભાવના છે,–શી છે એ કોણ કહી શકશે? ભાવનાની પરિપકવ મનોહરતા વડેજ એ 'હૅમ્લેટ' થી ચઢે છે. 'હૅમ્લેટમાં દુઃખમય સંસાર છે. 'ટૅમ્પેસ્ટ'માં સંસારના તોફાન પછીની શાન્તિ છે; અને શાન્તિ પછી પાછું નવજીવન સ્ફુરે છે. એ નવજીવન વિધાતાની દૃષ્ટિમાં સંસારને સાર માનવાની ભ્રમણા નથી. તેમ અસાર માનવાની ઉતાવળ પણ નથી. એમાં સંસાર એ પ્રભુની એક લીલા છે–એક નાટક છે. યુરોપીયનો 'હૅમ્લેટ' ને વધારે સ્તવે છે એમાયે નવાઇ નથી. આગળ ચાલિયે.

વળી એક બીજી વાત પણ જરા નોંધવા જેવી છે. તે એ કે સંસાર અને સાહિત્યનો સંબંધ. પત્ની પતિને કહે કે "શાંત થાઓ સ્વસ્થ થાઓ; પ્રાણ." એમાં ભાવના છે અને ભાવનાનો વાણીમાં અવતાર છે. જીવનની ધન્ય ક્ષણનો ભારતીમાં આવિર્ભાવ છે, પણ એ સંસાર છે. સાહિત્ય નથી. એજ સંસારને લેખક વાઙ્મયમાં ચિત્રિત કરે એટલે એ સાહિત્ય થાય. * સંસારને ઇશ્વરી સૃષ્ટિનું બંધન

* જેમકે: "શાંત થાવ; સ્વસ્થ થાવ: સ્વામી મ્હારા શ્યામ! હો!"
–લલિત.

છે, સાહિત્યને નથી. એટલેજ અદાલતના પ્રખ્યાત કેસના વર્ણનને આપણે 'સમાચાર' કહિયે છિયે સાહિત્ય નહિ. સાહિત્ય એ સંસાર નથી; સંસારનું ભાવનાભીનું આલેખન છે: ચિત્રકલા વા શિલ્પકળાના પ્રસાદોની પેઠે. ચિત્રકાર ટર્નરે એક વૃદ્ધ બાઇને પોતાનાં ચિત્રો બતાવતો હતો. તે બાઇએ એનું સંધ્યાનું મનોહર ચિત્ર જોઇને કહ્યું "પણ આવી સંધ્યા તો કોઇ દહાડોયે દીઠી નથી." ચિત્રકારે ઉત્તર દીધો "પણ બાઈ સાહેબ, આપને લાગતું નથી કે એવી સંધ્યા હોય તો કેવું સારૂં?" સંસારની સરૂપતા ભાવનાને નિગ્રહિત કરે છે. પેલા દૃષ્ટાંતમાંજ જુઓ. એમ બને કે પત્નીના ઉમળકાભર્યા આશ્વાસનના ઉત્તરમાં પતિ કદાચ આકાક્ષિતથી સરસે બોલે પણ કદાચ નયે બોલે. અને અરૂપ ભાવનામય સૃષ્ટિમાં તો કવિ જે બોલાવે તે બોલે. ભૂલે એટલું જાય.

આ રીતે સાહિત્ય એ ભાવનાભરી વાગ્સૃષ્ટિ છે. પણ એ સૃષ્ટિનો કેવલાદ્વૈતરૂપે સર્વદા સાક્ષાત્કાર થતો નથી. સાહિત્યનું સુવર્ણ ઘણીખરી ખાણોમાંથી કાચી ધાતુના રૂપમાજ નીકળે છે તેની સાથે થોડું વત્તું માટીનું મિશ્રણ હોય છે. કોઈ ખાણમાં કુંદન વધારે કોઇમાં થોડું હોય છે. અથવા બીજી રીતે જોઇએ તો સાહિત્યસૃષ્ટિનો સંબંધ કોઇ પણ વિદ્યા કળા કે શાસના જોડે પણ હોઇ શકે, તથાપિ ભાવનાભર્યા સંદેશના સંસ્પર્શ વડેજ એ સર્વ સાહિત્ય રૂપ થાય છે. અખેગીતામાં બ્રહ્મવિદ્યા તો છે, પણ જોડે પારદર્શી કવિનો ઉદ્ધારક સંદેશ છે, અને એથીજ એ સાહિત્ય બની જાય છે. એ લેખકનું યશસાહિત્યજ નહિ પરંતુ વાંચકનું જીવન સાહિત્ય પણ છે.

તથાપિ, કાવ્ય કળા કે સાહિત્યની વ્યાખ્યામાં મનગમતી ચીજોનોજ સમાવેશ થાય એવો આગ્રહ કે પૂર્વગ્રહ રાખવા જેવુંયે નથી. આ બધા તો સામાન્ય શબ્દો છે. એવા શબ્દોનો પ્રદેશ વિશાળજ હોય. તેમાં ઉત્તમ, મધ્યમ અને અધમ બધી પંક્તિઓ હોય. ઉત્તમ નમુનાઓના પ્રસંગથી તેના વાચક શબ્દની જોડે વિનય, વિવેક,

સૌંદર્ય કે સૌષ્ઠવ સંકળાયેલાં લાગે પણ તે તો આદર્શો છે. આદર્શો અને આભાસો બન્નેને દુનિયામાં અવકાશ છે. અને સારાં સામાન્ય તેમજ રાશી માણુસને આપણે માણુસ તો કહિયેજ છિયે ને. સાહિત્ય એ અંતે તો માનવ બુદ્ધિનો વિલાસજ છે અને બુદ્ધિ એ વારાંગના છે એ વાત ચતુર આગળ ક્યાં ચાસન કરવી પડે એમ છે ?

સાહિત્ય સંસારનુંયે હોય અને સ્વર્ગનુંયે હોય. સંસારમાં બુરાડનારૂંયે હોય અને તરાવનારૂંયે હોય. સાહિત્ય એ તેના વિધાતાના અંતર્દર્શનનો, અંતર્નાદનો કે અંતરૂર્મિનો શબ્દમાં આવિર્ભાવ છે. બહિર્જગતમાં લેખક વિચરે છે ખરો પણ એના અંતરનાં ઉડ્ડયનો એના આંતરજગત્માં હોય છે. એ ઉડ્ડયનો-અથવા ગુહાપ્રવેશો હોય તો તે-એના આંતરજગત્ની વિશાળતાથી વિસ્તૃત અને મર્યાદાથી મર્યાદિત પણ હોય છે. જેમ વ્યક્તિઓનું તેમજ સમુહોનું પણ,-કેટલેક અંશે પણ, એ સાહિત્યસમીક્ષાની મીમાંસાનો પ્રદેશ છે.

સાહિત્યના જે ઉપલક્ષણને આપણે સ્તવિયે છીએ તેને અંગે એક પ્રશ્ન ઉલ્લાસૈકપ્રિય જનોમાં થાય એમ છે. તે એ કે, ત્યારે શું શિખામણ દેવી એ સાહિત્યનું પ્રધાન કાર્ય ?-એ સાહિત્યનું કાર્ય હોય તો સાહિત્યને ન્હાનમ નથી; પણ એ કાર્ય એનું નથી. સાહિત્યની પ્રધાન ભાવના હૃદયને હસાવીને કે હુલાવીને, રમાડીને કે રડાવીને, ઉશ્કેરીને કે પિગળાવીને-સંદેશ પહોંચાડવાની છે. સાહિત્યજનકને ઉપદેશ કરવાની સ્વતંત્રતા છે. પણ તે તેને પોતાને જોખમે. તેની યોગ્યતા જોવાનું, તેના ઉપદેશને સહન કરવાનું, અને તેને સ્વીકારવાનું વાંચક પોતાના હાથમાં રાખે છે.-વર્તમાન વાંચક વળી વિશેષે. વળી સંદેશ એ ઉપદેશ છે અને નથી. ગાર્ડિનરના ઘણા નિબંધોમાં માત્ર ગમ્મતજ દીસે છે. પણ ગમ્મતની પાછળ ગોષ્ઠિ છે અને ગોષ્ઠિની પાછળ ગુંજનો છે.

વધારે સુકોમળ ઉપદેશ સાહિત્યને વધારે માન્ય છે. એ કોમળતા શબ્દોની હોય અને ના પણ હોય. સાહિત્યની શબ્દસૃષ્ટિની

પાછળ કોમળતા જોઇએ તે હૃદયની. સ્વિફ્ટના 'ગુલિવર્સ ટ્રાવેલ્સ' ની કે નર્મદના 'ધર્મ વિચાર'ની વાણી સપાટાઓથી ભરેલી છે; પણ, એની પાછળ અંતર્‌ની મિઠાશ છે. બંધુઓના કલ્યાણની ઉત્કટ ભાવના એમા વિરાજે છે; અને વાણીની તીવ્રતા તો સ્નેહની અધીરતામાંથી જાણે જન્મે છે.

એટલે આપણે કહી શકિયે કે સમગ્ર સાહિત્યનું પ્રધાન તત્ત્વ સંદેશ છે. એ સંદેશમાં વાલ્મિકિનો પ્રસાદ કે હોમરની વીરતા હોય, ડાન્ટેનો સ્નેહ કે હાફીઝની શરાબી હોય; મોન્ટૈનનો આલ્હાદ કે શૉપનહૉરની આર્તિ હોય, ટૉલ્સ્ટોયનો ઉદ્વેગ કે સર્વેન્ટીઝનો કલ્લોલ હોય, ન્યુમેનની ભક્તિ કે ઇમર્સનની ભાવના હોય—પણ એ બધા ગુણોનાં વાહક વિશેષણોનો વિશેષ્ય સંદેશ છે.

સાહિત્યની અધિષ્ઠાત્રી દેવતા આપણા જગતને ભાવના અને સંદેશ વડે પૂરિત કરે છે; સાહિત્ય-સૃષ્ટાના રંગવડે, રસવડે અને રાગવડે તે અંકિત થાય છે; અમૃતમયી વાચ્ એ તેની વાંછના છે; રસ એ એનો આત્મા છે; અને સમગ્ર સાહિત્ય એ તેનું વિરાટ્ શરીર છે. તથાપિ સાહિત્ય દેવી એ સરસ્વતી નથી, તેમ સાવિત્રી પણ નથી. પણ એ જગદંબાની એક પ્રભાવતી કલા છે. સરસ્વતીની સુકુમાર પવિત્રતા એ એની ભાવના છે. અને ધિયોને પ્રેરનાર સવિતાનું વરેણ્ય ભર્ગ એ એનું વિસરાતું પણ હૃદયે વિરાજતું પરમધ્યેય છે. મુનિયોનાં નિરીક્ષણ કરતી ભવિષ્યની ભગવતી શતાક્ષીની જાણે એ છાયા છે. અને એ પોતાનાં અનેક લોચનો વડે સૃષ્ટિને નિરખતી, કોઇને અભયદાન દેતી, કોઇને સંહારતી, પોતાના સૂરો અને રાગોને બહેલાવતી વા બદલતી, કોઈ તરફ મુખ મલકાવતી અને કોઇ તરફ મુખ મરડતી–તથાપિ સર્વ કાળે પોતાની પાવન ભાવનાને વ્યંજતી અને પોતાના પરમ ધ્યેયને સંસ્મરતી, આપણા જગતમાં વિચરે છે.

---

# વાઙ્મયની પ્રધાન ભાવના.

ભગવાન્ વેદવ્યાસ પોતાના શિરોલેખમાં નિર્મત્સર સત્પુરૂષોને તાપત્રયવિનાશક શિવદ વસ્તુ પ્રબોધતાં વાઙ્મયના ઉદાર દૈવી આદર્શને વીણાપાણિની વચોવિભૂતિરૂપે આ પ્રમાણે સ્તવે છેઃ—

इदं हि पुंसस्तपसः श्रुतस्य वा स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः ।
अविच्युतोऽर्थो कविभिर्निरुपितो यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥

જે વાણી શ્રીહરિના જગત્પવિત્ર યશનું અનુકથન કરતી નથી તે રસાલંકારસુંદર હોય, તથાપિ મનુષ્યોના કાલુષ્યના ફલરૂપ છે; અને તે કાકતીર્થમાં હંસો રમણ કરતા નથી.

આ દૈવી આદર્શને અનુસરીને વાઙ્મયના પ્રથમ, પુનિત, અને પ્રધાન આદર્શરૂપ શ્રુતિ ભગવતી સૂક્તો વડે પરમ પુરૂષનુંજ સ્તવન કરે છે; કર્મકાંડ વડે તેના શ્રેષ્ઠ પથનું વિધાન કરી, તેના યશને વિસ્તારે છે; અને અપ્રતીમ તેજોમય ઉપનિષદો દ્વારા તેનાજ અખંડ સતચિદ્ઘન સ્વરૂપનું નિરાજન કરે છે. વળી ભગવાન્ મનુ, યાજ્ઞવલ્ક્ય, પરાશરાદિ ધર્મશાસ્ત્રકારો પણ પ્રભુનાજ હૃદયરૂપ ધર્મને વિધિનિષેધદ્વારા ઉપાસે છે. આદિકવિ શ્રી વાલ્મીકિ સર્વવ્યાપક વિષ્ણુ ભગવાનના અવતારરૂપ શ્રી રામચંદ્રના અયનનુંજ પોતાના અદ્વિતીય કાવ્ય વડે યશોગાન કરે છે. વળી, જગત્‌ના ઉત્તમોત્તમ ઇતિહાસગ્રન્થમાં ભગવાન્ પારાશર ઇશ્વરનાં જગન્નિયામક તત્ત્વોની સમાલોચના કરાવતા, યોગેશ્વર ભગવાન્‌ના પક્ષનું ઐતિહાસિક સમર્થન વિસ્તારે છે. આ પછી, આધિભૌતિક, આધિદૈવિક, અને આધ્યાત્મિક સત્યોનું નિરુપણ કરનારા, અને પરમાત્મા પ્રત્યે અહૈતુક તથા અપ્રતિહત ભક્તિ પ્રેરનારા પુરાણ ગ્રન્થોની ભાવનાની વિશુદ્ધિ વિષે શું કહેવું? ભગવાન્ વેદવ્યાસ ત્રણે પુરૂષાર્થોનું યથાર્થતઃ વિવેચન કરનારા ગ્રન્થોથી પણ પોતાને

અકૃત્યકૃત્ય માની, શ્રી પરમાત્માની કલારૂપ અવતારોનું યશોગાન કરવા પોતાના દિવ્ય ગ્રન્થ શ્રીમદ્ ભાગવતમા પ્રવર્તે છે. વળી ભગવાન્ શંકર આદિ આચાર્યો પણ પરમાત્માનું સ્વરૂપ કથન કરનારાં શાસ્ત્રોનેજ અવલંબે છે, વિસ્તારે છે, અને પ્રકાશે છે. આ પ્રમાણે દેવ ભાષાના આદર્શ વાઙ્મયમાં ઇશ્વર એજ પ્રધાન વિષય છે, અને વિવિધ રીતે તેનુંજ સ્તવન એ ભાવના છે.

પ્રાકૃત ભાષાઓએ પણ ગીર્વાણમાતાના ઉત્કૃષ્ટ પથનેજ ઘણે અંશે સ્વીકાર્યો છે. હિન્દી ભાષાના અગ્રગણ્ય કવિ તુલસીદાસ શ્રી રઘુનાથનાં પુણ્યચરિતને સ્વભાષામાં રસમય અને શિષ્ટાચાર પ્રદર્શતી વાણીમાં વર્ણે છે. ગુર્જરભાષાના શિષ્ટકવિ નરસિંહ તથા કવિવર પ્રેમાનંદ આદિ લેખકોએ પણ શ્રીહરિના યશ વિસ્તારવામાં વાણીનું માહાત્મ્ય માન્યું છે. મરાઠી ભાષામાં તુકારામ આદિની નૈસર્ગિક શક્તિઓ એજ વિષયમાં પ્રેરાઇ છે. વળી બંગદેશનું પુરાતન બંગીય સાહિત્ય, તેમજ આધુનિક સાહિત્ય પણ પોતાના લોકવિખ્યાત કવિવરવડે, ઇશ્વરનું ઘટઘટમાં દર્શન કરવાના ઉચ્ચગ્રાહને ધ્વનિત કરી રહ્યું છે.

કાલબલ અને અન્યબલવશાત્ વિશેષ વિકૃત થયેલી ભાષાઓએ પણ આ ઉચ્ચગ્રાહનો કેવલ ત્યાગ કર્યો નથી. ગ્રીસના પ્રજ્ઞાચક્ષુ કવિએ દેવોનાં અનુકીર્તન સમેત તે પ્રજાના ધાર્મિક વિચારોને ઇતિવૃત્ત નિમિત્તે પ્રબોધ્યા છે. યાહુદીઓની ઇશ્વર પ્રત્યેની પ્રેમપૂરિત ભાવનાઓ મહાત્મા ક્રાઇસ્ટના શિષ્યોએ સંગ્રથિત કરેલા પુણ્યગ્રન્થમાં પરાકાષ્ટાને પામે છે. ઇટાલીનો કવિવર ડાન્ટે, આંગ્લભૂમિનો મહાકવિ મિલ્ટન, તથા અન્ય ભૂમિઓના ઈમર્સન, શૉપનહોર આદિ વિદ્વાનો પણ એજ ઉચ્ચગ્રાહને અબલંબવામાં ઉત્કૃષ્ટતાને સ્વીકારે છે. ચીન, જાપાન આદિનું પુરાતન વાઙ્મય, મહાત્મા કન્ફ્યુસ્યસ અને બૌદ્ધધર્મના અનુયાયી સાધુજનોના ધર્મપ્રબોધક અને અર્હત્ના કીર્તિગીતના ઉદ્-

ગારોથી ભરેલું છે. ઝંદ, પાહ્‌લવી, અને અરબ્બી ભાષાઓ પણ પોતાના જગદ્વિખ્યાત ઝંદઆવસ્તા, કુરાન આદિ વંદનીય ગ્રન્થો વડે પ્રભુનાજ પેગામને પ્રબોધે છે.

આ પ્રમાણે દૈવી તેમજ માનવી વાઙ્‌મયના સનાતન આદર્શનો સહજ સમન્વય બની આવે છે. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ માનવજીવનના પુરુષાર્થ; તે પુરૂષાર્થની સમ્યગ્‌વ્યવસ્થા તથા સિદ્ધિને અર્થે શાસ્ત્રગ્રન્થ; તે ગ્રન્થોદ્દિત વિદ્યાને સુસાધ્ય કરવા, અને અવિદ્યા તિમિરનું ઉદ્દ્‌ઘાટન કરવાને સારૂ શિષ્ટ સાહિત્ય; અને સનાતન સત્ય, શિવ અને સુન્દર તત્ત્વને જેટલે અંશે અનુસરે, તેટલે અંશે તે સાહિત્યની યોગ્યતાઃ આ વિચાર શ્રેણિને શાસ્ત્રનું, શિષ્ટોનું, અને અનુભવનું સમર્થન હોવાથી, આ યુગમાં પણ સુશિક્ષિત જનોને તે આદરણીય છે.

આ વ્યવસ્થા છતાં, યુગપ્રભાવથી ઉત્પન્ન થયેલાં અનેક બળો આ વિવેકને નષ્ટપ્રાયઃ કરતાં દૃષ્ટિગોચર થાય છે. પશ્ચિમના ચક્રથી જેમ ભારતભૂમિના ધાર્મિક, સામાજિક, અને રાજકીય આદર્શોનો હ્રાસ થયો છે, તેમ સાહિત્યની ભાવનાઓ પણ નિમ્નગામી થઈ છે; અને નૂતન ભાવનાઓને પરિણામે વિશેષ રજસ્તમોમય બનતા સામાજીક જીવનની વિકૃતિના પોષક અને સાધક બનતા જતા સાહિત્યથી વિદ્વાનોને અસંતોષ થાય, તે કાંઇ આશ્ચર્યજનક નથી. તથાપિ યુગનું હજી તો પ્રથમ ચરણ છે; તેમાં તો આપણા પુરાતન શિષ્ટ આદર્શોનો વિશેષ પરાભવ ચિરસ્થાયી થવો ઘટતો નથી.



# સાહિત્યના પાંચ ગુણો.

સાહિત્યના પ્રસાદ આદિ ગુણો સુપ્રસિદ્ધ છે. પણ અહીં એક બીજા દૃષ્ટિબિંદુથી ગુણોનું નિર્વાચન કરવાનું સાહસ કરૂં છું. આમ કરવામાં પ્રણાલિકાભંગ અને પ્રણાલિકાઆશ્રય બન્ને મ્હારે કરવાં પડે એમ છે એટલે અત્યારના બન્ને પક્ષો મ્હારા પ્રત્યે 'સ્વકીય' તરીકે જુવે અથવા એકે એવી રીતે ન જુવે એ બેય વાતો સંભવે છે. પણ જે વિદ્વાનો વિચારોને સમજવામાં સહાનુભૂતિને આવશ્યક ગણતા હોય તેમના તરફથી મ્હને અનુકૂળતા રહેવા સંભવ છે. કદાચ પ્રતિરોધ થશે તો પણ वादे वादे जायते तत्त्वबोधः એ સૂત્રવડે તેમાં પણ મ્હને સંતોષજ થશે.

સાહિત્ય શબ્દના અર્થની, તેના આદર્શની, તેના ઇતિહાસક્રમની ચર્ચામાં હું અત્યારે નહિ ઉતરૂં, માત્ર જાડું જાડું સૂચન કરીશ. જાડું એટલા માટે કે લક્ષણ બાંધવું એ, સોક્રેટીઝ કહેતો એમ, બહુ ઝીણી ને મુશ્કેલ વસ્તુ છે. એટલે, એ કાંટાવાળા પ્રદેશમાં જાડા ચામડાના જોડા પ્હેર્યા વિના જવાનું સલાહભરેલું નથી.

સાહિત્ય એ માનવોની ભાવનાપ્રધાન શબ્દસૃષ્ટિ છે. જેમ શાસ્ત્રોનો પ્રધાન હેતુ આદેશ, ઇતિહાસનો ભૂતકાળવર્ણન, તત્ત્વવિદ્યાનો સત્યશોધન તેમ સાહિત્યનો પ્રધાન હેતુ વિનોદ. સાહિત્યગ્રંથ તે શબ્દસૃષ્ટિની મૂર્તિ અને લેખક તે સૃષ્ટિનો વિધાતા.

આવી શબ્દમૂર્તિ અનેક પ્રકારની હોય. તે દૈવી હોય, માનુષી હોય, આસુરી હોય કે રાક્ષસી હોય. તે દૃષ્ટિસિંચન કરવા જેવી સુંદર, અથવા સ્હેજ નજર કરી લેવા જેવી સામાન્ય અથવા કસાણું મ્હોઢું થઇ જાય એવી કદ્રૂપી પણ હોય. તે ચિરંજીવિની હોય,

અલ્પપ્રાણ હોય, અથવા પ્રાણવિહીનજ હોય. તે પ્રકાશમયી હોય, ક્રિયાવતી હોય કે પ્રમાદ અને આલસ્યથી ભરેલી પણ હોય.

તેના વિધાતાની ભાવનાને મૂર્ત કરે માટે તે મૂર્તિ, મૂર્તિ એટલે જડજ એમ કંઇ નહિ. એ જ્વલન્ત, જીવન્ત, જડ ગમે તેવી હોઇ શકે. આ વિશ્વ એજ વિરાટ્ ભગવાનની પ્રત્યક્ષ મૂર્તિ ક્યાં નથી. વળી એકજ વિધાતા પોતાના મનોભાવના વૈચિત્ર્યાનુસાર અનેક મૂર્તિઓ ઘડે; અને પ્રત્યેક મૂર્તિનું તારતમ્ય જૂદુંજ હોય. કાલિદાસે 'અભિજ્ઞાન શાકુન્તલ' રચ્યું અને 'વિક્રમોર્વશીય' રચ્યું પણ એની કિંમત જૂદીજ. ક્યાં શેક્સપીયરનું 'ટેમ્પેસ્ટ' અને ક્યાં 'ટેમિંગ ઑફ ધિ શ્ર્યૂ'?

આ પ્રમાણે ભિન્ન ભિન્ન શબ્દમયી મૂર્તિઓરૂપી સાહિત્યગ્રંથોની સમાલોચનામાં જે વસ્તુઓ પરોક્ષ કે અપરોક્ષ રીતે આપણને અસર કરે છે, તે બધીનો આપણે અત્યારે વિચાર કરતા નથી. વ્યક્તમૂર્તિના આત્મા, તેના બુદ્ધિવૈભવ કે તેની મનોદશાની પણ આપણે અત્યારે ચર્ચા નહિ કરીએ. માત્ર તેના પાચ ગુણોની આપણે સમીક્ષા કરીશું.

પ્રથમ ગુણ લાલિત્ય. એ, શબ્દને–કર્ણેન્દ્રિયને અસર કરવાની શક્તિને અવલંબે છે, જેમકે લઇએ રા. ભીમરાવનું દિવ્યવીણાને આવાહનઃ—

ગા તું ફરી અતુલ ગાયન એક વેળા,
હે દિવ્યવાદિનિ ! તુંને અમરો વરેલા.

આ કડીમાં વિવિધ પાદના શબ્દલાલિત્યમાં આરોહ છે; છેલ્લો પાદ ઉત્કૃષ્ટ છે.

બીજો ગુણ કોમળતા અથવા મૃદતા; એ સ્પર્શગુણ જોડે સંબંધ રાખે છે. પણ પહેલાં, આ ભૌતિક ગુણોનો વિનિયોગ સાહિત્યસમીક્ષામાં હું કેમ કરૂં છું તે કહું. ભૌતિક ગુણોના અનુભવને સારૂ ભૌતિક પદાર્થોના અસ્તિત્વની આવશ્યકતા ન ગણીએ તો ન ચાલે?

સ્વપ્નામાં ભૌતિક પદાર્થો ક્યાં હોય છે? વાર્તાવર્ણનમાં પણ ક્યાં હોય છે? અને એકાંતના તરંગોની લહેરમાં પણ ક્યાં હોય છે? એટલું તો ખરૂંજ કે ભૌતિક જગતમાંથી આપણે આપણી ઉત્પ્રેક્ષા રચિયે છિયે. મૃદુતા, કોમલતા, એ સાહિત્યનો બીજો ગુણ હૃદયને સ્પર્શે છે. ઉપરનું દૃષ્ટાંત મૃદુતાવિશેષનું નથી. કલાપીની 'ગ્રામ્ય માતાની' નીચલી પંક્તિઓમાં મૃદુતા વિરાજે છે. શેરડીમાંથી રસ વહેતો નથીઃ–હાલની પેઠે?—

"રસહીન ધરા થૈ છે દયાહીન થયો નૃપ;
નહીં તો ના બને આવું" બોલી માતા ફરી રડી.

'આપનું નામ શું?' અને 'આપનું નામ–કહેશો?' એ બે વાક્યોમાં મૃદુતાનો ભેદ છે.

ત્રીજો ગુણ સૌંદર્ય એ રૂપની જોડે સંબંધ રાખે છે. એમાં અવયવોના પરસ્પર અવલંબનનું, માપનું અને ચિત્રની મનોહરતાનું પ્રાધાન્ય છે. આના દૃષ્ટાંતને સારૂ રા. રા. ન્હાનાલાલના 'જયાજયન્ત' ની સંવનન સમયની હૃદયસિંચનની પંક્તિયો લઇયેઃ—

બોલે બોલે છે ગિરિઓમા મોર, ઢેલડ ટૌકો કરે,
મ્હારે અંતર ઉછળે અંકોર, જીવન ઝોલે ચ્હડે.

આ બન્ને પંક્તિઓનાં ઘણાખરાં પદોનું માપ સમાન આવી રહ્યું છે એટલુંજ નહિ પણ ઇશ્વરસૃષ્ટિના વિકારો માનવ હૃદયના વિકારો જોડે સમભાવ પામી સૌન્દર્યને પ્રકટાવે છે. આ દૃષ્ટાન્તમાં લાલિત્ય કે મૃદુતા વિશિષ્ટ રૂપે નથી; સૌંદર્ય છે. અથવા રા. રા. નરસિંહરાવની 'ઉત્તરાને અભિમન્યુ' ની છેલ્લી મનોહર પંક્તિયો લ્યોઃ–

દૃષ્ટિપાર થયો કાન્ત, પદધ્વનિ ગયો ડુબી,
ભૂલી ત્રિકાળને મુગ્ધા, અનિમેષ રહી ઉભી.

એમાં લાલિત્ય તો છેજ; મૃદુતા ગૌણ છે; સ્નેહની લયસમાધિનું મનોહર સૌંદર્ય છે.

ચોથો ગુણ માધુર્ય; તે રસની જોડે સંબંધ રાખે છે. મધુના જેવી આર્દ્રતા અને મિષ્ટતા એ તેનાં લક્ષણ છે. દૃષ્ટાંતમાં ભક્તિની અમરવેલ મીરાંના 'સતભામાના રૂસણા' ની બે પંક્તિઓ લઈએ:–

જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા,
હેતજ હોય તો હૈડામાં વરતાય જો;
અમે તમારી આંખડિયે અળખામણાં,
વ્હાલ હોય તો નયણામાં ઝળકાય જો.

વળી મહાકવિ કાલિદાસની ઉત્કૃષ્ટ કૃતિમાંથી માધુર્યનું દૃષ્ટાન્ત લઈએ. દુષ્યન્ત તપસ્વિની શકુન્તલાને જોઈ દ્રવન્ત હૃદયે પ્રશ્ન કરે છે:–

वैखानसं किमनया व्रतमाप्रदानात्
व्यापाररोधि मदनस्य निषेवितव्यम् ॥

અહીં માત્ર પ્રશ્ન છે. પણ તેમાં મધુના જેવી આર્દ્રતા અને મિષ્ટતા રમી રહેલી છે. અને વિધવિધ પુષ્પોના પરાગ જેવા શાન્ત, કરૂણ, શૃંગાર, હાસ્ય, અદ્ભુત આદિ અનેક રસો વ્યકત થવાને સ્પર્ધા કરી રહ્યા છે.

સાહિત્યનો–પદ્યનો તેમજ ગદ્યનો–પાંચમો ગુણ સૌરભ; એ ગંધ ઉપરથી આકર્ષિત કરી શકાય. મોહકતા એ એનું ચિન્હ છે. શ્રેષ્ટ પ્રકારની સૌરભ, સુવાસ પ્રકટાવવી એમાં બહુજ વિશિષ્ટ કલા જોઈએ. પ્રથમ લઈએ આપણા આદ્ય કવિની શૃંગારમાળાની બે પંક્તિઓ:—

શામળીઆ તે ઉરનું ભૂષણ હૃદયે ભીડી રાખું રે,
શણગટ વાળીને હું જોઉં વિનય વચન સુખ ભાખું રે.

આમાં કોમળતા તો છેજ પણ વિસ્તરતી મીઠી સુવાસ છે. વળી, શેકસપીયરના 'ટેમ્પેસ્ટ'ની શાન્ત પંક્તિઓ લઈએ:—

We are such stuff
As dreams are made of; and our little life
Is rounded with a sleep.

વળી એ સુવાસ કોઇવાર તીખી, તીવ્ર પણ હોય; તાજી તો બહુધા હોયજ. હૅમ્લેટ સંસારના વિપાદથી દબાયેલા હૃદયે વદે છેઃ—

To be or not to be; that is the question.

અથવા ગગનગામિની અને ગૌરવભરી પણ હોયઃ—

There's a divinity that shapes our ends,
Rough-hew them how we will.

એ પંક્તિઓમાં નથી પ્રાધાન્ય લાલિત્યનું કે મૃદુતાનું કે સૌંદર્યનું કે રસનું; પણ એમાં કોઇ સુરભિ વિરાજે છે, આપણને મોહિત કરે છે, તલ્લીન કરે છે.

આ ઉપર કહ્યા તે પાંચ ગુણો-લાલિત્ય, માર્દવ, સૌંદર્ય, માધુર્ય અને સૌરભ એ થોડા વધારે હોઇ શકે એટલુંજ નહિ પણ છેલ્લાં ઉદાહરણોમાં સૂચિત કર્યું છે તેમ તેના અવાન્તર વિભાગો પણ થઈ શકે. ગુલાબ, ચંપેલી અને ચંપાની સુરભિઓ મોહક છે તથાપિ ભિન્ન ભિન્ન પ્રકારની ખરીજ ને. સંભવ છે કે આ પાંચે ગુણોના ભેદ મ્હારાથી અહીં કરામલકવત્ કરાવાયા ન હોય, કેમકે કદાચ હજી એની વાસ્તવી રૂપરેખા મ્હનેજ વાગ્દેવીની મૂર્તિની પેઠે અપ્રમેય હશે.



# પ્રૌઢ શૈલી.

પ્હેલાં શૈલીનો કંઇ હિસાબ નહોતો ;કારણ લોકો માનતા કે દ્રષ્ટિ વસ્તુ ઉપર રાખવી, રૂપ ઉપર નહિ. પણ હમણા હમણામાં શૈલી ઉપર ભાર વધારે મુકાવા લાગ્યો છે. કેટલાક તો એમ પણ કહેવા લાગ્યા છે કે શૈલી એટલે લેખકનો સ્વભાવ-મૂર્તિમંત. પણ એટલું બધું તો નહિ હોય. અલબત શૈલી એ લેખ લખતી વખતનો લેખકનો મિજાજ-મનોવૃત્તિ-બતાવે છે. પણ લેખકને તે સર્વાંશે પ્રકાશતી નથી. વિચાર તેમજ શૈલી એ પણ અંતઃકરણના તરંગોની એક લહરી છે. તે કોઇ વાર જબરી અને ધુધવતી, કોઇ વાર અતિ શુભ્ર કે શ્યામલ ને કોઇ વાર રંગબેરંગી હોય છે. કોઈ વાર તે પ્રૌઢ, ગંભીર, ને કોઇવાર હસતી, રમતી, વિલસતી હોય છે, કોઇ વાર તે તલસ્પર્શી અને કોઇવાર માત્ર ઉપરછલીજ હોય છે. કોઇને કોઇમાં વધારે આનંદ આવે ને કોઇને કોઇમાં.

પ્હેલાં સાહિત્યમાં બધે પ્રૌઢ શૈલીનો આદર વિશેષ હતો, કારણ કદાચ એ હશે કે લેખક વાંચક બન્નેનામાં જીવનના ગાંભીર્યની ભાવના પ્હેલાં વધારે હતી. હવે તો લગભગ એવું થઇ ગયું છે કે 'જીવી નાંખો' 'લાભ લઇ લ્યો-જે લેવાય તે-દોડતાં દોડતાં.' ભાવના શૂન્યતાને લીધે યુરોપ ગુંચાયો છે. અને એ દુઃખે હવે એને ઝમઝમાટ કરનારૂં, ઉશ્કેરનારૂં, ઠઠ્ઠાબાજીનું અને ચકચૂર કરનારૂં સાહિત્ય-નિશો કરાવવા જરૂરનું થઇ પડયું છે. આપણે અહીં પણ પાશ્ચાત્ય કેળવણી સાથે ત્યાંની મનોદશા આવવા લાગી છે.

શૈલી અને વિષયનો સંબંધ સહજ છે પણ સ્થાયી નથી. એકજ વિષયપર અનેક શૈલીઓમાં લખી શકાય. પ્રૌઢ શૈલીની અસર ઉંડી વધારે થાય, રમતી શૈલી વધારે વિસ્તૃત સમુદાયમાં પ્રસરે. રા. આનંદશંકર ભાઇની શૈલી તે પ્રૌઢ અને સૌ. લીલાવતીની શૈલી તે

રમતિયાળ. રા. નરસિંહરાવની કંઇક પ્રૌઢ તથાપિ મર્મભેદક અને તેટલે અંશે ઔદાર્યની ઉણપવાળી. આ બધી વાત ગદ્યની. પ્હેલાં એ વિષે તો ભુલ પડે એવું નથી પણ રા. નરસિંહરાવે પદ્ય અને ગદ્ય વચ્ચે કોમળતા અને કઠોરતાને વ્હેંચી દીધી હોય નહિ એમ કોઇવાર લાગે છે. કહે છે ને કે લોકોત્તર જનોનાં હૃદય કુસુમથી પણ કોમળ અને વજ્રથી પણ કઠોર હોય છે.

એક રીતે તો પ્રૌઢ એટલે પુખ્ત. અને હરકોઇ સ્વભાવનું મનુષ્ય જેમ સમય જતાં પ્રૌઢ થાય છે એમ ભિન્ન ભિન્ન પ્રકારની શૈલીઓ રૂઢ દશામાં પ્રૌઢ હોઇ શકે. શેક્સપીયરનાં હાસ્ય પ્રધાન નાટકોમાં એક જાતની પ્રૌઢિ છે. મોલિયેરનાં રમુજી નાટકોની શૈલી ટીખળી ને રમતિયાળ છે. રા. મણિલાલના 'કાન્તા' નાટકની શૈલી પ્રૌઢ છે. રા. નવલરામભાઈના 'ભટના ભોપાળા' ની મોલિયેરના જેવી છે.

પહેલાં શ્રી. ગાંધીજીના કેટલાક અંગ્રેજી લેખોનાં 'નવજીવન'માં ભાષાંતરો થતાં, એની શૈલી પ્રૌઢ તથાપિ સરલ, અને રમ્ય તથાપિ ગંભીર કહી શકાય. પ્રૌઢ શૈલીમાં બળ ઓછું હોય એમ કંઇ નથી પણ પ્રૌઢતાથીજ બળ આવી જાય એમે માનવાનું નથી. અલબત એક પ્રકારનું બળ પ્રૌઢતામાં છે જે સંમોહભરી યુવામાં નથી, પણ યુવામાં બીજા પ્રકારનું બળ છે જે પ્રૌઢતામાં નથી.

પ્રૌઢ મનુષ્યમાં તેમજ પ્રૌઢ શૈલીમાં ગંભીરતા વધારે હોય. તન મનાટ જરા ઓછો થયો-હોય, અધીરતા જરા ઓછી હોય. યુવાનમાં ધમધમાટ વધારે હોય, નવીનતા અને ઉલ્લાસ પણ વિશેષ હોય.-ઘણું ખરૂં. બધાયને સારૂ એવો નિયમ મૂકીએ તો ઘણાને અન્યાય થાય! પણ ઘડાયાથી જેમ છછીલાપણું ઓછું થાય છે અને ધમાધમીનો ઉત્સાહ જરા મંદ પડે છે તેમ શૈલીમાં પણ એની છાયા પ્રસરે છે. નર્મદના ઉછરતી વયના ગ્રંથોની શૈલીમાં ઉત્સાહે છે, ને જરાક

ઉન્માદે છે. ઉત્તરકાળના ગ્રંથોમાં વિચાર તેમજ શૈલીની પ્રૌઢિ દૃષ્ટિગોચર થાય છે.

પ્રૌઢ શબ્દનો પ્રયોગ માર્ગસૂચક છે. ગંભીરતા એ પ્રૌઢ શૈલીનું પ્રધાન લક્ષણ કહીએ તો ચાલે ખરૂં. પ્રૌઢ માણસો હસતાં રમતા નથી એમ નથી હોતું પણ જુદી રીતે કે જુદી બાબતમાં કે જુદા ભાવથી હસે છે. યુવાનનું હાસ્ય અનિયંત્રિત હોય છે ત્યારે પ્રૌઢ જનોનું ધક્કાઓથી જરા ધીમું પડી ગયેલું હોય છે. અનુભવ ગંભીરતાનો પોષક છે, અને તેથીજ પ્રૌઢતા પોતાના અનુભવને લીધે, ઘણું ખરૂં જરા વધારે સન્માનિત થાય છે, તેમ, ટીખળી દળમાં તેને જરા શોસવું પણ પડે છે. સૌ પોતપોતાના મનમાં મસ્ત હોય છે.

સંસ્કૃત સાહિત્ય વિવેચકોએ કરેલી, રીતિ, વૃત્તિ ઇત્યાદિ વ્યવસ્થા બહુ સૂક્ષ્મ ને સરસ છે. પણ તેને ગળે ઉતારવાની માથાકૂટ કરવાનું સાહસ અત્યારે ખેડવા જેવું નથી. જેમકે આ દૃષ્ટિથી જોઇ નવે રૂપે બોલીએ તો રા. મુનશીના રીત પ્રૌઢ અને વૃત્તિ યૌવનભરી છે.

મેથ્યુ આર્નોલ્ડ જેને ‘ મહાશૈલી ’ કહે છે તે વળી પ્રૌઢ શૈલીથી જૂદી ગણવી ઘટે. પ્રૌઢ શૈલી વધારે વ્યાપક અને વધારે સ્હેલી છે. મહાભારત કે રામાયણની તે મહાશૈલી. રા. ન્હાનાલાલ મહાશૈલીને સારૂ યત્ન કરે છે.

વ્યવહારમાં જેમ બધામાં તેમજ શૈલીમાં પણ વિષય, વખત અને અધિકારી જોઇને ફેરફાર કરવો પડે છે, અને એકે ઘોકે બધાને હંકાતા નથી. એવા વિદ્વાનો બહુ વિરલ હોય છે કે જે અનેક પ્રકારની શૈલીઓમા સમાન નૈપુણ્યથી લખી શકે અથવા એકજ શૈલીમાં સામર્થ્ય, સૌંદર્ય અને સૌષ્ઠવના સમગ્ર વૈચિત્ર્યને વિકસાવી શકે.

---

# સાહિત્યમાં સંદેશ.

સાહિત્ય એ માનવ હૃદયનો માનવ હૃદયને સંદેશ છે. સાહિત્ય એટલે રસસામગ્રી. સાહિત્ય એટલે માનુષી ભાવનાનો વાઙ્મયમાં અવતાર. સાહિત્યસૃષ્ટિનો સંબંધ હર કોઇ વિદ્યા, કળા કે શાસના જોડે પણ હોઇ શકે તથાપિ ભાવનાભર્યા સંદેશનાં સંસ્પર્શ વડેજ એ સર્વ સાહિત્યરૂપ થાય છે.

એ દૃષ્ટિએ જોઇએ તો એમ પણ કહી શકાય કે રસ એ સંદેશનો સંભાર છે, સંદેશ પ્હોંચાડવાની સામગ્રી છે. ગ્રંથનું વસ્તુ તે સંદેશ નથી પણ સંદેશનું મંદિર છે. સંદેશ રસવડે સિંચિત થઇ આકર્ષક થાય છે, અને વસ્તુ વડે વિસ્તૃત થઇ પુષ્ટ થાય છે. પણ આ બધું જો લેખકને તેના સંદેશનું પૂર્ણ ભાન હોય અને તેને વિસ્તારવાની કળા હોય તો. નહિ તો સંસારમાં સંદેશાઓની કોઇ વાર દશા થાય છે તેવી સાહિત્યના સંદેશની પણ થાય.

જેમ નાટકમાં રસનું એક પ્રધાન બિન્દુ હોય છે, જેમ ન્હાની વાર્તાઓમાં આકર્ષણનું એક કેન્દ્ર હોય છે તેમ સર્વ સાહિત્ય પ્રબંધોમા એક વિશિષ્ટ સંદેશસ્થાન પણ હોય છે, જેને સંદેશબિન્દુ પણ કહી શકાય. રસબિન્દુ અને સંદેશબિન્દુ ઘણુંખરૂં જૂદાજ હોય, એ પણ સહજ સમજાય એવું છે. સંસારમાં પણ એમજ છે. પત્નીપ્રાપ્ય આનંદમાં પતિનું રસસ્થાન છે, પણ પતિનું સદેશબિન્દુ પત્નીના એકાન્તિક સ્નેહવ્રતમાં હોય છે.

સાહિત્યમાં આ સંદેશના ભિન્ન ભિન્ન પ્રકારોનાં ઉદાહરણ લઇએ. પ્હેલુંજ લઇએ 'કનિષ્ઠિકાધિષ્ઠિત' કાલિદાસનું શાકુન્તલ, એમા संवाहयामि चरणावुत पद्मताम्रौ એ પંક્તિમાં સંયોગ શૃંગારનું રસબિન્દુ છે. અને દુષ્યન્ત કરતાં પણ શકુન્તલાની અંતર્વૃત્તિને વ્યંજતી

નીચેની પંક્તિમાં નાટકનું સંદેશબિન્દુ છેઃ—

असंनिवृत्यै तदतीतमेते
मनोरथा नाम तटप्रपाताः ।

'ટેમ્પેસ્ટ' નું પ્રધાન સંદેશબિન્દુ એક રૂપમાં કવિ પોતેજ પ્રગટે છે.

We are such stuff as dreams are made of
And our little life is rounded with a sleep.

આ પંક્તિઓમાં ભલભલાઓથી ભૂલાઇ જવાતો કવિનો મહાસંદેશ છે. વળી સાહિત્યકૃતિમાં એકજ સંદેશ હોય એમ પણ કંઇ નથી. 'ટેમ્પેસ્ટ' નાજ છેલ્લા બે શબ્દના વાકયમાં કદાચ એથીયે મહત્તર સંદેશ વિરાજે છે. પ્રોસ્પેરો કહે છે –સર્વ શાન્ત થયા પછી જાણે શાન્તિના સંરક્ષણને અર્થે:-

Please you, Draw near.

વળી સાહિત્યનો સંદેશ તેના વિધાતાના વિવેક, વ્યવસાય કે વ્યવધાન અનુસાર સાત્વિક, રાજસી કે તામસી પણ હોઇ શકે. વળી એ વિશુદ્ધ હોય, ગડબડિયો હોય કે ઉંધોજ પણ હોય, ઉંધે પાટે ચડાવનારાં માણસો દુનિયામાં કયાં નથી હોતાં? અને એવાંઓએ સાહિત્યની છેડ ન કરવી એવો કોઇ નિયમ થયો નથી. વળી સાહિત્યનો સંદેશ સ્પષ્ટ હોય, ઇષત્સ્પષ્ટ હોય, કે અસ્પષ્ટ પણ હોય; શેલીના 'સ્કાયલાર્ક'નો સંદેશ સ્પષ્ટ છે;.

We look before and after and pine for what is not,
Our sincerest laughter with some pain is fraught,
Our sweetest songs are those that tell of saddest thought.

કીટ્સ ગ્રીશિયન કલશનાં ચિત્રો ઉપર વિચાર કરતો બેઠો છે; અને ગુંચવણમાં ગોળવા મારફત 'ગડબડિયો' સંદેશ ગબડાવે છે.

Beauty is truth, Truth Beauty. That's all
You know on earth, all ye need to know.

આ જમાનામાં આ સંદેશ ઘણાને રૂચે છે, એ પણ જમાનાની તાસીર છે. પણ 'કીટ્સ' પાસે વધારે વિશદ સંદેશ નથી એમ નથી. એ સંદેશ કલશની તરફનો તથી. એના ઉપર કવિની પોતાની સહી છે. આ સંદેશ સ્પષ્ટ છે અને ખોટી ખુશામત કર્યા વિના સૌંદર્યને સ્તવે છે. અતિપરિચયની અવજ્ઞાને કાઢી નાંખીને એને જુઓઃ—

A thing of beauty is a joy for ever;
Its loveliness increases.

અહી ઉતાવળ નથી, ગભરામણ નથી, સ્વસ્થતા છે અને સૌંદર્યના આતરૂવિલાસનો રણકાર છે.

એવીજ સ્પષ્ટતાવાળો અસ્પષ્ટને સ્પષ્ટ કરતો સંદેશ રા. મણિલાલ નભુભાઇની 'અમર આશા'માં છે. કલાપિની 'આપની યાદી'માં પ્રભુના સર્વવ્યાપિત્વનો જગદુપકારક મહાસંદેશ છેઃ

' જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે
યાદી ભરી ત્યાં આપની;
જ્યાં જ્યા ચમન, જ્યાં જ્યાં ગુલો,
ત્યાં ત્યાં નિશાની આપની."

વળી સાહિત્યમા ઉલટો સંદેશ, ઉંધો સંદેશ પણ હોઇ શકે. જેમકે બર્નાર્ડ શૉ 'રેવોલ્યુશનિસ્ટ્સ હેન્ડબુક'માં એક કલ્પિત લેખક પાસે લખાવે છે નીચેનાં સૂત્રોઃ—

Never resist Temptation: prove all things.

Do not love your neighbour as yourself. If you are on good terms with yourself it is an impertinence, if on bad it is an injury.

વળી 'વિનય મર્યાદા' ને હવામાં ઉડાવે છેઃ—

Decency is indecency's conspiracy of silence.

આવાં આવાં તોફાનો આપણા જમાનામાં વધારે છે, કારણ બધાને મન થઇ જાય છે કે કાંઇક નવું કહી નાંખીએ. બેને બે ચાર એ વાત તો જૂની થઇ ગઇ છે, માટે અવનવાં ઉટંગો ગોઠવવાની ચાલાક લેખકોને ધગશ ચઢી આવે છે. અને વધારે સંતોષની વાત તો એ છે કે જૂનાપણાની મુંઝવણ તો બે ને બે ચાર કહેવામાં છે પણ નવતર જવાબોનો પ્રદેશ તો વિશ્વ જેટલો વિશાળ છે.

સંદેશની આટલી મહત્તા છતાં સાહિત્યની કામચલાઉ વ્યાખ્યામાં મ્હેં સંદેશ શબ્દ વાપર્યો નથી. તે એટલા સારૂજ નહિ કે સંદેશ કેટલીક વાર લેખકને પણ અસ્પષ્ટ હોય છે; એટલા સારૂજ નહિ કે એ સંદેશ દેતી વખતે કોઇ વાર દેનારને પણ ખબર હોતી નથી કે હું સંદેશ આપું છું. આવતી કુલનન્દિનીને કે પ્રયાણ કરતા પ્રિયજનને, સ્હાંજે નિશાળેથી આવતા પુત્રને કે પ્રભાતમાં શ્રીબાળકૃષ્ણના ચરણમાં દોડી જતી જનનીને ક્યાં ખબર હોય છે કે અમે સંદેશ આપિયે છિયે. અને આ નમ્ર ભાવજ માનવિને ઘટે છે. આપણે– સત્યના અંશ માત્રનેજ દેખતાં, ક્ષણસ્ખલન્ત, ત્રાજવામાં ધ્રૂજતાં મનુજો શો સંદેશ આપી શકિયે ? સંદેશને સારૂ તો ભગવાન વ્યાસની સર્વજ્ઞતા, અર્હતની વીરતા અને ભગવાન શંકરના સમી સહજ સમાધી જોઇએ. આપણે તો માત્ર આપણો ભાવજ વહાવી શકીએ. આપણે તો શિવની, સુન્દરની, શાન્તની, વિશ્વભાવનની ભાવનાજ કરી શકીએ. અને એટલાજ સારૂ મ્હે સંદેશ નહિ પણ ભાવના શબ્દ સૂચ્યો છે. અને ભાવનામાંયે ઓછી શક્તિ નથી. भावना भावमेव हि । આ વિશ્વ લોકભાવન પ્રભુની ભાવનાજ છે ને.



# કવિ નર્મદની જીવનચર્યા.

કવિ નર્મદની 'જયન્તી' ઉજવવાનો જે ઉત્સાહ અત્યારે જનસમાજમાં ઉત્પન્ન થયો છે, તેમાં જનસમાજના અત્યારના મનોભાવની વ્યંજના આપણે જોઇએ છીએ. "જય જય ગરવી ગુજરાત," એ અક્ષરાવલિમાં નવિન માહાત્મ્ય ઉદ્‌ભવ્યું છે, અને,

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યાહોમ કરીને પડો ફતેહ છે આગે.

એ લીટીઓ ઉચ્છેદક સુધારા કરતાં કોઇ નવા કાર્યક્ષેત્રમાં જ્વલન્ત ઉત્સાહ આપી રહી છે. સમય બદલાયો છે. "એક બિચારી બકરીનો પણ કોઇ ન જાતાં પકડે કાન" એ કવિ દલપતરામની પંક્તિની કદર કરવા જનસમાજ તૈયાર થતો જણાતો નથી. સમાજોન્નતિમાં પુરાતન આર્ય જીવનની મહત્તા પ્રતિપાદિત થતી જાય છે અને સુંદર વિલાયતી કપડાંને બદલે "ખાદીની ખાનદાની" નો ગૌરવભર્યો ઉપદેશ શરૂ થયો છે. કવિ નર્મદના હૃદયસ્પર્શી કાવ્યોની નવી ઉપયોગિતા ઉત્પન્ન થઇ છે એટલુંજ નહી પણ તેમની પરિપક્વ દશાના "ધર્મવિચાર" ના ગ્રંથ ઉપર યુરોપીય સંમોહનના ઉદ્‌ઘાટન પછી નવો પ્રકાશ પડયો છે.

ઉત્સવતિથિના પ્રધાન હેતુ બે હોય. તેના વિષયભૂત પુરૂષની સંસ્મૃતિ અને તેના સંવાહકોની પોતાની સંશુદ્ધિ. પોતાના આવિર્ભાવનું કર્તવ્ય સંસિદ્ધ કરનારા ઇશ્વરાવતારો મુખ્યતઃ જયન્તીના વિષય હોઈ શકે. તથાપિ હૃદયના ભાવોને રેલાવનારા કવિવરોની અને ભૌતિક જગતને સુમાર્ગે દોરનારા કર્મવીરોની ઉત્સવતિથિ પણ ઘટે. તેમની સંસ્મૃતિ તેમના ઉપકારની અભિવ્યંજક પ્રવૃત્તિ તરીકે જનસમાજમાં પ્રવર્તે છે, અને એવી પ્રવૃત્તિ આત્મસંશુદ્ધિનું પણ સાધન

બની શકે; અને ઉત્સવતિથિના આ હેતુઓમાં સંસ્મૃતિ જેટલે અંશે હિતાવહ થાય અને સંશુદ્ધિ જેટલે અંશે સુવિહિત થાય તેટલી તે વધારે પ્રશંસનીય છે.

જે જમાનામાં કવિ નર્મદનું જીવન વ્યતીત થયું હતું તે જમાનાની છાયા, તે "સમયમૂર્તિ"ના લેખોમાં, તેમજ તે સમયની પ્રવૃત્તિઓમાં આપણને વિદિત થાય છે. નવીન ભાવનાઓના સંમોહનો એ જમાનો હતો, અને પાશ્ચાત્ય સુધારાના હોકાયંત્રથી આપણી ઉન્નતિની યોજનાઓ ઘડાતી હતી. તોફાન ધીમું પડયાના જમાનામાં આપણા ગંભીર સાક્ષર ગોવર્દ્ધનરામભાઈ કુમુદને પુનર્લગ્ન કરાવવાની યોજના ઘડે તો પછી સુધારાની યુવાવસ્થાના મસ્ત કવિ નર્મદનું શું કહેવું? ઇ. સ. ૧૮૩૩ થી ૧૮૮૬ સુધીના એમના જીવનમાંની પૂર્વાવસ્થા વીતતાં ૧૮૫૫ માં કવિએ કવિતા લખવી શરૂ કરી તે પછીના તેમના જીવનના પાંચ વિભાગ કરી શકાય. પહેલી ઇ. સ. ૧૮૫૫ થી ૧૮૫૯ સુધીની અવસ્થામાં ઉત્સાહ, ૧૮૫૯ થી ૧૮૬૪ માં ઉછાળા, ૧૮૬૫ થી ૧૮૬૯ માં ઉચ્છૃંખલતા, ૧૮૭૦ થી ૧૮૮૧ માં ઉદ્બોધન અને ૧૮૮૨ થી ૧૮૮૬ માં ઉપશમ અથવા ઉપરામની મનોવૃત્તિઓ પ્રાબલ્ય ભોગવતી આપણને દૃષ્ટિગોચર થાય છે.

પહેલી સ્ત્રીનું ૧૮૫૩ માં મરણ થતાં જીવનની ગંભીરતાનું ભાન પ્રકટ થાય છે અને ૧૮૫૫ માં ધીરાભક્તનાં પદો કવિની વાણીના આદિ સર્ગને ઉત્પન્ન કરે છે; અને જાણે વચલો વિવર્ત દેખાડી ધર્મની ભાવનાઓમાંજ શાંત થવા ઉપાસનાની ભાવનામાંજ નર્મદની પ્રથમ કવિતા જન્મે છે:—

"પરબ્રહ્મ જગકર્તા રે સ્મરોની ભાઈ હરઘડી."

૧૮૫૬ માં બીજી વારનું લગ્ન થાય છે. ઉત્સાહ વધે છે. કંઇક કરવાની ઇચ્છા પ્રબળ થઇ રહી છે: યુવાવસ્થાનો રજોમદ કર્મમાં અને વિકર્મમાં પણ દોરવા તત્પર થઇ રહ્યો છે, પણ હજી સંમોહક સંસ્કાર-

બહુ લાગ્યા નથી. ઉત્સાહ છે. ઉદ્યોગ, સંપ, ભાષણો, દેશહિત —આ વિષયો પ્રાધાન્ય ભોગવે છે.

ઇ. સ. ૧૮૫૯ માં પોતે 'સંસ્કારી સુધારાવાળા' થાય છે અને વિધવાઓનું દુઃખ ગાવાનું અને તેમની ઇચ્છાઓ કલ્પવાનું શરૂ થાય છે. મોહમયીના વાતાવરણમાં કવિ મસ્ત થતા જાય છે. પુનર્વિવાહના હિમાયતીનું મન વેદાન્ત તરફ પણ ઉછાળા મારે છે અને 'રણમાં પાછા પગલાં ન કરવા વિષે' સુધારકોનો 'કડખેદ' સુધારકોને સંબોધે છે.

ઇ. સ. ૧૮૬૪ માં પિતાના અવસાન પછી સૂરતનિવાસ પાછો શરૂ થાય છે. દયારામની રાગાત્મક સંસ્કૃતિમાં મન પરોવાય છે. મોહમયીમા પોષાયેલા ઉછાળાઓ સ્થૂલ જીવનમા ઉચ્છૃંખલતાના પરિણામને પામે છે; અને ધર્મની તેમજ જ્ઞાતિની શૃંખલા ને મર્યાદાનું ઉલ્લંઘન થાય છે. કવિ, યોગ્ય રીતેજ, પોતાના જ્ઞાતિબંધુઓની કટુતાના ભોગ થઇ પડે છે. સમય જતાં નિષિદ્ધ આચરણમાંથી ખાનગી પુનર્લગ્નવડે અંતઃકરણને સમજાવતા કવિ પોતાની જીવનદૃષ્ટિને ૧૮૬૯ માં શુદ્ધ કરે છે.

એ પછી ભૂતકાળના અભ્યાસમાં ધ્યાન વિશેષ ખેંચાય છે અને તેની સાથેજ ઉદ્‌બોધન કાળનો આરંભ થાય છે. નર્મદાશંકર, રામાયણ, મહાભારત, ઇલિયડ, દશમસ્કંધ, દુનિયાનો ઇતિહાસ અને મહાપુરૂષોના જીવનચરિત્રોનો અભ્યાસ કરે છે અને ગુર્જરીગિરાના ઉપાસકોને તેના સારોની લ્હાણી કરતા પોતાના દૃષ્ટિબિંદુને વિશાળ કરતા જાય છે. કથાકોશ અને નર્મકોશ તૈયાર કરે છે. પણ માનવ હૃદયને ઉશ્કેરવામા હતી એટલી અર્થપ્રાપ્તિ માનવ બુદ્ધિને પ્રકાશિત કરવામાં થતી જણાતી નથી. દેવું વધી જાય છે અને તે અદા કરવાની ઇચ્છાથી, ધનપ્રાપ્તિને અર્થે, કવિ ૧૮૭૬ માં ફરી મુંબાઇનો આશ્રય લે છે. પણ પહેલી બે વીશીઓમાંથી પસાર થઇ ગયેલા વીરની ઉદ્દીપન થયેલી દીર્ઘદૃષ્ટિને હવે મુંબાઇની અંધારી બહુ અસર

કરી શકતી નથી. કવિ 'દ્રૌપદી દર્શન,' 'સીતાહરણ' અને 'શકુન્તલા'નાં નાટક લખી પોતાનું કર્તવ્ય કરવા પ્રયત્ન કરે છે.

કલમને ખોળે પોતાનું માથું મુકનાર કવિ પોતાના આર્થિક ઋણથી મુક્ત થવા ૧૮૮૨ માં નોકરી લઈ ત્યાં પણ ધાર્મિક સંસ્થાનું કાર્ય બજાવે છે. પણ દેશોન્નતિના વિચારમાંજ ગંભીર ભૂલો પોતે કરી હતી તે તેમને સાલે છે; અને 'ભૂલ્યા, આપણે તો ભૂલ્યા, હવે પાછા હઠો' એ નિડર વીરનાદ સમેત નિવૃત્તિપ્રધાન નિબંધો લખી ઇ. સ. ૧૮૮૫ માં "ધર્મવિચાર" ના લેખોવડે ગુજરાતને ચકિત કરતા અને જીજ્ઞાસુનાં મોહપડળ ખોલતા તેઓ પોતાના જીવનને અનૃણી બનાવે છે; અને ગુજરાતને આ અંતિમ ભેટ સમર્પી ૧૮૮૬ માં કવિજીવન શાન્ત થાય છે.

કવિ નર્મદાશંકરની બુદ્ધિમાં પૂર્વના શુભ સંસ્કારો કોઇ પુણ્ય નિમિત્તવડે જાગૃત થઇ, તેમના સંમોહનો વિનાશ કરી, સંસ્મૃતિને ઉત્પન્ન કરતા આપણે જોઇએ છિયે; અને આ પ્રકારે જીવનભાવનાઓનું ઉન્નત ભૂમિકામાં પરિવર્તન એ કવિ નર્મદના જીવનનું મનોહર કેન્દ્ર છે. આવા વિચારપરિવર્તનનાં બે સુપ્રસિદ્ધ દૃષ્ટાંતો કાર્ડિનલ ન્યુમેન અને ટૉલ્સ્ટોયનાં છે. તેમની પેઠેજ આપણા કવિ પોતાના સમાજના પ્રધાન લેખક અને નેતા હતા, અને તેમની પેઠેજ વિશેષ અભ્યાસ અને અનુભવવડે તેઓ ધર્મના પુરાતન આદર્શના નિડર અને બળવાન વિધાયક થયા હતા. પણ જ્યારે કાર્ડિનલ ન્યુમેનમાં અસાધારણ બુદ્ધિવૈભવ વિલસે છે ત્યારે નર્મદમાં ટૉલ્સ્ટોયની પેઠે મનોવૃત્તિનું પ્રાધાન્ય દીસે છે. રૂશિયાના પાટનગરની શોખીનીમાં મસ્ત થયેલા કાઉંટ લીઓ ટૉલ્સ્ટોયની વૃત્તિઓ જેમ મહાત્મા ક્રાઇસ્ટની ધર્મભાવનાઓમાં પરિવર્તિત થઇ હતી તેમ નર્મદનાં 'પ્રેમ શૌર્ય' નિવૃત્તિ ધર્મના નિઃસીમ સાગરમાં લીન થઇ જતાં આપણે જોઇયે છિયે. અને જે સૂરમાં એ કવિવરે પોતાનું ગાન આરંભ્યું હતું તેજ

સૂરમાં પાછું તે પોતાનું ગાન સમાપ્ત કરે છેઃ—

નવ કરશો કોઇ શોક, રસિકડાં,
નવ કરશો કોઇ શોક.
મને વિસારી રામ સમરજો
સુખી થાશો તે લતથી,
રસિકડાં નવ કરશો કોઇ શોક.



# કવિ નર્મદનું જીવનપટ.

આજે સૂરતના સુપુત્ર અને ગુજરાતના સાહિત્યવીર તથા દેશના કર્મવીરનો સ્મરણોત્સવ છે. ગુજરાતનું રાષ્ટ્રગીત લખનાર કવિવરની આજે શ્રાદ્ધ તિથિ—અથવા તારીખ છે. ગુજરાતને ધર્મ વિચારરૂપે પોતાનો ગંભીર સંદેશ આપનાર કવિવરની શ્રાદ્ધ તિથિજ તેને પૂજાર્ધ્ય આપવાને વધારે યોગ્ય ગણાવી જોઇએ અને હવે પછી એમ થાય તો સારૂં. વાસ્તવિક રીતે જયન્તી ઇશ્વરાવતારોની હોય. માનવોના તો ઉત્સવો ઘટે. વળી જયન્તી બહુધા જન્મતિથિએ હોય એટલે આવા પ્રસંગોને વધારે યોગ્ય રીતે આપણે સ્મરણોત્સવ કહી શકીએ. તથાપિ કવિ નર્મદ જેવા સમયનેતા અને સમયમૂર્તિ સાક્ષરોનો ઉપકાર આપણને એટલો બધો લાગે છે કે એમને જાણે વિરાટ ભગવાનની વિભૂતિના અંશો સમજીને આપણે એમના ઉત્સવોને જયન્તીઓ કહેવાને પ્રેરાઇયે છિયે. આ એક પ્રકારની વીરપૂજા છે અને વીરપૂજાના લાભો જનસમાજને ઘણા છે. જો એ વીરત્વમાં સંપૂર્ણતાનો આરોપ કરવામાં ન આવે તો. કેમકે વીરો એ મહાપુરૂષો તથાપિ માનવિઓ છે એ વિસરવા જેવું નથી.

કવિવર **નર્મદ**ની પાછળ પ્રથમ અંજલી અપાઇ તેને ચાળીસ વર્ષ થઈ ગયાં. એ ચાર દશકામાં ગુજરાતની પરિસ્થિતિમાં અનેક રંગો અને પડદા પલટાયા છે. રાજકીય મનોદશા બદલાઇ છે. દલપતરામભાઇની હિંદુસ્તાનને હરખાવાની ભલામણને હવે બહુ માન મળે તેમ નથી અને **નર્મદ**નો 'યાહોમ' કરીને જંગમાં ઝુકવાનો આદર્શ નવા રંગ ઢંગમાં આપણી સમક્ષ ખડો થયો છે. સામાજીક પરિસ્થિતિમાં પણ નવોજ પાલટો થયો છે. હવે કવિયો વિધવા કે વનિતાઓનાં દુઃખ ગાવામાં પોતાનો બહુ સમય ગાળતા નથી. કારણ કે સજનીઓની હિંમત હવે સાક્ષરોને પણ આભા કરી નાખે છે. વળી આર્થિક મનોદશામાં પણ યુરોપના પ્રસાદને નાદે ચઢેલું ગુજરાત હવે ખાદીના આદર્શનો મહિમા ગાય છે. આધ્યાત્મિક મનોદશા પણ બદલાઇ છે. આપણા દુર્ગારામ મહેતાજીએ તે વખતે ભુવાઓને હરાવી દીધા પણ યુરોપના મોટા ભુવાઓ—સર ઓલીવર લૉજ આદિ વૈજ્ઞાનિકોએ ભૂતયોનિ અને આધ્યાત્મિક જગતની હયાતી ડંકા સાથે જાહેર કરી દીધી છે.

આ બધી પલટાતી પરિસ્થિતિમાં **નર્મદાશંકર**ની આગાહી ખરી પડતી જાય છે અને એ ઉપરથી એમની મહત્તા અને વિચારશિલતા પ્રકટ થતી જાય છે. **નર્મદ** અને દલપતની સ્પર્ધા સુપ્રસિદ્ધ છે પણ **નર્મદ** સ્પષ્ટ રીતે વધારે ઓજસ્વી મહાપુરૂષ છે. **નવલરામભાઇ** કહે છે તે પ્રમાણે તે સમયે તેના જેવો કોઇ વક્તા નહિ. સખત પ્રહારો સહિત સુધારાની ધૂળ કાઢી નાંખનારા એના 'ગુજરાતી'ના લેખોનો કોઇ જવાબ આપનાર નહિ. રાષ્ટ્રગીત તેતો એનુંજ અને એનાં વીર કાવ્યો એ હજી આપણા કવિઓની ભાવનાજ છે. **નર્મદ**ની લોકપ્રિયતાનું કારણ તેની સુધારકતા નથી તેમ તેના બદલાતા વિચારો પણ નથી; પણ એની ઉદાત્ત ભાવનાઓ અને એથી પણ વધારે એની સત્ય પરાયણતાએ એને લોકપ્રિય કર્યો છે. સત્યનિષ્ઠાનો જનતા ઉપરનો

કાર્યું વિશાળ છે. સત્યનિષ્ઠા એ શબ્દશક્તિની જનની છે; અને પોતાના વિચારોના પાલટાનું નિખાલસ નિવેદન એ એનું માપ છે.

નર્મદની લોકપ્રિયતાની સ્મૃતિ નર્મદ દલપતના દ્વન્દ્વની સ્મૃતિઓ જગાડે છે. એ બેની સ્પર્ધા મનાય છે ને વલોવાય છે. તે સમયના પારસી પંચે એમનું રમુજી ચિત્ર આપેલું તેમાં બંનેને ચોટલી ઝાલી લઢાવ્યા છે. હાલના કવિઓ લઢે છે તો ખરા પણ પારસી પંચવાળી આપત્તિ ઉભી ન થાય માટે બહુધા ચોટલી રખાવતા જ નથી. નવલરામ ભાઇએ આંકેલી નર્મદ દલપતની શૈલીની તેમજ સુધારાની ભિન્નતા સુપ્રસિદ્ધ છે; શૈલી એકની મસ્ત બીજાની સભારંજની. સુધારો એકનો ઢંગોરિયા બીજાનો ભાષણિયા. વળી વિશેષમા એક આદર્શ-પ્રેમી અને બીજા વ્યવહારકુશળ. દલપતરામ આપણને તે સમયના શિક્ષક જેવા લાગે છે; હોંશિયાર, મીઠા, ઠંડા ને ફારબસ કે હોપસાહેબ જેવા મ્હોટા મહેતાજીએ કહેલું ભણાવનારા. નર્મદાશંકર તે જાણે સમયના નેતા જેવા લાગે છે; વિચક્ષણ, સખ્ત, ઉગ્ર અને અંતરાત્માનાં ઝરણો વહાવનાર. નર્મદ જીવનમાં બુદ્ધિ વિકાસ અને દલપત જીવનમા બુદ્ધિ વિલાસ વિશેષ દૃષ્ટિગોચર થાય છે.

બન્ને કવિઓમાં એવું ઘણું છે કે જે સમય જતાં વિસારે પડશે. આપણા એ કવિવરો મહાકવિઓની પંક્તિમાં તો નથી--વાલ્મિકિ, કાલિદાસ, હોમર, ડૉન્ટે અને મિલ્ટન જેવા મહાકવિઓ દુનિયામાં થોડાજ હોઇ શકે-જેમની કાવ્યવિભૂતિ કોઇ કોઈ મહાન્ આદર્શોની મનોહર અને સમગ્રભાવવાહિની મહામૂર્તિ હોય. એ મહાકવિઓના મહાસંદેશોનું પ્રભાવ અને પ્રસાદવતી વાણી વડે જનતામાં નિર્વહણ કરવું એ કાર્ય સુકવિઓ કરે છે.

'ધર્મ વિચાર' એ નર્મદનો શિરોલેખ છે. એમાં નૈયાયિકનો બુદ્ધીવૈભવ, કવિનો કલાવૈભવ, અને વિદ્વાનનો જ્ઞાનવૈભવ દ્રષ્ટિગોચર થાય છે. એ ગ્રંથમાં વીર નર્મદનો અંતિમ આદેશ છે. અને તેમાં કવિ પુરાતન આદર્શોને મુક્તકંઠે અને સર્વભાવે

સ્તવે છે. એક માત્ર પુનર્લગ્નના વિષયમાં એમને સંકડામણ પડી છે; અને મનુષ્યની જીવનચર્યા તેના વિચારોને કેવી રીતે ફોસલાવે છે તેનું એ દૃષ્ટાંત છે. પણ એ પ્રભુની લીલા છે. બ્રહ્મા અને શંકર પ્રભુની માયામાં અટવાય તો પ્રાકૃત જનોનું શું ગજું ?

નર્મદાશંકરે દેશાભિમાન છોડી ધર્માભિમાન સ્વીકાર્યું એમાં પણ આશ્ચર્ય નથી. દેશોન્નતિની ભાવના ભૌતિક છે. અને ધર્મની ભાવના આધ્યાત્મિક છે. હવેના નવીન આદર્શોમાં તો રાષ્ટ્રભાવનાયે આંતર્‌રાષ્ટ્રીય ભાવનાને સારૂ માર્ગ કરતી જાય છે. વસ્તુતાએ રાષ્ટ્રીય કે આંતર્‌રાષ્ટ્રીય ભાવનાઓ કરતાં ધર્મભાવના પ્રજાની સંસ્કૃતિ તેમજ ચારિત્ર્ય ઉપર વધારે ઉંડી અસર કરે છે એ વાત આપણને અજાણી નથી. પણ કવિ નર્મદમાં દેશભક્ત નર્મદ પણ સમાઇ જાય છે.

નવા યુગકલ્પની ગુર્જર કવિતાકામિનિની દેહકલિકા નવ-ગુજરાતને શોભાવે એવી છે. દલપતરામ એ એની દક્ષતા છે. નવલ-રામ એ એનું મર્માળું હાસ્ય છે, નર્મદ એ એનો મન્મથ છે, મણી-લાલ એ એની અમર આશા છે, ગોવર્ધનરામ એ એના વિપ્રયો-ગનો આર્તનાદ છે, ભોળાનાથ એ એનો ઇષત્‌સ્ખલન્ત ભક્તિભાવ છે અને વિદ્યમાન્ નરસિંહરાવ એના યૌવનનો પ્રથમ વિલાસ છે.

આ વસંતમાં એ કાવ્યરમણીના મન્મથની આજે આપણે સમર્ચના કરિયે છિયે. પણ તે એટલા સારૂ કે ભગવાન્ વિષ્ણુનો એ માનસ અંશ આપણને વિહિત માર્ગમાં પ્રવર્તાવી, આપણો પરાભવ થતો અટકાવી, આપણને સુમર્યાદિત કરી, આપણું સંરક્ષણ કરે.



 પૃ. ૪૫ ની સહામે.



નવલરામ લક્ષ્મીરામ.

# નવલરામના જીવનકાર્યની રૂપરેખા.

આજે આપણે ગરવી ગુજરાતના સાક્ષર **નવલરામભાઇના** સ્મરણોત્સવ નિમિત્તે તેમને આપણા તરફથી સ્નેહાંજલિ અર્પવા એકત્ર થયા છીએ. નવલરામભાઇને વિદેહ થયાને આજે ૩૮ વર્ષ પૂરાં થયાં છે અને એમના ધન્ય જન્મને તો આજે ૯૦ વર્ષ એટલે લગભગ એક સૈકો થવા આવ્યો છે. એમનો સ્મરણોત્સવ આ ઉત્સવપ્રિય સૂરત નગરમાં—એમના જન્મસ્થાનમાં—કેટલાંક વર્ષો થયાં એમના જ્ઞાતિજનોથી ઉઝવાય છે. તથાપિ જાહેર પ્રજામા જાહેર રીતે એ ઉત્સવ યોજવાની સાહિત્યપ્રેમી જનોની અમૂર્ત ભાવના આજે પ્હેલવ્હેલીજ મૂર્તિમંત થઇ છે. આવા વિશિષ્ટ પ્રસંગે આપે આપના પક્ષપાતથી મ્હને પ્રમુખપદે સ્થાપ્યો છે તેને સારૂ હું આપનો આભાર માનુ છું. અને જે પ્રેમથી આપે મ્હને આ સ્થાન આપ્યુ છે. તેવીજ ઉદારતાથી મ્હારા કાર્યને આપ નિભાવી લેશો એમ હું આપની પાસે નમ્રભાવે આશા રાખું છું.

આપણા નગરના ધુરંધર કવિવર નર્મદના સમકાલીન, સંસ્કારી, સહૃદય, સર્વપ્રિય વિવેચક તે નવલરામભાઇ—નર્મદ પછી બે વર્ષે એમનો જન્મ અને કવિ પછી બે વર્ષે એમનો સ્વર્ગવાસ. પણ બન્નેની જીવનચર્યામાં ફેર બહુ. નવલરામના જીવનમાં નર્મદના જેવી ફાળો, તોફાન અને ગર્જનાઓ નથી. પ્હેલા પ્રકરણના ઉછાળાઓ તો બન્નેમાં છે પણ જ્યારે નર્મદની જીવનસરિતા ગંગા યમુનાની પેઠે ધમધમાટી કરતી દક્ષિણમાર્ગને સ્વીકારી પૂર્વના શાન્તિમય સાગરમાં વહે છે ત્યારે નવલરામનો જીવનપ્રવાહ સિન્ધુનદની પેઠે ધીમે ધીમે ઘુઘવતો પશ્ચિમ દિશામાં એકધારી ગતિ કરી પાછો દક્ષિણ માર્ગને સ્વીકારી હિન્દી મહાસાગરના પશ્ચિમ ભાગને મળી જાય છે.

કોઇપણ મ્હોટા પુરૂષની જીવનકલાનું અવલોકન કરતાં આપણે ત્રણ વસ્તુઓ જોવાની હોય છે; એણે શું શું કર્યું; એણે શું શું કહ્યું; અને એણે શું ઇચ્છ્યું. એટલે માનવના વર્તન, વિચાર અને વાંછનાની સમાલોચના વડે આપણને તેના જીવનનું સમગ્રદર્શન થાય છે. અને આવું સમગ્રદર્શન સાક્ષરોના જીવન સંબંધે તો અનેક રીતે આવશ્યક થઇ પડે છે. માનવિની ભાવનાઓ વર્તનમાં થોડીજ ચરિતાર્થ થાય છે; વિચારોમાં તેને વિશેષ અવકાશ મળે છે; અને વાંછના રૂપે તે સમગ્રજીવનમાં અને કદાચિત્ ઉત્તરાવસ્થાની શાન્તિમાં—શેક્સપીઅરના જીવનમાં દશ્યમાન થાય છે તેમ—સુસ્પષ્ટ થાય છે. તે વડે તેમના વ્યક્તિત્વના ભારની કિંમત આંકી શકાય છે, તેમની મનોદશાના વિકારો, ઉર્મિઓ, અને પરિવર્તનોનું તારતમ્ય સમજાય છે અને તેમના ગ્રંથોને યોગ્ય રીતે ઉકેલવાની નવી કૂંચી હાથ આવે છે.

નવલરામભાઇની પ્હેલી ત્રીશી—બ્રાંચસ્કૂલમાં હતા ત્યાંસુધી—મદમસ્ત દશાની છે-વિચારમાં તેમજ કંઇક આચરણમાં પણ ખરી. ૩૧ મા વર્ષે ટ્રેનિંગ સ્કૂલમાં આવ્યા. ડૉ. બ્લેરનાં ધાર્મિક વ્યાખ્યાનો વાંચ્યાં. વાતાવરણ બદલાયું અને આસ્તિકતા તેમજ ગંભીરતા વધી. ૪૫ મા વર્ષે ધર્મ તરફ દૃષ્ટિ વળવા લાગી અને ઉપનિષદોનો પરિચય થવા લાગ્યો. નવી ભાવનાઓ અને અવનવી કલ્પનાઓ ખડી થઇ. ચતુર્વર્ણની શાળા, હરદાસોની યોજના અને વાનપ્રસ્થોની વ્યવસ્થા કરવાની ભાવનાઓ થઇ. બાવનમે વર્ષે, વિદેહ થયાના થોડા સમય પ્હેલાં, પોતાની ડાયરીમાં જણાવે છે કે 'જેને તું જૂનાપણું અથવા સ્વપ્ન સમજે છે એજ વાસ્તવ જીવન છે.' અને પ્હેલી ત્રીશીમાં ઇશ્વરની સાબિતીઓનો હીસાબ ગણતા નવલરામ બાવનમે વર્ષે 'દીનબન્ધુ' પ્રભુને સંભારતા અનંતતામાં લીન થાય છે. આત્મશુદ્ધિ એ નર્મદનો અને સંયમ એ નવલરામની જીવનચર્યાનો અલિખિત મંત્ર છે.

નવલરામભાઇના ગ્રંથોનો વિસ્તાર મ્હોટો છે. પણ તે બધામાં બે નાટકો, તેમનાં ગ્રંથાવલોકનો તથા તેમની ગરબીઓ

વિશેષ આકર્ષક છે. નવલરામભાઇની નવલ ગરબાવળી એવી રમણીય છે કે મ્હને લાગે છે કે હજી ઘણા સમય સુધી એ નવલજ રહેશે. નાટકોની સમાલોચનામાં અત્યારે હું ઉતરતો નથી, પણ નવલરામની કિર્તિ જેવડે બૃહદ્ ગુજરાતમાં જાજરમાન થઇને ફરે છે તે એમની સાહિત્યવિવેચના વિષે કંઇક ચર્ચા આપણે કરીશું. નવલરામની સાહિત્ય સમાલોચનામાં પ્રધાન ગુણ કોમળતા–સૌકુમાર્યનો–છે. જેમ કુહાડાના ઘા જેવી બોલીની કેટલાકને કુદરતી બક્ષિસ હોય છે તેમ મધ જેવી મિઠાશવાળી બોલીની પણ કેટલાકને સ્વાભાવિક ટેવ હોય છે. નવલરામભાઇની ચર્ચામાં ખારાશ નહોતી તેમ સાકરની અકારણ લ્હાણી પણ નહોતી પણ અંતરની મિઠાશ હતી. કેટલાક થોડું લખે તોપણ તેમાં ડંખ હોય છે કેટલાક ઘણું લખે તોપણ તેમાં ભલીવાર હોતી નથી. નવલરામ એ બન્ને દોષોથી મુક્ત હતા. તેમનામાં વિવેચકને જોઇએ એવી રસજ્ઞતા તો હતીજ પણ સુવિવેચકને છાજે એવી ઉદારતા પણ હતી.

જેમ સ્ત્રીની તેમ સાહિત્યકૃતિની સમાલોચના જૂદી જૂદી દૃષ્ટિએ થઇ શકે છે. કેટલાક એમ જુએ છે કે એ કેવી સુન્દર છે, કેટલાક એમ જુએ છે કે એ કેવી ચતુર છે, કેટલાક એમ જુએ છે કે એ કેવી ગુણિયલ છે. વળી કોઇનું ધ્યાન એ કેવી જબરી છે એ ઉપર કોઇનું એ કેવી કામગરી છે એ ઉપર અને કોઇનું એ કેવી આનંદી છે એ ઉપર વિશેષે હોય છે. અત્યારનાં અવલોકનોમાં સૌન્દર્ય અને આનંદીપણું, એ બેનો બજારભાવ તેજ હોય છે. નવલરામભાઈ સાહિત્યકૃતિ કેવી ગુણિયલ છે અને કેવી કામગરી–ઉપયોગી–છે એ વધારે જોતા. એટલો જમાનો બદલાયો છે.

નવલરામભાઇના જીવનમાં વિદ્યાનો આનંદ, દેશાભિમાનની ધૂન અને ઉચ્ચ પ્રકારનો ટેક દૃષ્ટિગોચર થાય છે. જેમ કવિ નર્મદનો સ્થાયિભાવ ઉત્સાહ છે તેમ ટીકાકાર નવલરામનો સ્થાયિભાવ ઔદાર્ય હતો. નેતા અને સુધારક હોવા છતાં સુધારાના 'બૅપ્ટીઝમ'–

મદ્યપાન-થી તે કલુષિત થયા નહોતા. એમના જીવનમાં કુદાકુદ નથી, ઠરેલપણું છે; છૂટી જીભની બડાઇ નથી, સ્હામાની અંતર્વેદનાનો વિચાર છે; માત્ર ઉછાળાઓજ નથી પણ ઉછાળાઓના નિયમનની વાંછના, શુભેચ્છા છે. આવા વીરનો ઉત્કર્ષ થાય, એની શ્વેતકીર્તિ દેશમાં વિસ્તરે અને એના અક્ષરદેહને નિરખી આપણને પ્રેમ તેમજ આનંદ થાય એમાં આશ્ચર્ય નથી. એ સાક્ષરનો સ્મરણોત્સવ આપણે ઉઝવિયે છિયે.



## ભવભૂતિનું એક ચરણ.

મહાકવિ ભવભૂતિના ઉત્તરરામચરિતના નીચેના કમનિય શ્લોકનું અંતિમ ચરણ સુપ્રસિદ્ધ છે. આ શ્લોકમાં શ્રી રામચંદ્રના સીતાદેવી સાથેના પૂર્વવિલાસનું શૃંગારચિત્ર છે. મૂળ નીચે ઉતારૂં છું:—

किमपि किमपि मन्दं मन्दमासत्तियोगा-
दविरलितकपोलंजल्पतोरक्रमेण ।
अशिथिलपरिरम्भ व्यापृतैकैकदोष्णो-
रविदितगतयामा रात्रिरेव व्यरंसीत् ॥

આના रात्रिरेवव्यरंसीत् પદ વિષેની કિંવદન્તી પણ વિખ્યાત છે. ભવભૂતિએ ઉત્તરરામચરિત લખીને પંડિતોની પરિપાઠી પ્રમાણે પોતાના સમોવડિયા કાલિદાસને તે દૃષ્ટિપ્રક્ષેપ માટે આપ્યું. કવિવર કાલિદાસ પ્રસન્ન થયા. ઉત્તરરામચરિત વિષેની ભવભૂતિની પ્રસન્નતા

નીચેના શ્લોકમાં વિખ્યાત થઇ છે.

वयं वा भवभूतिर्वा वयं वा वयमेवचा ।
उत्तेरेरामचरिते भवभूतिर्विशिष्यते ॥*

બંન્નેને સરસ્વતી પ્રસન્ન હતી એટલે એકજ દેવીના બંને પ્રાસાદિક ભક્તો કેમ જાણે અભેદ ભાવજ અનુભવતા હોય નહિ એમ કવિવર કાલિદાસની વાણીમાંથી મધુ સ્રવે છે. આ પ્રશંસા તે વખતની હોય કે નહિ કે કાલિદાસે પોતેજ કરેલી હોય કે નહિ એ ચર્ચામાં આપણે નહિ ઉતરિયે. પ્રાચીન કાલની દંતકથાઓ વિષે ઉહાપોહ કરવો એ માછલાંને તરશ લાગતી હશે કે નહિ એવા વિષય ઉપર ચર્ચા કરવા જેવું છે. માછલાં પાણીમાં રહે એટલે એને પાણી પીવાની જરૂર પડે કે કેમ એ પ્હેલી વાત, પાણી પીતાં ક્યારે પકડાય એ બીજી વાત અને પાણી પીએ તોય તરશ લાગ્યાથી પીએ છે કે એમને એમ એ ત્રીજી વાત. અલબત્ત આવા ઉહાપોહમાં વિદ્વતાના પ્રદર્શનને અવકાશ મળે પણ સંદેહનું તો ભાગ્યેજ નિરાકરણ થાય. આવા પ્રકારના સંદેહો સંબંધી છેદક તેમજ સ્થાપક ચર્ચાને પુષ્કળ અવકાશ હોય છે પણ એવું વાચોવિગ્લાપન જેની વાચા બહુ જાડી થઇ જતી હોય તેને ઠીક પડે. જાડાં માણસને થાક લાગે એવી કસરત વધારે જોઇએ એમ લોકો કહે છે. પણ એ બીજી વાત છે.

ત્યારે આ ઉક્તિ ઉત્તરરામચરિતને અંગે કાળિદાસ કરતાં ભવભૂતિને વિશષતા અર્પે છે એમ તો દેખાય છે. આ ટીકા અથવા આ અભિપ્રાય વાસ્તવિક છે એમ પણ કહી શકાય. એકજ કરૂણરસ પ્રાધાન્ય ભોગવે છે એ ઉપરથી નહિ પણ ભવભૂતિનું વાતાવરણ ઉચ્ચત્તર છે તેથી. પ્રસ્તુત શ્લોકમાં ભવભૂતિ શ્રીરામચંદ્રના

* ભાષાંતરઃ—"અમે વા ભવભૂતિ વા, અમે તો અથવા અમે;
ઉત્તરરામચરિતે ભવભૂતિ વધે વધે."

પૂર્વાલાપનું રમ્ય ચિત્ર દોરે છે. આ ચિત્રની સાધારણતા એની સવિશેષ ઉપકારક છે. કારણ કે તે વડે એ ચિત્ર સર્વને હૃદયંગમ થાય છે. અહીં શૃંગારનો વૈભવ હોવા છતાં કરૂણરસનું પ્રાધાન્ય જળવાઇ રહ્યું છે. કારણ કે પૂર્વલીલાની અહીં સ્મૃતિ માત્ર છે.

આ સમગ્ર શ્લોકમાં ધન્યજીવનની આનંદમયી સ્મૃતિ છે. રસનિષ્પત્તિ કરવામાં કવિનું માર્મિક કલાવિધાન છે. એ બધું સરસ છે. પણ છેલ્લા પદને વિષે જાણીતી દંતકથા છે કે કવિ કાલિદાસે આખું નાટક જોઇને પછી ભવભતિએ જ્યાં—

रात्रिरेवं व्यरंसीत्

એમ લખેલું ત્યાં માત્ર એકજ જરાશો ફેરફાર સૂચવ્યો કે व ના ઉપરનું અનુસ્વાર ન હોય તો કેમ? આ સૂચના ભવભૂતિએ સ્વીકારી લીધી અને एवं નું एव કર્યું. આથી અર્થભેદ થયો એ સ્હેજ સમજાય એવો છે. एवं થી 'આમ રાત્રિ ચાલી ગઇ' એ અર્થ થાય અને एव થી 'રાત્રિ માત્રજ ચાલી ગઇ' એ અર્થ થાય. ભવભૂતિએ સ્વીકારી લીધેલા પાઠની સુંદરતા પ્રદર્શિત કરવી પડે એમ નથી.

આ દંતકથા સાચી હોય કે બનાવટી હોય એ જૂદી વાત છે અને સાચી હોય તો ભવભૂતિએ સહૃદયતાને ખાતર કે વિવેકને ખાતર કે સ્નેહને ખાતર કે જે વસ્તુની પોતાનામાં ન્યૂનતા હતી તેની પરિપૂર્તિ ખાતર કે બીજા કોઇ કારણથી એ સૂચના સ્વીકારી એ ચર્ચા આપણે કરતા નથી. આપણે જોવાનું એ છે કે એ બન્ને પાઠોમાંથી કીયામાં કયા પ્રકારની વિશિષ્ટતા છે. ચર્ચાની સુગમતાને અર્થે આપણે એકને ભવભૂતિનો પાઠ અને બીજાને કાલિદાસનો પાઠ કહીશું. આ શ્લોકજ એવો મનોહર છે અથવા કહીએ કે એનો રસ એવો અમૂલ્ય છે કે એક શુન્ય વડે શી વધઘટ થઈ જવાની હતી એમ લાગે—શુન્ય વધે કે શુન્ય ઘટે તો પણ પૂર્ણની પૂર્ણતા એની એજ રહે એવી જાણે હોય નહિ. પણ એમ તો લાગે છે કે ભવભૂતિનો પાઠ ભવભૂતિને શોભે એવો છે અને કાલિદાસનો પાઠ

[stamp]

કાલિદાસને શોભે એવો છે. માનવનું માનસ તેના શબ્દે શબ્દમાં પ્રદર્શિત થાય છે એ ક્યાં નવી વાત છે!

કાલિદાસના પાઠમા આસ્વાદની અધીરતા છે, ભવભૂતિના પાઠમા રસાનંદની શાન્તિ છે. એકમાં રતિની અતૃપ્તિ છે બીજામાં પૂર્ણતા છે. એકમાં ઉર્વશીને ઝંખતા પુરૂરવાનું માનસ પ્રગટે છે. બીજામાં સીતાને રમાડતા શ્રી રામચંદ્રનું માનસ વિલસે છે.

ભવભૂતિના પાઠમાં વ ની જોડે અનુસ્વાર જોડાવાથી અને પાછું ર જોડે તેનું પુનરાવર્ત્તન થવાથી એક અતિ સુકોમળ શબ્દ લાલિત્ય ઉત્પન્ન થાય છે, જે કાલિદાસના પાઠમા નથી આવતું એટલે જેને શબ્દ-નાદ-ધ્વનિની, મનોહર, અપ્રમેય અને દુષ્પ્રાપ્ય શક્તિ કહેવામાં આવે છે અને જે શક્તિ તે તે ભાષાના નિપુણ કલાદર્શીને જ પ્રત્યક્ષ થાય છે તે શક્તિનો સંચાર, મિઠાશ, કર્ણપ્રિયતા ભવભૂતિના પાઠમાં વધારે છે. પણ ભવભૂતિના પાઠને હું પ્રાધાન્ય આપું છું તેનું કારણ એ છે કે એ પાઠ નાયકના ચરિતને અને ચારિત્ર્યને તેમજ પ્રસંગને અનુરૂપ છે. ભવભૂતિના પાઠમાં ભગવાન મનુની અથવા તો મહાત્મા રામચંદ્રની શાન્તિ રમે છે. કાલિદાસના પાઠમાં યયાતિ કે પુરૂરવાની રમણોત્સુકતા વિહરે છે. એ પુરૂરવા હજી ઐલગીતની કક્ષાએ પહોંચ્યો નથી. એ આરક્ત પુરૂરવાના પૂર્વાલાપની ઝાંખી પ્રબુદ્ધ પુરૂરવા તેના નિર્વેદ ગીતમાં કરાવે છેઃ—

सेवतो वर्षपूगान्मे उर्वश्यारधरासवम् ।
न तृप्यतात्मभूः कामो वह्निराहूतिभिर्यथा ॥

ભાષાંતર કરવું પડે એમ નથી.

વળી એક બીજી દૃષ્ટિએ પણ ભવભૂતિનો પાઠ વધારે માર્મિક લાગે છે. આ આખા શ્લોકમાં એકતાનતા છે. એકરસતાનો ભાવ છે. દમ્પતિનું દ્વૈતાદ્વૈત છે. પ્રસન્ન આત્માઓની અપ્રચ્છન્ન આસક્તિ છે. અવિનાશી ઐક્યની સુશાન્તિ છે. સ્નેહસંવાદની સુમંદ ગતિ છે. અને વાણી જાણે શાન્તિમાંજ અર્ધનિદ્રામાં અટકતી જાય છે. આ એક-

રસતામાં, પ્રશાન્તિમાં આનંદઘનતાજ ધટે છે. અતૃપ્તિને સ્થાન નથી. કારણ કે અહીં સ્નેહની જાણે સહજ સમાધિ છે. અહીં દિન એ રાત્રિનો પ્રતિસ્પર્ધી નહિ પણ સ્નેહના નવસૌંદર્યને અને અભિનવ વ્યાપારને પ્રકટાવતો સખા છે. રાત્રિના આનંદની, ઉલ્લાસની અને વિલાસોની ત્યાં વિરતિ થઇ જતી નથી; પણ તેમાં અનુસ્યૂત આત્માનું નવવિધાન વડે અન્ય ધર્મોમાં ઉપનયન થાય છે અને આ ઉપનયનમાંજ ભગવાન રામચંદ્રના અનુશયનની રમણીયતા, રસિકતા અને ભાસ્વરતા વિરાજે છે.

કાલિદાસના બીજા પાઠમાં આનંદ છે, વિલાસ છે, સ્નેહની ભીનાશ છે પણ પીત્વા પીત્વા પુનઃ પીત્વા ને સ્મરાવતી અશાન્તિ અને અતૃપ્તિ છે. રામની વૃત્તિનો આરામ નથી. રક્ત અને આરક્તનો ભેદ છે. પ્હેલામાં જાણે સુસ્નેહીની સંતુષ્ટિ છે, બીજામાં કામી જનનો અસંનિરોધ છે. પ્હેલામાં રાત્રિ દિનને જોઇને જાણે ઉદાસ થાય છે બીજામાં રાત્રિ જાણે ચરિતાર્થ થઇ જાય છે. રામની રાત્રિઓ આવી ચરિતાર્થ જ હતી અને ભવભૂતિની પણ કદાચ હશે, એટલે જ એણે શબ્દ અને અર્થની પૂર્ણતાનાં આંદોલનો અનુભવતાં લખ્યું હશે કે —

रात्रिरेवं व्यरंसीत्

'અને સભર સ્નેહે-ભર્યાં હૃદયે કાલિદાસની ભાવનામાં પણ પોતાના આત્માનીજ અનુસ્યૂતતા જોઇને કે એમાં પણ પોતાના કોઇ અનુભવનો સાક્ષાત્કાર કરીને આનંદ અનુભવ્યો હશે. એક વિદ્વાન ઉપાસના પરત્વે કહે છે કે જે બીજાના હૃદયવ્યાપારોની મનોહરતા જોઇ શકતો નથી એણે પોતાના હૃદયવ્યાપારનેજ સર્વાંશે અનુભવ્યો નથી. સર્વાનુભવરસિકત્વમાંજ સ્વાનુભવરસિકત્વની પૂર્ણતા છે અને એજ ભાવનાવડે જ્ઞાનવાન્ વિશ્વને આત્મમય જુએ છે.



# કાલિદાસ અને શૈક્સપીયર.

કેટલાક કહે છે કે કાલિદાસ અને શૈક્સપીયરની સરખામણી થઇ શકે નહિ. કેટલાક શૈક્સપીયરના નામથી ડરીને, કેટલાક સરખામણીના પરિશ્રમથી બચવા, કેટલાક સરખાવવાની સાધન શક્તિને અભાવે અને કેટલાક સીધે રસ્તે ગાડું ગબડાવવાને એમ કહે છે અને કેટલાકને બીજાં કારણો હોય છે. એક રીતે એ વાત ખરીયે છે પણ સરખામણીમાં ઘણીવાર એ મુંઝવણ તો રહેવાની.

શૈક્સપીયર અને કાલિદાસ બન્ને કવિ, બન્ને નાટકકાર. એકે પાંત્રીસ નાટક લખ્યાં બીજાએ ત્રણ લખ્યાં. પણ સંખ્યા ઉપરથી યોગ્યતા અંકાય નહિ. વળી મનુષ્યની કિંમત તે શું શું કરે છે તેથીજ થતી નથી પણ તે શું શું નથી કરતો તેથી પણ થાય છે.

ત્યારે શા માપથી આપણે આ કવિઓને માપીશું? બહિર્દૃષ્ટિનાં એક બે માપ છે. એક તો એકે કયો ગ્રંથ ભાષાંતરમાં વધારે રસિક કહે છે? પણ આ માપમાં શબ્દની મોહકતા, વર્ણસગાઇ એને ભાષાના સૌંદર્યને યોગ્ય ન્યાય મળી શકતો નથી. બીજું માપ એ કે કોના ગ્રંથ વિદેશી વિદ્વાનોમાં વધારે પ્રશંસાપાત્ર થયા છે. આ માપમાં બીજાઓની યોગ્યતા અથવા યત્ન અથવા પરિચયના ઉપર ઘણો આધાર રહે છે. એટલું કહી શકાય કે શૈક્સપીયરની કીર્તિ યુરોપમાં છે તેટલી બીજે નથી અને ઇંગ્લાંડમાં છે એટલી યુરોપના બીજા દેશોમાં નથી. પણ તેટલાથી કંઇ નિર્ણય બાંધી ન શકાય.

આપણે ગ્રંથપરીક્ષાનાં ત્રણ પ્રસિદ્ધ માપ લઇએ. વસ્તુ, રૂપ અને વાતાવરણ અથવા સત્ય, સૌંદર્ય અને સાધુતા. વસ્તુમાં સત્ય, રૂપમાં સૌંદર્ય અને વાતાવરણમાં સાધુતા એ ઇષ્ટ છે એમ સ્વીકારિયે;

તેમાં પણ સાત્વિક, જ્ઞાનમય અને આનંદમય તે ઉત્તમ; રાજસી, હર્ષશોકમય, ક્રિયામય તે મધ્યમ; અને તામસી એટલે આલસ્યમય અને પ્રમાદમય તે કનિષ્ઠ.

બન્ને કવિઓના ઉત્તમોત્તમ ગ્રંથો તેમનું વધારેમાં વધારે પાણી જોવા તપાસીએ. શાકુન્તલ અને હૅમ્લેટ. વસ્તુ બન્નેનાં મિશ્ર છે. સંપૂર્ણરીતે ઐતિહાસિક નથી તથાપિ સુઘટિત છે. પણ જ્યારે હૅમ્લેટમાં કલ્પના સંસારને અનુસરે છે ત્યારે શાકુન્તલમાં એ આદર્શોને વધારે ભાવિત કરે છે. હૅમ્લેટમાં તામસી સંસારનું ચિત્ર છે, શાકુન્તલમાં રાજસી સંસારનું ચિત્ર છે. ટેમ્પેસ્ટમાં ચિત્ર હૅમ્લેટ કરતાં ઊંચા પ્રકારનું છે. પણ પ્રોસ્પેરોની મંત્રશક્તિ અને મંત્રણાશક્તિનો અતિદેશ સ્નેહને પણ કેવળ પરતંત્ર કરી દે છે.

બન્ને નાટકો રસભર્યાં છે. શબ્દચમત્કૃતિ, રૂપ, ગુણ અને અલંકાર બન્નેમાં સુરમ્ય છે. ગ્રામ્યતાના પ્રસંગો હૅમ્લેટમાં વિશેષ ખરા. ભાષાના વ્યાપારની કલામા બંને નાટ્યકારો લગભગ સમાન. માધુર્ય કાલિદાસમાં કંઇક વધારે.

વાતાવરણ શૅક્સપીયર કરતાં કાલિદાસનું ઊંચું; કારણકે ટૉલ્સ્ટોય કહે છે તે પ્રમાણે શૅક્સપીયરમાં સદ્‌ગુણનો પાયો ઘણો નબળો છે. વિવેચક રૅસ્કિ પણ કહે છે કે શૅક્સપીયરની ટ્રૅજેડી—કરુણાંત નાટિકાઓમાં નૈતિકસાર ભાગ્યેજ વંચાય છે. સંસારનાં ચિત્ર આબેહુબ હોય તથાપિ તેથી પર્યાપ્તિ નથી. કવિ તે ચિત્રછાપનાર નહિ પણ ચિત્રકાર છે. તેણે ઉદાત્ત ભાવનાઓ, ઉદાત્ત પ્રસંગો વા ઉદાત્ત જીવનને પોતાની પ્રતિભા અને રસિકતા સમેત ઉચ્ચ આશયને અર્થે ચિત્રિત કરવાના છે. દુશ્ચરિતનું માલિન્ય ચિત્રિત થાય તે માત્ર વિશદ પ્રકાશના અનુભૂતિને અર્થે. સંત, સંસારી અને સેતાનના સંગ તે અનુક્રમે, સત્સંગ, સંગ અને કુસંગ કહેવાય. જે ગ્રંથમાં સત્સંગનું વાતાવરણ હોય તે ઉત્તમ. કયો સંગ કયી રીતે ઝીણી ઝીણી અસર કરે છે તેનું માપ કાઢવું અતિ કઠીન છે. કેમકે

તે વ્યાપાર માનસિક હોઇ અતિ સુક્ષ્મ અને અપ્રમેય છે. હૅમ્લેટમાં તામસી સંગ, શાકુન્તલમાં રાજસી અને રામાયણમા સાત્વિક સંગ અનુભવાય છે.

એકંદરે જોતા પણ શૈક્સપીયરનાં નાટકોમાં નિશાબાજી, છછિ-લાઇ અને પ્રપંચનાં પ્રક્ષોભક ચિત્રો ભરપટ્ટે છે. શૈક્સપીયરના ખલો, શઠો, અને દુષ્ટો ઘણીવાર શિક્ષા વિનાના તાનાબાજી કરે છે જે દુનિયામાં પણ એમને ભાગે હોતી નથી. વાતાવરણ એ સાહિત્યની કસોટીમાં સર્વોપરી છે. વાતાવરણમાંજ કર્તા પોતાની છાયાથી દૂર જઇ શકતો નથી. વસ્તુનુ વ્યાવહારિક સત્ય સહજ સાધ્ય છે, રૂપનું સૌંદર્ય શ્રમસાધ્ય છે પણ ઉત્તમ પ્રકારનું વાતાવરણ એ વિરલ હોય છે. એકનો વિશિષ્ટ સંબંધ વિદ્યા જોડે બીજાનો કલા જોડે અને ત્રીજાનો જીવનચર્યા જોડે છે. શકુન્તલમા એક પ્રધાન ચિત્ર દુષ્યન્ત અને શકુન્તલાના પ્હેલા મેળાપનુ છે. પણ કવિ તેને વતાવરણને નાટકના તખતાના બીભત્સથી મલિન થવા દેતો નથી.

આ રીતે વસ્તુમાં કાલિદાસ અને શૈક્સપીયર બંને લગભગ સરખા. કાલિદાસ સહેજ ચઢે, બહુ નહિ. રૂપવિધાનમા કાલિદાસ-નામા માધુર્ય કંઇક વધારે અને શૈક્સપીયરમાં રચનાસૌંદર્ય કંઇક વધારે. વાતાવરણમાં કાલિદાસ શૈક્સપીયર કરતાં સ્પષ્ટ રીતે ચઢે. એટલે એકંદરે કાલિદાસ શૈક્સપીયરથી ઊંચી પંક્તિએ છે. શૈક્સપીયર-પૂજા તો બહુ વધી ગઇ છે. પણ તેથી શું ? શૈક્સપીયર તેના પોતાના વાતાવરણથી ઉચ્ચત્તર વાતાવરણ શી રીતે પ્રકટાવી શકે ?

તથાપિ કાલિદાસ અને શૈક્સપીયર બંને નાટ્યકલાના અને કવિતાના પ્રાસાદિક કલાવિદો છે. આપણે તો બન્નેની સમર્ચના કરવાની છે.



# શંકરજયન્તી.

આજે ભગવતપાદ શ્રી આદિ શંકરાચાર્યની જયન્તી છે. ઈશ્વરાંશોની જયન્તીઓના ઉત્સવ મનાવવાનો આપણો પુરાતન સંપ્રદાય છે. જે ઐશ્વર્યવતી મહદ્‌વ્યક્તિઓએ સાધુઓનું પરિત્રાણ, દુષ્ટોનો વિનાશ, અને ધર્મનું સંસ્થાપન કર્યું હોય છે એવી મહદ્‌વ્યક્તિઓની યશઃકાયને જરાનો ભય હોતો નથી અને તે પોતાના કર્મ વડે સદા જીવન્ત અને જયવન્ત હોય છે. એટલા સારૂ આપણે એમની જયન્તીના ઉત્સવ નિમિત્તે પુણ્યભાગી થવા યત્ન કરિયે છિયે. એ પુણ્યાત્માઓની જયન્તીઓ સંસારના દ્વંદ્વોમાં ગુંચાયેલા જીવોની જયન્તીઓથી નિરાળી છે.

આ પુણ્યતિથિઓએ બે પ્રકારનાં કાર્ય. વ્રત, નિયમ, યજન, અર્ચન વડે પુણ્યક્રિયાઓમાં યોજાવું એ મુખ્ય કાર્ય; અને આવા સમુદાયોમાં એ મહાત્માઓનાં પુણ્ય જીવનનાં સંસ્મરણો વડે તેઓના જગદુદ્ધારક આદેશોનો પ્રચાર કરવો એ બીજું કાર્ય. એ કાર્ય બાહ્યોપચાર માત્ર ન રહે પણ આપણા હૃદયોને સ્પર્શે, આપણી ભાવનાઓને ઉન્નત કરે અને આપણા શુભ સંસ્કારોને જાગૃત કરે એવો યત્ન કરવાનું આપણું કર્તવ્ય છે.

જે ઇશ્વરાવતારના વૈરાગ્યવૈભવ અને વાગ્વૈભવનું અનુસ્મરણ કરવા આજે આપણે મળ્યા છિયે એ શંકર ભગવાનનો આવિર્ભાવ આશરે ૨૩૦૦–૨૪૦૦ વર્ષ ઉપર દક્ષિણ ભારતમાં કેરલ પ્રાન્તના એક નાના સરખા ગામમાં થયો હતો. તે સમયે કલિયુગના આરંભનાં આશરે ૨૫૦૦–૨૬૦૦ વર્ષો વીતી ગયા હતાં. યુધિષ્ઠિર મહારાજનો શક પ્રવર્તતો હતો. વિક્રમ કે ક્રાઇસ્ટ કે શાલિવાહન હજી જન્મ્યા નહોતા. બુધ ભગવાને પોતાની અદ્‌ભુત પ્રભાવડે તે સમયના સંસ્કારી જગતને

આંજી નાંખ્યું તેને આશરે સોએક વર્ષોજ થયાં હતાં. ભગવાન્ બુધનો 'ધમ્મ' જબરી ધમપછાડ ભારતમાં કરી રહ્યો હતો. નવા પંથમાં નવું જોમ હોય.–બાળક દોડાદોડી વધારે કરે. ઘરમાં વસ્તી પણ બાળકની વધારે લાગે. અત્યારે આપણા ભારતગૃહમાં નવીન ધર્મ-સમાજોની વસ્તી વધારે લાગેછે જ ને.

બુદ્ધધર્મ કદાપિ ભારતમાં સર્વવ્યાપી થયો ન હતો, એમ હું માનું છું. સર્વવ્યાપી જેવો પણ થયેલો નહિ. એનું એક કારણ એ પણ હતું કે આગળના સમયમાં માણસો ધર્મની ચીઠ્ઠીથી ફરતા નહિ; નામના આગ્રહો બંધાયા નહોતા. અને મનુષ્યો સાર વસ્તુને ગમે ત્યાંથી પણ સ્વીકારી લેતા. તે એટલા ઉપરથીજ જણાશે કે બુદ્ધ ધર્મને નક્કી કરવાને પણ અનેક પરિષદો મેળવવી પડી હતી. સ્થૂલ દ્રષ્ટિવાળા મનુષ્યો સ્થૂલ ઇમારતો ઉપરથી ધર્મની તુલના કરે છે પણ ઇમારતોનો આધાર તો ધર્મ કરતાં ધન ઉપર વધારે હોય છે. આપણો મનુષ્યજાતિનો–પુરાતન ધર્મ સનાતન યજ્ઞવેદીના ભસ્મથી ઢંકાયેલા નિર્ધૂમ અગ્નિની પેઠે પોતાના મહિમામાં શાન્તપણે તે સમયે પણ વિરાજતો હતો. ભગવાન બુદ્ધે બ્રાહ્મણોના બ્રહ્મવર્ચસ્નની વંદના કરી, શ્રુતિના શાસન વડે પોતાના માનસને ઓતપ્રોત કરી દીધું હતું અને એજ શાસન અને બ્રહ્મવર્ચસ્નો પોતાના પ્રભાવશાળી વ્યક્તિત્વના આધારે શિથિલ હૃદયોમાં એમણે પ્રચાર કર્યો. જગત્ સદા અનેક પ્રકારના પરિતાપોથી દાઝી રહેલુંજ હોય છે. એની શાશ્વત્ ક્ષુધા અને પિપાસા વિષયભોગથી જરા જરા છંટાતી હોવા છતાં સદા અતૃપ્તજ રહે છે એ પરિતાપની શાન્તિ ધર્મના શાન્તિમય કલ્યાણકર બોધ વડેજ થાય છે અને એટલાજ સારૂ ધર્મનો ઉપદેશ જ્યાં પ્રાપ્ત થતો હોય ત્યાં મનુષ્યો ધસે છે. ધર્મ હોય કે ભલે ધર્મનો અંશ હોય પણ જેટલે અંશે એવા ઉપદેશમાં ધર્મની સનાતન ધારાઓ વહી રહી હોય છે તેટલે અંશે અને જેટલો અધિકાર મનુષ્યનો વા સમાજનો તેને સારૂ હોય તેટલે અંશે તે શાન્તિ આપે છે. બુદ્ધ ભગવાને

વેદ અને યજ્ઞનો દ્વેષ કરનારા અનેક જીવાત્માઓને પોતાની અદ્‌ભુત શક્તિઓ વડે, શ્રી કૃષ્ણચંદ્રે ગોપીઓને મોહિત કરી હતી તેમ મોહિત કરી દીધા. અને તેમને નિર્વાણના માર્ગનો ઉપદેશ કર્યો. એટલાજ સારૂ એ અવતાર. વેદ, યજ્ઞ અને બ્રાહ્મણ તરફ ક્ષીણશ્રદ્ધાવાળાને તેનો આશ્રય જાહેર કર્યા વિના તેજ વેદના પરમ ધર્મમાર્ગનો ઉપદેશ કરવો અને તે એવી રીતે કે તેઓ જાણે જે પહેલાંની વાત છોડી દઇને આતો નવીજ વાત કહે છે એનું નામજ સંમોહન.

પ્રત્યેક ધર્મની એક ભૂમિકા હોય છે. તે ભૂમિકા ઉપર વસનારાને તે ધર્મનો ઉપદેશ અસર કરે છે. એ ભૂમિકાથી નીચેની ખીણોમાં વસનારાને એનો અવાજ પહોંચતો નથી તેમજ એનાથી ઉચ્ચતર પ્રદેશોમાં પણ એના ઉપદેશસ્રોતો વહી શકતા નથી. હરદ્વારના સાધુઓ તો ત્યા વહતી જાહ્નવીનાં પુણ્યોદકો વડેજ પાવન થઇ જાય. એમને કલકત્તાની હુગલીનાં મહોદકોની જરૂર ન રહે. પછી હરદ્વારમાં વસી જાહ્નવીમાં ન ન્હાય તે ભલે. તેને તો જાહ્નવી અને ભાગીરથી સૌ ઠીક છે. ધર્મજાહ્નવીમાં બળ છે. પાવનશક્તિ છે; પણ જે તેનામાં પોતાના દેહને, પોતાના આત્માને પૂર્ણભાવ વડે સ્નાન કરાવેછે તેને અર્થે. સનાતન સત્યોની સ્વર્ગંગા અંતરીક્ષથી ઉતરી હિમાલયમાં ધુધવતી ભારતના પુણ્ય પ્રદેશને પાવન કરતી હતી અને કર્યા કરે છે. એ ગંગાનો પુણ્યમહિમા પુનઃ પ્રકટ કરવા શંકરાચાર્ય ભગવાનનો અવતાર થયો. ભગવાન શંકરની ત્રયીના મહાપ્રવાહમાં ભગવાન બુદ્ધની સરસ્વતી અંતર્ધાન થઇ ગઇ.

એ સરસ્વતી પાતાળમાં વહેતી વહેતી અન્ય-પ્રદેશોમાં પ્રકટ થઇ ત્યાં પોતાનાં પુણ્યોદકો વહાવવા લાગી છે. પણ ભારત વર્ષમાં પુરાતન બ્રહ્મતેજ જળહળી ઉઠયું. બૌદ્ધ ધર્મના ધસારાએ બ્રહ્મવિદોને જાગૃત કરી દીધા. કુમારિલ ભટ્ટ અને મંડનમિશ્ર જેવા મહાત્માઓના પ્રસાદ વડે ભારતની યજ્ઞવેદીઓમાં અગ્નિની શાન્ત

જ્વાલાઓ પુનઃ પ્રકાશવા લાગી. આ ભૌતિક યજ્ઞોની પરિપૂર્તિરૂપ જ્ઞાનયજ્ઞની પ્રભા પ્રકટાવવા ભગવાન શંકરનો અવતાર થયો. જેમ કોઇ અતિરથી વીર અનેક તરફથી આવતાં શસ્ત્રોને સમાવે તેમ શ્રી શંકર ભગવાને પોતાની ઋતંભરા પ્રજ્ઞાવડે, સત્યમયી વાણી વડે અને નિવૃત્તિ પરાયણ પ્રવૃત્તિ વડે ભૂત વર્તમાન અને અનેક ભાવી વાદોને પરાસ્ત કર્યાં અને ઉપનિષદ્‌માં કથેલું પરમાત્મ તત્ત્વનુ કેવલાદ્વૈત જ્ઞાન પુનઃ પ્રકટ કર્યું. બુદ્ધિ ઉપર ભાર મૂકનારા બૌદ્ધોને એમણે પ્રત્યુત્તર આપ્યો કે બુદ્ધિના તર્કનેજ માનતા હો તો તે વડે તો જગદાદિ સમગ્ર પ્રપંચજ સિદ્ધ થઇ શકતો નથી. સર્વે માયામાત્રજ છે. અને જો જગત્ સાચું છે તો વેદ, શાસ્ત્ર, જપ, તપ, ક્રિયા સૌ સાચું છે. સાચું છે એટલુંજ નહિ પણ પરમપદને પામવાનો એ રાજમાર્ગ છે. શંકરાચાર્યે વેદને પરમ પ્રમાણરૂપે પુનઃ સ્થાપન કર્યાં. આપ્ત વાક્યનું પ્રાધાન્ય સ્થાપ્યું. અર્વાચીન સમયનો પ્રખ્યાત તર્કવિશારદ કાર્ડીનલ ન્યુમેન પણ એવાજ મંતવ્યને એના પ્રખ્યાત સ્તોત્ર ગીતમાં મૂર્તિમંત કરે છેઃ—

Lead, Kindly Light! Lead Thow me on!

બુદ્ધ ધર્મની શિથિલતા શંકરાચાર્યના દિગ્વિજયથીજ શરૂ થઇ. વૈશલીની પરિષદ્‌મા બૌદ્ધ માર્ગના બે ભાગ પડયા; પછી તેના અનેક વિભાગ થઇ ગયા, અને ધીમે ધીમે તે પંથ ભારતવર્ષમાંથી ઘસાઇ ગયો.

વેદનો અભ્યાસ કરો; એ આદિ શંકરાચાર્યનો મહાન્ આદેશ અભ્યાસ કરીને તેને કાર્યમાં પરિણત કરો; એ તેમનો બીજો મહાન્ આદેશ. આ માર્ગમાં વિચરતાં અધિકાર પ્રાપ્ત થવાનો અને અધિકાર પછી યોગ્ય પ્રયત્ન વડે જ્ઞાન પણ કરામલકવત્ થવાનું. અધિકાર પ્રાપ્ત કરવામાં એમનો ઝોક વૈરાગ્ય ઉપરજ હતો. વસ્તુ તો નિત્યપ્રાપ્તજ છે પણ જ્યાં સુધી તીવ્ર વૈરાગ્ય થયો નથી ત્યાં સુધી હૃદયની ગ્રંથિઓ ભેદાતી નથી અને અનેક સંશયો તથા સંદેહોના

ચમળમાં મનુષ્ય ગોથાં ખાય છે. જીવનની વિશુદ્ધિ એ જ્ઞાનમાં મુખ્ય સાધન છે કારણ જેવી જીવનની પ્રવૃત્તિઓ તેવા પ્રકારની ચિત્ત વૃત્તિ પણ મનુષ્યની સ્વાભાવિક રીતે રહે છે; અને તેનો પક્ષપાત મનુષ્યને સામાન્ય રીતે થાય છે. જો વિદ્યુતપ્રવાહ પ્રેરવો હોય તો જેમ પદાર્થને પહેલો અન્ય પદાર્થોથી જૂદો પાડવામાં આવે છે તેમ જ્ઞાનપ્રવાહની સંપ્રાપ્તિને અર્થે પણ પહેલાં અન્ય રોધક પ્રવાહોથી મુક્ત થવું પડે છે અને એજ અનાસક્તિ, નિઃસંગતા તે વૈરાગ્ય, વૈરાગ્ય એટલે તિરસ્કાર નહિ; વૈરાગ્ય એટલે રાગ અને દ્વેષ બંનેથી વૃત્તિઓનું પરાવર્તન.

કર્મયોગમાં જેમ તપનું પ્રાધાન્ય છે, ભક્તિયોગમાં જેમ સર્વાત્મભાવનું પ્રાધાન્ય છે, તેમ જ્ઞાનયોગમાં ત્યાગનું પ્રાધાન્ય છે. સંસારમાં રાગવૃત્તિવાળાને સારૂ કર્મયોગ, ત્યાગવૃત્તિવાળાને સારૂ જ્ઞાનયોગ, અને રાગ અને ત્યાગની વચ્ચે જેનું હૃદય ઝુલતું હોય તેને સારૂ ભક્તિ યોગનો માર્ગ વધારે સરળ પડે છે. આપણામાં ભક્તિયોગના અધિકારીઓ વધારે અને જ્ઞાનયોગના અધિકારી થોડા હોય છે, એટલે શંકર ભગવાનનો અસિધારાવ્રત જેવો બોધ સૌને સ્હેલાઈથી લાગી શકતો નથી. તથાપિ આપણે સૌ તેને અંતિમ, સનાતન અને અમૃતમય આદર્શરૂપે સ્વીકારિયે છિયે. તેના નિન્દકો તો તેના સ્હામે અશ્રદ્ધાની પડદીઓ નાંખીને તે રાજગુહ્યને ગોપ્ય રાખવામાં સહાયભૂત થાય છે.

ભગવાન્ શંકર એ ધર્મના વિકારક નહિ પણ સંરક્ષક હતા અને શાસ્ત્રોના ઉત્પાદક નહિ પણ પ્રચારક હતા. વળી તેઓ જ્ઞાનના ઉપદેશકજ નહિ પણ ધર્મના પ્રતિષ્ટાપક હતા અને કર્મ માર્ગના પ્રકાશકજ નહિ પણ ધર્મપથના આદર્શ અનુયાયી હતા. એમની જીવન કળાનો અથવા જીવનલીલાનો એકેક પ્રસંગ આપણને આનંદસાગરમાં તલ્લીન કરી દે એવો કમનીય છે. તેમનો માતા પ્રત્યેનો સ્નેહ, તેમનો શિષ્યો પ્રત્યેનો અનુગ્રહ, તેમનો દ્વેષીઓ પ્રત્યેનો સમભાવ, વાદીઓ

પ્રત્યેનું તેમનું સૌહૃદ અને સર્વ મનુજો પ્રત્યેની તેમની ઉદારતા એ વૃત્તિઓ પાસે જગત્ વંદે એમાં શું આશ્ચર્ય છે? પણ એ વૃત્તિઓમાંજ એમનું ગૌરવ નહોતું તે બધાની સાથે અદ્‌ભુત સ્મૃતિ, બુદ્ધિ અને પ્રજ્ઞારૂપી શક્તિઓ એમનામાં વિરાજતી હતી અને એ બધી વૃત્તિઓ ને શક્તિઓ પરમ વૈરાગ્યથી વિભૂષિત થઈ હતી. એમના જેવી વ્યક્તિઓની ઝાંખી યુગાન્તરનાં સંવાદક પુરાણોમાંજ માત્ર થાય છે. એમનુ જીવન માત્ર બત્રીસ વર્ષનુંજ હતું પણ એ કૃતકૃત્ય જીવન હતું. જીવનના પરમ પુરૂષાર્થને સાધે એજ ચિરંજીવી છે. એમની જીવનકલામાં આ લોક અને પરલોક બંનેને યોગ્ય રીતે સાધવાની ચાતુરી દૃષ્ટિગોચર થાય છે. એ મહાત્માના આદેશોમાં પરમાર્થ સાધવાનુંજ નહિ પણ વ્યવહાર સિદ્ધ કરવાનું બળ રાજે છે. એમના ઉપદેશો તે સમયે હતા તેવાજ તાજા, તીવ્ર અને તરવરતા અત્યારે પણ છે, અને તે વ્યક્તિ તેમજ સમાજના કલ્યાણ અર્થે મંત્ર સમાન અમોઘ શક્તિવાળા છે. તેમનો પારમાર્થિક ઉપદેશ તો સર્વશિરોમણિ છેજ. તેમના ઉપદેશમાં કર્મ ઉપાસના અને જ્ઞાનની ત્રિવેણીનો મનોહર સંગમ થાય છે. નવનવા વિચારોમાં, તત્ત્વચિંતનનાં ઉડ્ડયનોમાં તેમજ પરમ સત્યના અભ્યાસમાં શાંકર વેદાન્તનું સ્થાન અખંડ, અવિનાશી અને અનુલંઘનીય છે. તત્ત્વ વિચારકો થશે અને જશે. તત્વદર્શનો પ્રકટશે અને વિચ્છિન્ન થશે પણ વેદાન્ત દર્શનમા તો માનવજીવનની ભૂતિ, વિશ્રાંતિ અને શાંતિ વિરાજતી જ રહેશે.



# અત્યારની પરિસ્થિતિનું દિગ્દર્શન.

આપણી આધુનિક સ્થિતિમાં વધારેમાં વધારે શોચનીય તત્ત્વ એ છે કે હજી આપણા સામાજિક પ્રશ્નોનું ગમે તે એક સ્પષ્ટ નિરાકરણ થયું નથી. બે સ્હામ સ્હામા મૂળમાંથી ઉત્પન્ન થતા વિચારોના યુદ્ધનો આ સમય છે. એક તરફથી સૃષ્ટિમાં દૃશ્યમાન થતી "ટકી રહેવાની લડાઇ" ને સારૂ લાયક થવા આપણને પાશ્ચાત્ય આચાર વિચાર ગ્રહણ કરવાનો બોધ દેવામાં આવે છે અને બીજી તરફથી ઉચ્ચતા જાળવી રાખવાને અને આપણી સંસ્થાઓ રહેણી કહેણી અને ધર્મમાં દૃઢ રહેવાને આપણને વિનતિ કરવામાં આવે છે. એક તરફથી સમયને તાબે થઇ આપણા આચાર વિચારમાં છૂટછાટ મૂકવાનું કહેવાય છે અને બીજી તરફથી અંતે આપણોજ જય અને આપણુંજ શ્રેયઃ છે એવી દૃઢ શ્રદ્ધાથી આપણી પરંપરા ન તોડવા આપણને ચેતવવામાં આવે છે. આપણી સંસ્થાઓ અને ધર્મને હસી કહાડવામાં આવતાં હતાં, અને તેમની ગમે તેવી નિન્દા કરવાનો હક દરેક જણને મળ્યો ગણાતો હતો એ વખત તો હવે ગયો છે. જેની નકલ કરવાનો આપણને બોધ કરવામાં આવતો હતો તેમના વિશેષ ગુણો હવે પ્રગટ થયા છે; અને લોકોને પાશ્ચાત્યવિચારોના પ્રચારની અસરનું ભાન થતું જાય છે. વખત જતો જાય છે તેમ જૂના વિચારોનો પક્ષ સબળ થતો જાય છે, અને આર્યાવર્તની મહત્તાનું દર્શન થતું જાય છે. પ્રૉ. મૅક્સમુલર, તત્ત્વજ્ઞ શૅાપનહોર, સ્વામી વિવેકાનંદ, થીઑસૉફિકલ સોસાઇટી, મૅડમ બ્લૅવેટ્સ્કી, મીસીસ એની બીસેન્ટ, સ્વામી રામતીર્થ, અરવિંદ ઘોષ, લોકમાન્ય તિલક, ભારત સનાતન ધર્મ મહામંડળ, અને અહીંના વિદ્વાન સ્વામીઓ આચાર્યો અને તત્ત્વવિદોએ આર્યાવર્તનો અને ભારતીય ધર્મ સંસ્કૃતિ વા સંસ્થાઓનો પક્ષ કર્યો છે.

સામા પક્ષમાં એવા મોટા નવા વિદ્વાન્ આવ્યા જણાતા નથી. અને એ પક્ષના સિદ્ધાંતોની નિઃસત્વતાનું પ્રતિદિન જનસમાજને દર્શન થતું જાય છે. પછી કોઇ પણ મત પકડી રહીને તેનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યાની અસર તો થયા વગર રહેજ નહીં. આપણું આર્ય જીવન અને સંસ્થાઓ એવાં છે કે તેને સમજવા અથવા તેમાં સારાસાર દર્શન કરવાનું કામ 'રસ્તે જનાર માણસ'નું નથી. સામાન્ય વિદ્વાન્ પણ તેમાં ભૂલ ખાઈ જાય એવું છે. આપણી પ્રજાના પુરાતન નેતાઓ, બુદ્ધિમાન્, વિચારવાન, ધર્મ અને ઇશ્વર સ્તવનથી સ્વચ્છ થયેલી બુદ્ધિવાળા, શાસ્ત્રને જાણનારા અને પ્રત્યેક દૃષ્ટિબિંદુથી વિચાર કરવાને અને યોગ્ય તુલના કરવાને શક્તિવાન્ તત્ત્વજ્ઞો હતા. તેથી હરકોઇ માણસે તેમની સ્થાપેલી સંસ્થાઓ ઉપર ન્યાયાધીશી કરવાનો અધિકાર પોતાને મળેલો સમજી લેવો એ યોગ્ય નથી. અને તે વિચારવાના અધિકારવાળાઓએ તો આર્યાવર્તને શ્રેષ્ઠજ ગણ્યું છે. શ્રીમદ્ શંકરાચાર્યે આ ભાવ નીચેના સુંદર શ્લોકમાં મૂક્યો હતોઃ—

तत्रापि भारतं श्रेष्ठं जंबुद्वीपे महामुने ।
यतो हि कर्मभूरेषा ततोऽन्या भोगभूमयः ॥

આપણી શ્રેષ્ઠતાનું જ્ઞાન આપણને મહત્કાર્યોમાં યોજવા અને તે પાર પાડવા શક્તિવાન્ કરતું હતું. અત્યારની આર્યોની અને તેમની સંસ્થાઓની નિન્દાએ તેમની અડધી શક્તિ અને બધો ઉત્સાહ હરી લીધાં છે. કોઇ પ્રજા તેની નિન્દા કરવાથી મહાન્ થઇ નથી. પોતાની સત્તાનું દર્શન અને પોતાને સારૂ અભિમાન એ સામાજીક બળને મુખ્ય પોષણકર્તા છે. ઇંગ્લાંડના પ્રખ્યાત કવિ ટેનિસને પણ એવાજ ઉદ્ગારો પ્રદર્શિત કર્યા છે.

Self-reverence, self-knowledge, self-control,
These three alone lead life to sovereign power.

સ્વાભિમાનનીજ ખરી જરૂર છે તે વિના સ્વદેશાભિમાન અર્થ વગરનું અને નિઃસત્ત્વ છે. અમદાવાદમાં જન્મેલાને દીલ્હીની જમીનનું અભિમાન રાખવાનું કારણ શું? અને તો પછી ઇરાનની જમીને શો ગુન્હો કર્યો? આપણા આચાર વિચાર, રીતરિવાજો, રહેણી કહેણી, નૈતિક અને આધ્યાત્મિક વારસાઓ, ભાષા અને શાસ્ત્રો, એજ આપણા ખરા સ્વાભિમાનનું મૂળ હોઇ શકે.

આપણી સંસ્કૃતિને બરાબર સમજ્યા વિના હવે ચાલે એમ નથી. અત્યારની પાશ્ચાત્ય પ્રજાઓની રાજનીતિ એવી છે કે એ આ જરૂરનું ખરેખરૂં દર્શન કરાવે છે. આ કાળમાં કોઇ પ્રજા એમ કહી બેસી રહે એમ નથી કે અમને અમારી મેળે સુખે રહેવા દો. 'તેમ તો નહીં બને. તમને અમારે સુધારવા છે, તમારા દેશમાં વેપારની ઉન્નતિ કરવી છે, અને તમને ખરા ધર્મનો બોધ કરવો છે.' આવી પરિસ્થિતિમા આપણા પ્રાચીન અને મહાન્ દાયભાગોનું આપણે રક્ષણ કરવાનું છે, આપણી ત્રુટિયો જોઇને ઠીક કરવાની છે અને આપણી શક્તિઓ પુનઃ પ્રાપ્ત કરવાની છે.



# માનવજીવન અને ધર્મ.

ધર્મ વિષે વાસ્તવિક અસદ્ભાવ કોને હોઇ શકે? આપણા જીવનના પ્રધાન સંબંધો, આદર્શો, પ્રસંગો અને લ્હાવાઓની સ્થિતિ ધર્મ વિના કયાં છે? પ્રભુ, પિતા, માતા, પત્ની, પુત્ર, ભગિની, પ્રેમ, સત્ય, દયા, તપઃ એ શબ્દો ધર્મવડેજ ચરિતાર્થ થાય છે.

લોકહિતને અર્થે ધર્મસંરક્ષણમાં આપણું કાર્યક્ષેત્ર અતિવિશાળ છે. ધર્મ વિષયમાં જે અજ્ઞાનમૂલક અશ્રદ્ધા પ્રસરી છે તેનુ જ્ઞાનના પ્રકાશવડે છેદન કરવાનું છે, જે અમુલ્ય વારસાઓ આપણને આપણા શિષ્ટ પૂર્વજો તરફથી પ્રાપ્ત થયેલા છે તેનું દૃઢતા સમેત સંરક્ષણ કરવાનું છે અને જે નાસ્તિકતા આપણને વિવિધ નવલાં રૂપે દર્શન દે છે તેનો દૈવીસંપત્તિવડે આપણી પ્રજાના ચિરજીવિત્વને અર્થે પરાભવ કરવાનો છે.

ધર્મ એ ઝગડાનું કારણ છે એ માન્યતા યોગ્ય નથી. ધર્મ તો મનુષ્યોમાં મનોનિગ્રહ, બંધુભાવ અને ન્યાયદૃષ્ટિ પ્રેરવાનું બલવાન સનાતન સાધન છે. અસહિષ્ણુતા અને દ્વેષ એતો ધર્મ વિનાના જનોમા વધારે દેખાય છે ધર્મ વિના લડાઈઓ હોઇ શકે છે અને તે લડાઈઓ ઉલટી વધારે ઘોર, ભયંકર અને ક્રૂરતર હોય છે એ વાત યુરોપની તોપોની ગર્જના સાથે આપણને જાહેર થઇ છે. મનુષ્ય જે વસ્તુને પોતાના અંતઃકરણમાં પ્રાધાન્યપદ આપે છે તે વિષયમા તે આગ્રહી રહે તો આશ્ચર્ય નથી. પહેલાં ધર્મનુ પ્રાધાન્ય હતું માટે તે નિમિત્તે વિગ્રહો થતા હવે ધનનું પ્રાધાન્ય છે માટે ધન નિમિત્તે વિગ્રહો થાય છે.

જગતના ઇતિહાસ પ્રત્યે વિશાળ દૃષ્ટિથી જોઇએ તો આપણને જણાશે કે ધર્મનું જોમ એ પ્રજાઓના પારમાર્થિક નિઃશ્રેયસ્નુંજ નહિ પણ સાંસારિક અભ્યુદયનું પણ કારણ છે. ધર્મથી સર્વાંગે રંગાએલા ભારતવર્ષની કીર્તિ ફ્રાન્સ, અમેરિકા, જર્મની અને રૂશિયાના વિદ્વાનોએ ગાઇ છે. ઇઝરાયલ, ગ્રીસ અને રોમની ધર્માગ્રહી પ્રજાઓ ઇતિહાસમાં પોતાનાં નામ અમર કરી ગઇ છે જીસસ ક્રાઇસ્ટના મનોનિગ્રહવાળા શિષ્ય પ્રશિષ્યોની શક્તિએ સમગ્ર યુરોપને સર કર્યો હતો અને આરબ પ્રજાઓએ, તેમનામાં નવું ધાર્મિક જોમ રેડાયા પછી, યુરોપમા ધસીને ફ્રાન્સના પણ દ્વાર ખોલી નાખ્યાં હતાં.

વળી આપણીજ ઉન્નતિને સારૂ ધર્મ એ કેવું બળવાન સાધન છે એ તરફ હું આપનું ધ્યાન ખેંચું છું. પહેલો રાજકીય વિષય, જે વિષે આપણી પાશ્ચાત્ય કેળવણી અને સંજોગોએ આપણું વધારે લક્ષ ખેંચ્યું છે તે તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે જે વખતે ધર્મનું જોર હતું તે સમયે વિનામાગ્યે આપણને ૧૮૫૮ નો મહાન્ ઢંઢેરો મળ્યો હતો. હવે આપણે દેશ ડહોળવા જેટલા પ્રયત્નો કરી નાંખ્યા પછી આપણને મ્યુનિસિપાલિટીઓ મળે છે જેના પ્રબંધમાં કરોના બોજા વધતા જાય છે. ધાર્મિકબુદ્ધિના ઔદાર્ય અને આર્જવ વિના રાજા પ્રજાના કોમળ સંબંધમાં એક પ્રકારની કટુતા દાખલ થઇ છે જેનાં પરિણામો આપણને અજ્ઞાત નથી.

આર્થિક વિષયમાં જોઇયે તો જે દેશના અઢળક ધનથી અનેક પ્રજાઓ મોહિત થઇ હતી અને જેનાં બાળકો અત્યારે (ઇ. સ.૧૯૧૮) સરેરાશ માસિક અઢી ત્રણ રૂપીઆ ઉપર નિર્વાહ કરતાં હોવાનું કહેવાય છે તે આપણી ભરતભૂમિની આર્થિક સંપત્તિ નષ્ટ થવાનાં મુખ્ય કારણોમાં એક એ છે કે આપણે આપણો ધાર્મિક મનોનિગ્રહ છોડીને પરદેશી શોખીનીતી અને કેટલીક આચારભ્રષ્ટતા કરનારી વસ્તુઓનો ઉપયોગ કરવા લાગી ગયા છિયે આપણા લોકપ્રિય દેશબંધુ શ્રીયુત ગાંધીજી સાદા વ્યવહારનું જે જીવન પ્રજા સન્મુખ રજુ કરે છે—અને જે વિષ-યમાં એમની સવિશેષ યોગ્યતા દેખાય છે—એવા સાદા જીવનથી આપણી પ્રજાને કેટલો બધો લાભ થાય? પણ એ સાદાજીવનને સારૂ જે ત્યાગ જોઇએ, જે મનોનિગ્રહ જોઇએ એનું બળ ધર્મમાં છે અને તે ધર્મને આપણે વિસારી મૂકયો છે.

તે પછી આપણું સાહિત્ય કે જેની ખેદજનક દશા વિષે આપણા એક સાક્ષરે સાહિત્ય પરિષદમાં વિસ્તારપૂર્વક કહ્યું હતું તેમાંથી પુરા-તન ધાર્મિક બળ જતું રહેતાં તે આપણું સાહિત્ય પણ ખિન્ન અથવા નિમ્નગામી થઇ ગયું છે. પાશ્ચાત્ય ગ્રંથોનું માગી તાગી લીધેલું જોર ક્યાં સુધી નભે? આપણા પ્રજાકીય જોમનાં અખૂટ જીવન્ત ઝરણો

જેવાં શાસ્ત્રોનાં નિર્મળ જળનો આપણે ભાગ્યેજ આશ્રય લઇયે છિયે કે જે જળ–નારાયણના સ્થાન રૂપ નારા–સર્વ પ્રકારની સિદ્ધિઓને આપનારા કલ્પવૃક્ષનું પોષક છે.

આપણી સાંસારિક સ્થિતિના પ્રશ્નોમાં પણ જે આપણી દુર્દશા દેખાય છે, કુટુંબોમાં અને જ્ઞાતિઓમાં જે ખેદદાયક કલહો આપણને પ્રતીત થાય છે, જે આચારભ્રષ્ટતાને સારૂ કપાતે હૈયે આપણા વૃદ્ધો જાણે નિરૂપાય થઇ જઈ શોક કરે છે અને જે વ્યસનોને આપણા મંદશ્રદ્ધાવાળા દેશબંધુઓ પણ અનિષ્ટ ગણે છે, એ કલહો, એ આચારભ્રષ્ટતા અને એ વ્યસનો ઓછાં કરવાને ધર્મપ્રચાર વિના બીજો કીયો સુલભ માર્ગ હોઈ શકે?

પણ જે ધર્મમાં નિઃશ્રેયસ્ અને અભ્યુદયને સિદ્ધ કરવાનું અદ્‌ભુત બળ છે, તે ધર્મ કઇ સહેલી અથવા ઉપરછલી ક્રિયા નથી. ધર્મના સ્વીકારમા અંતર્‌ને અંદરથી રંગાવું પડે છે અને ધર્મનો માર્ગ એ મનોનિગ્રહ અને સ્વાર્થત્યાગનો કઠિન માર્ગ છે. એટલાજ સારૂ ધર્મની પ્રનાલિકાઓ અત્યારે અગવડપડતી થઇ પડી છે. આપણા કોઇ ભાઇઓ કહે છે કે સમય બદલાયો છે. જો સમય વાસ્તવિક રીતેજ બદલાયો હોય તો જે આર્ય પ્રજાએ મુસલમાની બાદશાહીના જબરજસ્તીના સમયમાં પોતાના ધર્મનું રક્ષણ કર્યું તે શું જ્યારે આપણા માનવંતા રાજ્યકર્તાઓ આપણા ધર્મમાં હસ્તક્ષેપ કરતા નથી એવી સ્વતંત્રતાના સમયમા પણ પોતાનો ધર્મ બચાવી ન શકે એવી નિર્માલ્ય થઇ ગઇ છે? આપણા પરમ શિષ્ટ મનુ ભગવાન કહે છે કે ધર્મનું રક્ષણ કરનારનું રક્ષણ ધર્મ કરે છેઃ—

धर्मो रक्षति रक्षितः ।

ધર્મનું રક્ષણ આપણે બીજાને સારૂ કરવાનું નથી, ધર્મમાં આપણી પ્રજાનું જ ચિરજીવિત્વ છે જો સમય બદલાયો હોય. જો શ્રીહરિની અકૃપાથી કોઇ અનિષ્ટ સંસ્કારો દ્વારા આપણી બુદ્ધિનોજ વિપર્યય

થયો હોય કે જેથી વગર જબરજસ્તીએ આપણે વધારેને વધારે ધર્મવિમુખ થતા જતા હોઇએ તો તો આપણે ધર્મની સંરક્ષાના વધારે દઢતર અને સમ્યક્ પ્રયત્નો કરવાની આવશ્યકતા ઉભી થાય છે. આપણે ધર્મનું સર્વાંશે સંરક્ષણ કરી શકીશું કે નહિ એ પ્રશ્ન અસ્થાને છે. ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુના શબ્દોમાં:-

मा कर्मफलहेतुर्भू मा ते संगोस्त्वकर्मणि ।

આપણે આપણું કર્તવ્ય ધર્મબુદ્ધિથી, નિષ્કામતાથી અને સાત્વિક બળથી કર્યા કરવાનું છે. જો કે ફળ પણ અલ્પ તો નથી જ:-

न गण्यते विधात्रापि धर्मसंरक्षणे फलम् ।

જે ધર્મનું સંરક્ષણ કરે છે તેને ફળનો આપનાર પ્રભુ કંઇ ગયો નથી. ધર્મ તો પ્રભુનું હૃદય છે.



# ન્હાનાં વ્યસનો.

જેમ કેટલાંક માણસો બીજાના અનિષ્ટ વિચારોનું ખરૂં સ્વરૂપ સમજ્યા વગર તેમાં ભેળવાઇ જાય છે અને પોતે તે વિચારોને આધિન થયા છતાં પોતાને છુટાં સમજે છે, તેવી સ્થિતિ હાલમાં કેટલાક યુવાનોમાં દેખાય છે. આપણા ચ્હા પીનારા, તમાકુ ખાનારા, અને એવાં એવાં ન્હાનાં વ્યસનોવાળા મિત્રો સમજે છે કે તેમને વ્યસન લાગ્યુંજ નથી અને લાગશે પણ નહિ. છતાં અજાયબ જેવી વાત એ છે કે પોતાને વાસ્તે આવો ઉમદા અભિપ્રાય ધરાવનારા પાંચ પચીસ હોય છે એમ નહિ, પણ સંખ્યાબંધ ગૃહસ્થો વ્યસન સ્હામે પોતાને વિમો ઉતરાવેલા ધારે છે. એક રીતે પોતાને વ્યસન પડ્યું નથી એમ ધારવું એ ઠીક છે; કારણ કે તેવા માણસને વ્યસન

તોડી નાંખવાનો પ્રયત્ન કરવો કંઇક સ્હેલો પડે છે. આ જગ્યાએ એટલું જણાવવું જોઈએ કે આ વ્યસનો બીજાં કેટલાક ખરાબ વ્યસનો જેવાં કાંઇ નિન્દાપાત્ર નથી. તોપણ જો આપણે સમજતા હોઇએ કે આથી આપણને તુકસાન છે અને તેના વગર આપણે ચલાવી શકિયે એમ છિયે, તો પછી તે વ્યસન શા માટે છોડી ન દેવું એને સારૂ યોગ્ય કારણ નથી.

આગળ કહ્યા પ્રમાણે કેટલાક પોતે ઘણા વખતથી ચ્હા નિયમિત રીતે પીનારા હોવા છતાં, ને તેની ટેવ પડી ગયેલી હોવા છતાં પોતાને વ્યસન પડયું નથી એમ ધારે છે, અને આ અભિપ્રાયમાં તેમને તેમના સંખ્યાબંધ ચ્હા પીનારા ભાઇઓ તરફથી ટેકો મળે છે, એટલે તેમના મનમાં તે અભિપ્રાયની વાસ્તવિકતા સિદ્ધ થાય છે અને હવે પછી તેઓ, 'વખતે વ્યસન પડી જશે' એવું સૂચવનાર ગૃહસ્થને ચોખ્ખી રીતે ભૂલભરેલા મતવાળા સાબિત કરે છે. આને સારૂ એક ભૂલ ખવડાવે એવી દલીલ તેઓ આપે છે. "ફલાણે ઠેકાણે હું હતો ત્યારે મ્હેં બે મહીના સૂધી ચ્હા ન્હોતો પીધો ને કંઇ થયું નહિ" કે "હમણાં ફલાણે વખતે ૧૦ દિવસ સુધી મેં તમાકુ ન્હોતી ખાધી" આમ તેઓ કહે છે. હવે જો ટેવ નજ પડી હોય તો નુકશાન વિગેરેના કારણો જાણતા છતાં પાછી ઉત્સુકતા કેમ થઇ અને તેને વશ કેમ થવું પડયું તેનો ખુલાસો તેઓ કરતા નથી. વાસ્તવિક રીતે તો માણસ તે વ્યસનોનો નોકર જ થઇ જાય છે. ફક્ત કારણ પ્રસંગે તે મહિના બે મહિનાની રજા લઇ શકે છે; અને તમાકુ જેવા જલદ ખાતામાં હોય તો તો થોડા દહાડાનીજ રજા મળે છે. પણ આ દલીલમાં મૂખ્ય ભૂલ તો ત્યાં છે કે મનની અમુક દ્રઢતાને વ્યસનનો અભાવ માનવામાં આવે છે. જ્યારે આપણે અમુક ટેવને થોડા વખત સારૂ અથવા હમ્મેશને સારૂ છોડી શકવાને તૈયાર હોઇએ ત્યારે એમ સમજવાનું નથી કે તે ટેવ પડી નથી. ચ્હા વગર થતો બંધકોશ, ને અણગમો, તમાકુના અભાવે

જણાતો અપચો ને બેચેની, આ બધાં વ્યસન પડી ગયાનાં ચિન્હો છે. ચ્હા, તમાકુ, આ કંઇ એવાં વ્યસનો નથી કે તે ન મળે તો માણસ ટાંટિયા ઘસવા માંડે. પણ તેનાથી નુકશાન થાય છે એ વૈદક મતથી અને અનુભવથી સાબિત થયું છે. ફાયદા વખતે હશે તો તે થોડાજ છે એટલુંજ નહિ પણ ટેવ પડી ગયા પછી ફાયદા તરીકે અસરજ કરતા નથી. વળી પૈસાનો પણ તેમા ખર્ચ છે, જે પૈસાનો બીજો ઘણો સારો ઉપયોગ કરી શકાય. વળી આવી ટેવોથી જનસમૂહમાં ખરાબ દાખલો બેસે છે અને તેથી થતી હાનિનું સ્વરૂપ અટકળવું મુશ્કેલ છે. દેશની આર્થિક સંપત્તિની નજરે જોતાં પણ ચ્હા જેવી વસ્તુ લોકોમાં ફેલાય અને લાખો રૂપીઆ એને અંગે પરદેશ જાય એ પણ કંઇ થોડું નુકશાન નથી. પણ આ બાબતમાં વળી નવાઇ જેવું એ છે કે હાનિકર વસ્તુને સારી ઠરાવી પાડવામાં આવી છે. તમે ચ્હા પીતા ન હો તો કેટલાક એવા લોકો થાય છે કે તમને ફેશનમાંથી બાદ ગણી કાઢે છે. કેટલાક ચ્હાનું બેત્રણ વખતનું વ્યસન હોવામા જરાક મનથી અભિમાન માને છે; જેમ કેટલીક સ્ત્રીઓ થોડું જમવામા માને છે તેવી તરેહનું. ત્યારે વળી કેટલાક લોકો તેનાથી તાજા થવાય છે એ બ્હાનાથી, અથવા, તેમાં બીજા કશા કરતાં ખર્ચ ઓછું છે એ બ્હાના તળે પોતાને મુક્ત કરે છે. સ્હેજ તાજાજ થવું હોય તો બીજાં ઘણાં સાધનો છે; અને સવારમાં તો આપણે ઘણુંખરૂં તાજા જ હોઇયે છિયે અથવા હોવું જોઇયે. વળી ચ્હાથી જે તાજાપણું મળે છે તે તેટલુંજ પાછળથી શરીરને અને તંતુઓને નબળાપણું આપે છે. દૂધ ચ્હા કરતાં બહુ મોંઘું પડતું નથી અને ઘણું વધારે ફાયદાકારક છે. ચ્હા ઘરમાં ન થતો હોય તો ગૃહસ્થાઇ ઘરમાંથી નાશી જાય એમ ધારવાની કંઇ જરૂર નથી. ઉચી કોમના લોકોએ ચ્હાની ફેશનનો નવો દાખલો બેસાડયો છે અને તેને હલકી કોમો પણ "પાછળ પડી ગયા વગર" અનુસરે છે, એ રજોગુણ અથવા તમોગુણનું

આચ્છાદન આપણા જનસમૂહની બુદ્ધિ ઉપર આવ્યું હોય એમ સૂચવે છે. બીડી પીવાનું વ્યસન વળી એથીયે વધારે ખરાબ છે, અને બાળકો અને યુવાનોએ તો તેનો સદંતર ત્યાગ કરવાની જરૂર છે.

વળી ન્હાનાં વ્યસનો એ મ્હોટાં વ્યસનો તરફ દોરાવાના કેટલીકવાર સાધનો બની જાય છે એ પણ ભૂલવા જેવું નથી. અને ન્હાના વ્યસનોમા બીજા બહુ નિન્દા કરી શકતા નથી એટલે એની હાનિ ઘણાને અસર કરતી હોવાથી એ વસ્તુતાએ મ્હોટું નુકશાન કરનારાં વ્યસનો છે. જરાક મનોબળ રાખવાની જરૂર છે.



# સમાનતા કે ભ્રાતૃભાવ?

યુરોપના રાજકીય, સામાજિક અને ધાર્મિક બંધારણોને નબળા પાડી નાંખનાર અને ત્યાંની જનસ્થિતિને અવ્યવસ્થિત કરી દેનાર ફ્રેંચ રેવોલ્યુશનના બળવાન, ઉચ્છૃંખળ, અને દીર્ઘગામી સિદ્ધાંતોમા જનસમાનતાનો સિદ્ધાંત હતો. 'સૌ મનુષ્યોના સરખા હક છે', 'બધાં માણસો સરખા છે' એ તે મતના પ્રચારકોનાં મહાવાક્યો હતાં. તેનો પ્રચાર ઘણા લોકોને રુચતો આવ્યો. અને પરિણામે ફ્રાન્સમાંજ નહિં પણ યુરોપના ઘણા દેશોમાં બંધારણો શિથિલ થયાં, કેટલીક સંસ્થાઓ તૂટી, અને ધનના બળને ગ્યાગ્યાગ્યના વિવેકની જગ્યા પ્રાપ્ત થઇ. તે સમય આવા મતને અનુકૂળ હતો, ત્યાંની સમાજવ્યવસ્થા આ મતને ઉત્તેજીત કરે તેવી હતી, અને એ મત કેટલાક સારા હેતુઓનો સાધનાર છે એવા ઘણાના મનમાં ઘોળાતા વિચારે તેને મોટું બળ આપ્યું હતું. આ મતનો આવાં આવાં કારણોને લીધે

જણાતો અપચો ને બેચેની, આ બધાં વ્યસન પડી ગયાનાં ચિન્હો છે. ચ્હા, તમાકુ, આ કંઇ એવાં વ્યસનો નથી કે તે ન મળે તો માણસ ટાટિયા ઘસવા માંડે. પણ તેનાથી નુકશાન થાય છે એ વૈદક મતથી અને અનુભવથી સાબિત થયું છે. ફાયદા વખતે હશે તો તે થોડાજ છે એટલુંજ નહિ પણ ટેવ પડી ગયા પછી ફાયદા તરીકે અસરજ કરતા નથી. વળી પૈસાનો પણ તેમાં ખર્ચ છે, જે પૈસાનો બીજો ઘણો સારો ઉપયોગ કરી શકાય. વળી આવી ટેવોથી જનસમૂહમાં ખરાબ દાખલો બેસે છે અને તેથી થતી હાનિનું સ્વરૂપ અટકળવું મુસ્કેલ છે. દેશની આર્થિક સંપત્તિની નજરે જોતાં પણ ચ્હા જેવી વસ્તુ લોકોમા ફેલાય અને લાખો રૂપીઆ એને અગે પરદેશ જાય એ પણ કંઇ થોડું નુકશાન નથી. પણ આ બાબતમાં વળી નવાઇ જેવું એ છે કે હાનિકર વસ્તુને સારી ઠરાવી પાડવામાં આવી છે. તમે ચ્હા પીતા ન હો તો કેટલાક એવા લોકો થાય છે કે તમને ફેશનમાંથી બાદ ગણી કાઢે છે. કેટલાક ચ્હાનું બેત્રણ વખતનું વ્યસન હોવામા જરાક મનથી અભિમાન માને છે; જેમ કેટલીક સ્ત્રીઓ થોડું જમવામા માને છે તેવી તરેહનું. ત્યારે વળી કેટલાક લોકો તેનાથી તાજા થવાય છે એ બ્હાનાથી, અથવા, તેમાં બીજા કશા કરતાં ખર્ચ ઓછું છે એ બ્હાના તળે પોતાને મુક્ત કરે છે. સ્હેજ તાજાજ થવું હોય તો બીજાં ઘણાં સાધનો છે; અને સવારમાં તો આપણે ઘણુંખરું તાજા જ હોઇયે છિયે અથવા હોવું જોઇયે. વળી ચ્હાથી જે તાજાપણું મળે છે તે તેટલુંજ પાછળથી શરીરને અને તંતુઓને નબળાપણું આપે છે. દૂધ ચ્હા કરતાં બહુ મોંઘું પડતું નથી અને ઘણું વધારે ફાયદાકારક છે. ચ્હા ઘરમાં ન થતો હોય તો ગૃહસ્થાઇ ઘરમાંથી નાશી જાય એમ ધારવાની કંઇ જરૂર નથી. ઉચી કોમના લોકોએ ચ્હાની ફેશનનો નવો દાખલો બેસાડયો છે અને તેને હલકી કોમો પણ "પાછળ પડી ગયા વગર" અનુસરે છે, એ રજોગુણ અથવા તમોગુણનું

આચ્છાદન આપણા જનસમૂહની બુદ્ધિ ઉપર આવ્યું હોય એમ સૂચવે છે. બીડી પીવાનું વ્યસન વળી એથીયે વધારે ખરાબ છે, અને બાળકો અને યુવાનોએ તો તેનો સદંતર ત્યાગ કરવાની જરૂર છે.

વળી ન્હાના વ્યસનો એ મ્હોટાં વ્યસનો તરફ દોરાવાનાં કેટલીકવાર સાધનો બની જાય છે એ પણ ભૂલવા જેવું નથી. અને ન્હાના વ્યસનોમા બીજા બહુ નિન્દા કરી શકતા નથી એટલે એની હાનિ ઘણાને અસર કરતી હોવાથી એ વસ્તુતાએ મ્હોટું નુકશાન કરનારાં વ્યસનો છે. જરાક મનોબળ રાખવાની જરૂર છે.



# સમાનતા કે ભ્રાતૃભાવ?

યુરોપના રાજકીય, સામાજિક અને ધાર્મિક બંધારણોને નબળાં પાડી નાંખનાર અને ત્યાંની જનસ્થિતિને અવ્યવસ્થિત કરી દેનાર ફ્રેંચ રેવોલ્યુશનના બળવાન, ઉચ્છૃંખળ, અને દીર્ઘગામી સિદ્ધાંતોમાં જનસમાનતાનો સિદ્ધાંત હતો. 'સૌ મનુષ્યોના સરખા હક છે', 'બધાં માણસો સરખાં છે' એ તે મતના પ્રચારકોનાં મહાવાક્યો હતાં. તેનો પ્રચાર ઘણા લોકોને રુચતો આવ્યો. અને પરિણામે ફ્રાન્સમાંજ નહિં પણ યુરોપના ઘણા દેશોમાં બંધારણો શિથિલ થયા, કેટલીક સંસ્થાઓ તૂટી, અને ધનના બળને ગોગ્યાગ્યોગ્યના વિવેકની જગ્યા પ્રાપ્ત થઇ. તે સમય આવા મતને અનુકૂળ હતો, ત્યાની સમાજવ્યવસ્થા આ મતને ઉત્તેજીત કરે તેવી હતી, અને એ મત કેટલાક સારા હેતુઓનો સાધનાર છે એવા ઘણાના મનમા ઘોળાતા વિચારે તેને મોટું બળ આપ્યું હતું. આ મતનો આવાં આવાં કારણોને લીધે

ગર્ભિત રીતે ઇંગ્લાંડમાં પણ સ્વીકાર તથા વાસ થયો; કારણ કે ઉઘાડી રીતે સ્વીકાર થતાં તો મોટી મોટી સંસ્થાઓ અને બંધારણો તૂટી જાય તેમ હતું, જેને સારૂ તે દેશ તૈયાર નહોતો. તથાપિ સાહિત્યમાં, નવી હીલચાલોમા, અને કેળવણીમાં તેનો બીજ રૂપે વાસ થયો; અને કેટલેક અંશે તેના છેલ્લામાં છેલ્લા પરિણામ રૂપ હાલ (ઇ. સ. ૧૯૦૭) ની ત્યાંની બે મ્હોટી રાજકીય હીલચાલો–સ્ત્રીઓને મત આપવા તથા પાર્લમેન્ટમાં બેસવા દેવાની, અને ઉમરાવોની સભાનું બંધારણ બદલવા તથા તેની સત્તા શિથિલ કરવાની હીલચાલો–ઉભી થઇ છે. ઇંગ્રેજોનો સહવાસ આપણને થયો ત્યારથી આ મતનાં બીજકો આ દેશમા આવ્યાં અને ઇંગ્રેજી કેળવણીના પ્રસાર સાથે તે મતનો મ્હોટો ફેલાવો થયો; અને તેણે આપણા દેશમાં પણ ત્યાંને મળતોજ કોલાહલ, ગુંચવાડો અને વિવેકનાં શંકાભરેલાં ધોરણો ઉત્પન્ન કર્યાં. આ મતનો જ્યારે આપણા કેળવાયેલાઓએ સ્વીકાર કર્યો તે વખતે વિલાયતી વસ્તુઓ અને વિચારો તરફનો મોહ કંઇક ઉગ્ર હતો અને લાભહાનિના વિચાર વિના,—‘વિલાયતી એટલે તો શી વાત’, ‘વિલાયતી એ જ એનું સર્ટિફિકેટ’—એ મહામોહમાં વિલાયતી કારીગિરીને જેમ ઉત્તેજન અપાયું તેમ ત્યાંના વિચારો પણ યોગ્યાયોગ્યના વિવેક વિના સ્વીકારવામાં આવ્યા. આચરણ કરતાં પણ વિચારનું બળ મહાન્ છે અને તેજ પ્રમાણે ભૂલભરેલા વિચારોનાં પરિણામો ભૂલવાળા આચરણના કરતા પણ વધારે અનિષ્ટ થાય છે. આ જનસમાનતાનો સિદ્ધાંત તર્કથી કેવો અપ્રતિપાદ્ય છે; ન્યાયની દૃષ્ટિએ કેવો ખોટો છે; અને નૈતિક ઉન્નતિને સારૂ કેવો બીનજરૂરનો છે એ સંબંધી સૂચનો આ લેખમાં કરવા હું ધારૂં છું.

આ મતનાં ત્રણ સ્વરૂપો છે. ‘સર્વ મનુષ્યો સરખાં છે’ એ તેનું મૂળ સ્વરૂપ. ‘સર્વ મનુષ્યોને સરખાં ગણવાં જોઇએ’ અથવા ‘સર્વ મનુષ્યોના હક સરખા છે’ એ સ્વરૂપમાં પણ તે સિદ્ધાંત મૂકાય છે. તે મતનો પ્રચારક પોતે પરમેશ્વરમાં શ્રદ્ધાવાળો કે તે

વિનાનો હોય તે પ્રમાણે ઇશ્વર તરફથી અથવા કુદરત તરફથી સર્વ મનુષ્યની સમાનતાનું મૂળ ગણે છે. નૈતિક દષ્ટિએ વા જનસમાજના સુખને અર્થે આ સિદ્ધાંત ફાયદાકારક છે એવો મિથ્યાભ્યાસ જો સહાયકારી થઈ પડ્યો ન હોત તો આ ન્યાયહીન સિદ્ધાંતનો ભાગ્યેજ આટલો બધો પ્રચાર થાત. કારણ કે સામાન્ય બુદ્ધિને પણ અવાસ્તવિક જણાઇ આવે એવો આ સિદ્ધાત છે. આ ઠેકાણે કહેવાની જરૂર છે કે પોતાની રુચિને અનુકૂળ આવે એવા નિયમો વા ધોરણોનું મૂળ કુદરતમાં લાવી મૂકવાનો એક પ્રચાર યુરોપમા ચાલ્યો છે. ધર્મમાં શ્રદ્ધા ન હોવાથી કુદરતથીજ આમ છે એમ બેસાડી દેવું એજ લોકોને કબુલ કરાવવાનો મુખ્ય રસ્તો ધરાય છે. કુદરતને ધોરણ તરીકે દેખાડવાથી મત શાસ્ત્રીયતાનો ડોળ પ્રકટે છે અને કુદરત બિચારી એવી ફળદ્રુપ છે કે તેમાં મીઠાં કે કડવાં, અમૃતમયથી તે ઝેરી સુધી બધાં પ્રકારના ફળો મળી શકે છે; અને આજ કુદરતમાં નિયમોનાં કંઈ કઇ રૂપો પ્રદર્શિત થતા હોવાથી તેમાંથી તદન વિરોધી, મારવાના અને પાળવાના, સારા અને ખોટા, સવળા અને ઉંધા ધડાઓ લેવાનું બની આવે છે. આ વિચારરીતિને અનુસાર સમાનતાના મતને સારૂ પણ કુદરતનો આધાર આપવામાં આવ્યો હોય એમ સંભવે છે.

મ્હારે પ્હેલેથી જ સૂચના કરવી જોઇએ કે બ્રાહ્મણ અને શ્વાન બન્ને પ્રત્યે પંડિતોની સમદર્શિતાને અને યુરોપના વ્યાવહારિક વિવેકને તોડી નાંખનારા આ મતને એક સમજવાની ભૂલ તો વિદ્વાનો કરશે જ નહી. પંડિતો તો ઉપાધિનો બાધ કરીને સર્વેની સમાનતા સ્વીકારે છે. ગુરૂશિષ્યની પરંપરા, અને બ્રાહ્મણ ઇત્યાદિ વર્ણોની પૂર્વાપર શ્રેષ્ઠતા સ્વીકારનારા આપણા શિષ્ટ સંપ્રદાયને આ નવો મત ગ્રાહ્ય નથી.

હવે આપણે આ નવા મતની યોગ્યયોગ્યતા વિષે વિચાર કરીયે. કુદરતથી સર્વ મનુષ્યો સરખા નથી; કારણ કે બુદ્ધિમાં, રૂપમાં અને

અન્ય નૈસર્ગિક શક્તિઓમાં અને તેમના પ્હેલાપછીના ભાગ્યમાં સર્વે મનુષ્યો સમાન નથી. આનાં દષ્ટાંતો અસંખ્ય છે. વ્યક્તિ વ્યક્તિએ ભિન્નતા છે એટલે દષ્ટાંત આપવાની આવશ્યકતા રહેતી નથી. ઐચ્છિક વર્તનમાં પણ સર્વે મનુષ્યો સમાન નથી. કારણ કે જ્ઞાન, નીતિ, ઉદ્યમ, અને ધર્મ સર્વમા સરખાં દેખાતાં નથી. કોઇમા વધારે કોઇમાં ઓછાં, કોઇમા એક વધારે તો બીજું થોડું, કોઇનામાં એક થોડું તો બીજુ વધારે, કોઇનામા બધા થોડા, કોઇનામા બધા વધારે એમ અનેક પ્રકારના મનુષ્યો થાય છે. લાગણીઓ અને રુચિઓ પણ પ્રત્યેક મનુષ્ય પરત્વે એકજ વસ્તુ તરફ ભિન્ન ભિન્ન પ્રકારની એટલે અનુકૂળ પ્રતિકૂળ અથવા તેથી ઉદાસીન હોય છે. અને તેમાં થોડી વધારે એમ પરિમાણના ભેદ પણ હોય છે. અર્થાત્ માનસિક વૃત્તિઓ પણ વ્યક્તિપરત્વે જુદા જુદા બળવાળી એટલે અસમાન હોય છે. ત્યારે હવે, નૈસર્ગિક શક્તિઓ અને સ્થિતિમા જો મનુષ્યો અસમાન હોય છે, તેમના કર્મોમાં પણ જો આટલી બધી વિપમતા દેખાય છે, તેમની મનોવૃત્તિઓ પણ જો આવી ભિન્ન ભિન્ન છે તો તેમને સમાન કહેવા એ કેવુ વિચિત્ર છે; અને તે બુદ્ધિના વિચિત્રતા વિના બીજા શેતું દર્શન કરાવ છે ?

જો મનુષ્યો સમાન નથી તો તેમને સમાન ગણવાનુ કહેવા જેવો બુદ્ધિ ઉપર જુલમ કરવાનો બીજો શો રસ્તો? જૂઠી વાત માનવાથી શો લાભ ? અને જૂઠી માન્યતાને, યોગ્યાયોગ્યના અને કાર્યાકાર્યના ધોરણ રૂપ ગણવા એથી ભૂલો ખાવાનો બીજો કીયો સુલભ માર્ગ હોઇ શકે ?

હવે જો સર્વે મનુષ્યો સરખાં નથી તો તેમની યોગ્યતા શી રીતે સરખી ગણી શકાય ? સર્વેને સરખા હક છે એમ શા રીતે પ્રતિપાદન થઇ શકે ? ઉલટું પ્રત્યેક મનુષ્યને, અને મનુષ્યના સમાજને તેની બુદ્ધિ, ગુણ, કર્મ ઇત્યાદિની યોગ્યતા પ્રમાણે ફળો મળવાં જોઇએ એ ન્યાય છે. બાકી કેટલાક કહેવાતા હકો કેટલા કાલ્પનિક

અને બનાવટી છે એ વિષયમાં તો આપણે ઉતરતા જ નથી. એટલું જ કહેવું બસ છે કે પ્રજાઓનાં મન ઉશ્કેરવાને અને વધારે રાજ્યસત્તા મેળવવાને સારૂ કલ્પી લીધેલા હકોની નૈસર્ગિકતાને સારૂ કંઇ પણ પ્રમાણ નથી. તે સિવાય, રક્ષણનો, ન્યાય મેળવવાનો, મ્હેનતના ફળનો ઇત્યાદિ હકો, રાજ્ય તેના તાબાનાં સર્વ મનુષ્યોને બક્ષે છે અને તેથી તેમને તે હકો પ્રાપ્ત થાય છે; અને બધાને બક્ષે છે તેથી બધાને પ્રાપ્ત થાય છે. અને રાજ્યે આપેલા છે માટેજ તે હકો રાજ્ય-ગુન્હા અથવા જરૂરને પ્રસંગે લઈ અથવા ટુંકાવી શકે છે. દેશપાર કરેલા બ્હારવટીઆને રાજ્ય રક્ષણ આપતું નથી. વેઠ, કેદી પાસે મજુરી, હુલ્લડ સમયના કાયદાઓ એ બધા આનાં જ દૃષ્ટાન્ત તરીકે લઇ શકાય.

પોતાની લાગણીઓને સર્વે અનુકૂળ થાય અથવા પોતાની ઇચ્છા પ્રમાણે બધુ બને એવો પણ સર્વ મનુષ્યોનો સમાન હક હોઈ ન શકે. કારણ કે એક મનુષ્યની લાગણીને અનુકૂળ રીતે બધા વર્તે એ કેવું વિચિત્ર છે! અને લાગણીઓ પણ અનિશ્ચિત અને વિચિત્ર હોવાથી તેમ બની પણ શી રીતે શકે? વળી બધાને તેમ બનવું એ તો અશક્ય જ. એનું દર્શનજ એવું ગાંડું અને ન્યાય વગરનું છે કે તે વિષે વધારે દલીલની જરૂર નથી. અદ્રોહના નૈતિક બોધને આ વિચિત્ર મત જોડે કંઇ સંબધ નથી. પારકાનું મન પોતાના કૃત્યથી દુભાવવું એ પાપ હોવાથી મનુષ્યે તેમ કરવાનું નથી; સામો માણસ કાંઇ હક લઇ આવ્યો છે તે કારણથી નહિ. કોઇને મ્હારી સાથે લઢવાનું મન થાય તો તેની તે ઇચ્છાને માન આપવાને હું તેના કોઇ કુદરતી હકથી બંધાતો નથી.

તેમ રાજ્યને સારૂ પણ ધોરણ તરીકે આ ‘ ટકે શેર ભાજી, ટકે શેર ખાજા ’ જેવો સિદ્ધાંત માન્ય થઇ શકતો નથી. રાજ્ય અથવા કાયદો બધાં માણસોને સરખી નજરે જુવે છે એમ કહેવાય તો તેનો અર્થ એજ છે કે સર્વ મનુષ્યોને તે ન્યાય આપે છે અને

તેમની લાયકાતનું પ્રમાણ સ્વીકારે છે. સાક્ષીને, આરોપીને ગુન્હેગારને અને બિનગુન્હેગારને કાયદો જૂદાજ હુકમો ફરમાવે છે. કોઇ જગ્યા પૂરવી હોય ત્યારે રાજ્ય પણ અસમાનતા જોઇનેજ વર્તે છે.

પણ હવે હું આ સિદ્ધાંતના માર્મિક હેતુ ઉપર ધ્યાન દોરૂં છું. મ્હેં આગળ સૂચવ્યું છે કે આ બનાવટી ધોરણ લોકોની નીતિ અથવા સુખને વધારનાર થાય એવી તે સિદ્ધાંતના પ્રચારકોની કલ્પના હોઇ શકે, અને તેવાજ મિથ્યાભ્યાસમાં કેટલાક ડાહ્યા ગૃહસ્થોએ પણ આ બુદ્ધિવિરૂદ્ધ અને શાસ્ત્રવિરૂદ્ધ સિદ્ધાંતની અવગણના કરી ન હોય એમ પણ સંભવે છે. પણ વધારે ઉંડા ઉતરી વિવેકપૂર્વક જોતાં જણાશે કે આ અવાસ્તવિક મતનો પ્રચાર નૈતિક ઉન્નતિને બીનજરૂરનો છે એટલુંજ નહિ પણ જનસમુદાયની સુખશાન્તિમાં પણ વિઘ્નકર્તા છે. પ્હેલું તો સૌને સમાન ન છતાં સમાન માનવા એ અન્યાય બુદ્ધિનું ઉત્તેજક છે. યોગ્ય મનુષ્યોને યોગ્ય લાભ તથા માન ન મળે તેથી તેમને અસંતોષ અથવા દુઃખ થયા વિના રહેતું નથી. આવું ધોરણ અન્યાય અને ખોટી અદેખાઇનું મૂળ છે અને ભૂલ ભરેલા રસ્તાઓમાં માણસોને દોરવનાર છે. જૂદી યોગ્યતાનાં મનુષ્યોના સમુદાયો વચ્ચે તે મહાન્ કલહનું કારણ છે; અને તે ઐક્ય અને સ્નેહની હિતકારી ગ્રન્થિઓ શિથિલ કરવાનું સાધન છે. આપણે બીજાને, તે સમોવડીયો હોય તેટલા સારૂ ચ્હાતા નથી; પણ યોગ્યતા, સમાનશીલતા અને ઉદારતા એ સ્નેહનાં કારણો છે. ગુરુભાવ એ સ્નેહનું ઉલટું એક વધારે કારણ છે. લાયકને લાયક વર્તન કરવું એજ બન્ને પક્ષના સંતોષનું મૂળ છે અને સ્નેહનું વધારનાર છે. સરખાપણાનો ઠસ્સો એ વિરોધનો આશ્રયદાતા અને ઉત્તેજક છે.

સુજ્ઞ વિચારકો સમજશે કે આ કૃત્રિમ સિદ્ધાંતના તિરસ્કારથી સર્વજન પ્રત્યે ભ્રાતૃભાવના ઉદાર અને હિતકારક બોધને બિલકુલ બાધ આવતો નથી. ભ્રાતૃભાવનું રહસ્ય એક બીજાનું શ્રેય ઇચ્છવામાં

અને એક બીજા પ્રત્યે દિલસોજી (હું 'ચાહના' શબ્દ મૂકતો નથી) માં સમાયેલુ છે; મોટા નાનાનો તેમાં ઉચ્છેદ નહિ પણ સ્વીકાર છે; અને ગુણ, કર્મ, અનુભવ અને વયની યોગ્યતા તેમાં માન્ય છે. અને તેમાં કર્તવ્યની અને યોગ્યતાની વ્યવસ્થાને બાધ આવતો નથી પણ ઉલટી તે સરલ થઇ પડે છે. એક ભાઇ નોકરી કરે, એક વકીલાત કરે, એક દાક્તરનું કામ કરે, એક ભણે, અને એક ખાઈ પીને રમતો ફરે; એક શીખંડ પૂરી જમે ત્યારે બીજા માંદાને કાંજી અપાય અને ત્રીજા ઘોડીયામાં રમતાને દૂધ પવાય એ કુટુંબવ્યવસ્થા સર્વને સુવિદિત છે. મનુષ્યોમાં ભ્રાતૃભાવ ઉત્પન્ન કરવો એ વ્યક્તિ તેમજ સમષ્ટિ બન્નેને લાભકારક અને તેથી ઇષ્ટ છે. આપણે સૌ એક પિતાનો પરિવાર છીએ, એ સત્ય ભ્રાતૃભાવનાનું મૂળ છે; અને ઉદારતા, મૈત્રી, મુદિતા, કરુણા ઇત્યાદિ દૈવી સંપત્તિઓ તેનાં સાધન છે.

આ પ્રમાણે જનસમાનતાનો સિદ્ધાંત ખોટો, અન્યાય ભરેલો અને બીનજરૂરનો છે એમ દેખાય છે. યુરોપમા એનો કેમ પ્રચાર થયો એ ઐતિહાસિક વિષયમાં પડવાની અત્યારે આવશ્યકતા નથી. તેમણે કર્યું કે માન્યું માટે પ્રમાણ, એટલી બધી ત્યાના લોકો ઉપર આસ્થા ઘણા માણસોના મનમાં હજી સુધી બની રહી નહિ હોય એમ હું ધારૂં છું.

આપણી વર્ણવ્યવસ્થા જેની સામે આ વિલાયતના બનાવટી મતનો કટાક્ષ હતો તે સંબંધે થોડું વિવેચન છેક અપ્રસ્તુત નહિ ગણાય. આપણી જનસમાજ-વ્યવસ્થા મનુષ્યના શરીર જોડે અથવા કુટુંબીના ઘર જોડે સરખાવી શકાય. આપણું બંધારણ હારબંધ ચણી લીધેલી ઓરડીઓ જેવું નથી પણ આપણા જૂની ઢબના ઘરના જેવું છે. તેમાં દેવમંદિર, રસોડું, પાણીઆરૂં, કોઠાર, વિગેરેના જૂદા જૂદા ઓરડા ઓરડીઓ હોય છે; તે સર્વે પોતાનું કામ કરે છે; પ્રત્યેકની જરૂર છે; છતા દેવમંદિર ને રસોડું સરખાં નથી. કોઇ ગૃહસ્થ સર્વ ઓરડા સમાન ગણી મળવા આવનારને પાણીઆરામાં

લઇ જઇને બેસાડતો નથી. તેજ પ્રમાણે ગુણકર્માનુસાર આપણી વર્ણવ્યવસ્થાનું બંધારણ છે. પ્રત્યેક વર્ગની ઉપયોગિતા છે અને તે જનમંડળનો એ એક આવશ્યક વિભાગ છે. પ્રત્યેક વર્ગનાં કર્મો અને કર્તવ્યોની આપણા શિષ્ટજનોએ સુવ્યવસ્થા કરી છે. પ્રત્યેક વ્યક્તિને પોતાનું કાર્ય ખોળવા વમળમાં પડવું ન પડે તેમ એ વર્ણવ્યવસ્થાનું મૂળ માતાપિતામાં એટલે જન્મમાં નિર્ણિત કરાયેલું છે. પણ આ સુવ્યવસ્થાના લાભ અને ડહાપણ વિષે વધારે લખવાનો આ પ્રસંગ નથી. એટલુંજ કહેવું બસ છે કે જેઓ પોતાના ગુણ-કર્મોથી ઉત્કૃષ્ટ છે તેને માન મળવું જોઇએ. જે પોતાના જોખમે જનતાનું રક્ષણ કરવા તૈયાર છે તેમને સત્તા મળવી જોઇએ, જે વધારે બળવાન્, બુદ્ધિવાન્ અથવા ઉદ્યોગી છે તેને તેની યોગ્યતા પ્રમાણે ફળ મળવાં જ જોઇએ. જે વધારે વફાદાર, પ્રમાણિક, અથવા નીતિવાન્ છે તે વિવેકીઓના વધારે ભાવને યોગ્ય છે. અને થોડી અક્કલવાળાં, આળસુ, અને અપ્રમાણિક મનુષ્યોને તેમની યોગ્યતા પ્રમાણે ફળ મળવાં જોઇએ એજ ન્યાય છે જેઓ પ્રજાને તેનું પરમ શ્રેયસ્ સાધવા સમર્થ કરે છે, જેઓ તેનું રક્ષણ કરે છે, જેઓ તેને ખોરાક પોષાક વિગેરે જરૂરીયાતો પૂરી પાડે છે અને જેઓ તેનું કામકાજ કરે છે તે સર્વેને તેમના ગુણકર્માનુસાર યોગ્યતા પ્રમાણે માન અને પંક્તિ મળે એમજ ઘટે છે. પાશ્ચાત્ય વિચારોના વમળો અહીં દાખલ થયા તે પ્હેલાં એજ વિવેક સર્વેને માન્ય હતો અને સમજુ મનુષ્યોને હજી પણ માન્ય છે; અને એટલાજ સારૂ આપણા ડાહ્યા વડીલોની કહેવત પણ 'આપણે સરખા છીએ' એમ નહીં, પણ 'આપણે ભાઇઓ છીએ' એમ હતી.



# કલા.

કલા એટલે શું ?

કલા એટલે મનુષ્યોને નચાવનારી મહામાયાની વિભૂતિ. અનેક રીતે એ વિભૂતિ વિચરે છે અને મનુષ્યને મોહિત કરે છે.

કહે છે કે સૌંદર્ય એ કલાનું લક્ષ્ય છે. પણ સૌંદર્યને કોણે નિશ્ચિત કર્યું છે ?

કયા કલાપૂજકને દર્પણમાં મ્હોડું જોઇને કંટાળો આવ્યો ? ચિનાઓના સૌંદર્યના વિચારો કેવા હશે ?

સુંદર શું ? આ કે એ ?

કીટ્સે તો સત્ય અને સૌંદર્યને એક કરી દીધેલાં. યુવાન હતો એટલે સૌંદર્ય એને મન સર્વસ્વ હશે. હોય.

પણ ફરીને, સૌંદર્ય એટલે શું ?

સૌદર્ય અહીં કે તહીં ?

—સૌંદર્ય જીવનનું, આદર્શનું, આત્માનું ?

સૌંદર્ય એ વિભૂની વિભૂતિ છે.—પણ મુગ્ધ થવાને કે મુક્ત થવાને ?

રૂપની રેતી ઉપર સૌંદર્યના મનોહર પ્રાસાદો નિર્માયેલા નથી ?

—છતાં કશાથી, કોઇથી, કોણ મોહિત નથી થયું ?

રવિવર્માનું મોહિનીનું ચિત્ર છે. એ મોહિની તેજ કલા.

દેવ અને દાનવો બન્ને એને માને છે.

કલા એ આત્માની શક્તિની વિભૂતિ છે. ક્રિયા એ તેનું સાધન છે. અને રૂપ એ એનું સાધ્ય છે.

સુંદર કૃતિ વડે સુંદર આકૃતિનો પ્રાદુર્ભાવ એ લલિત કલાનું ધ્યેય–સંગીતકલાનુ, ચિત્રકલાનું, શિલ્પકલાનું, સાહિત્યકલાનું અને લલિત જીવનની લલિતકલાનું પણ.

કલામાં આવશ્યક સામગ્રી થોડી તેમ સૂક્ષ્મતા અને સ્વાતંત્ર્ય વધારે, અને એ સામગ્રી જેમ સર્વગ્રાહ્ય અને સર્વદેશી તેમ તેની વિશાળતા અને મહત્તા પણ વધારે. સંગીતમાં કંઠના સ્વનિત માત્રની ઉપાધિ છે. અભિનયકલામાં સમગ્ર શરીરના વિલાસો રસસામગ્રી રૂપ બને છે. શિલ્પકલામાં મૃત્તિકાના સાધન વડે કલાની મનોહર કૃતિ બની શકે છે. ચિત્રકલામાં પીંછી અને પટની સામગ્રી જોઇયે જ્યિે, કૃતિમા રંગ પૂરવા હોય તો રંગે જોઇયે. સંગીત વિશેષતઃ રસને પ્રકટે છે, અભિનય રૂપને પ્રકાશે છે, શિલ્પ ભાવોનું સંવાહન કરે છે, અને ચિત્ર રંગોનું દર્શન કરાવે છે. વાદ્ય, પાષાણ, રંગો એ બધાં કલાના પ્રાસાદોની સમૃદ્ધિ, સ્થિરતા વા વૈભવ વધારવાના આનુષંગિક સાધનો છે.

સર્વ કલાઓ એકજ વૃંદની સખીઓ છે. અને પુરમાં કે અંતઃપુરમાં આત્માની પરિચર્યા કરવી એ એમનો અંતરનો શાશ્વત્ અભિલાષ છે.



# રસ અને સંગીત.

રસ પરમાત્માની પેઠે અવર્ણ્ય અને અપ્રમેય છે. સંગીત રસમાંથી ઉત્પન્ન થાય છે અને રસને પોષે છે. સંગીત એ સ્વનિત અથવા ધ્વનિની સાર્વભૌમ શક્તિનો કલામય વિલાસ છે. વાદ્યપ્રેરિત તાલબદ્ધ સૂરપરંપરાને 'કવણિત' કહેવાય છે. હોળીમાં છોકરાઓ મનમોજી રીતે નગારાંની ધમધમાટી બોલાવે છે એવો ગડબડાટ તેને 'કવણિત' નહિ પણ કોલાહલ કહેવાય. ગીત, વાદ્ય અને નૃત્ય ત્રણેનો સંગીતમાં આપણા કલાવિદો સમાવેશ કરે છે. તથાપિ વાદ્ય અને નર્તન એતો માત્ર કંઠના પ્રસાદ રૂપ સંગીતની અનુકૃતિ, સંભાર, સામગ્રી વા આનુષંગિક રસપૂર્તિઓ છે. વળી મ્હને તો લાગે છે કે નૃત્યનું 'કવણિત' માત્ર સંગીતકલાનો વિભાગ છે ને તેમાંનો અભિનય એ વળી જૂદીજ કલા છે. અને તેની અસરો અને શક્તિપાતના અધિકારીઓ પણ છેક એના એજ હોતા નથી. ગીતથી સર્વ રસોનું—અને મુખ્યત્વે શૃંગાર, કરૂણ અને વીર એ ત્રણે રસોનું ઉદ્દીપન થઈ શકે છે. તેમ નૃત્યથી પણ થઇ શકે તથાપિ નૃત્યની શક્તિ બહુધા શૃંગારના ઉદ્દીપનમાજ વપરાય છે. પણ નૃત્ય એના સંવાદ અને એકતાનતાથી ઘણીવાર વધારે આકર્ષક થાય છે. અલબત શારીરિક અભિનય એતો એનું મુખ્ય આકર્ષણ છેજ, પણ તે એકલુંજ નથી.

સંગીતમાં ચિત્તને અસર કરનારી સમગ્ર રસવાહિની શક્તિ તો છેજ પણ તેમાં બુદ્ધિને અસર કરનારી સંવાદક શક્તિયે છે. સંગીત ઉન્મત્ત મનુષ્યને અસર કરી શકે છે અને હરિણુ, સર્પ ઇત્યાદિ પ્રાણિઓને ડોલાવે છે તેમાં તેની આ શક્તિનું પ્રાધાન્ય છે. તે બુદ્ધિને એકાગ્ર કરે છે અને આત્માને વિસંવાદમાંથી સંવાદમાં લઈ જાય

છે. આ કારણથી આરંભોમાં, મંગલમાં અને આનંદોમાં આપણે સંગીતને આગળ કરિયે છિયે. આરંભ સંગીત બહુધા શાન્તરસનું પ્રેરક હોય છે.

પ્રત્યેક રસને અનુકૂળ રાગો છે, એ વાત તો સુવિદિત છે. ભક્તિનું સંગીત શાન્તરસમય હોય છે. શાન્તરસમાં ઘણાને બહુ આનંદ પડતો નથી એનું કારણ એ છે કે એ રસ બહુ સુલાયમ છે. અને ભક્તિથી આર્દ્ર થયેલા અંતઃકરણ વિના એના સુસ્વરો અંતર્ગમ્ય ભાગ્યેજ થઇ શકે છે. ઝવેરી બજારમાં ભીડ હોતી નથી તેમ શાન્ત રસ સર્વોત્કૃષ્ટ હોવા છતાં આ કારણને લીધે તેના અધિકારી થોડા હોય છે. એક બુદ્ધિમાન્ ખ્રીસ્તી ધર્માધ્યક્ષને નાટકિયા કે લોકપ્રિય રાગો દેવળમાં દાખલ કરવાની ઇચ્છા થઇ ને તેણે વાત એમ મૂકી કેઃ—

Why should the devil have all good tunes?

'સેતાનની સામગ્રીમાંજ બધા સારા રાગો શા માટે જાય? આપણે પણ તેમાં ભાગ પડાવિશું.' વસ્તુતાએ તો અમુક પ્રકારના મસ્ત, ઘેરા અને ગંભીર રાગોમાં જે ત્રૂટી જણાય છે તે ત્રૂટીજ નથી. એતો એની શાન્ત રસવાહિની શક્તિની પ્રભા છે. તથાપિ કોઇવાર આપણને શાન્તરસ જોઇતો હોય ને કોઇવાર ન જોઇતો હોય, એ જૂદી વાત. સર્વ રસોનું કોઇને કોઇ વખતે આપણે સંવનન કરિયે છિયે. જીવન એ અનેક રસોનું સંગીત છે.

શબ્દની અપાર શક્તિ સુવિખ્યાત છે તો પછી તાલબદ્ધ ધ્વનિની શક્તિઓ વિષે તો કહેવુંજ શું? સંગીતનો મહિમા પુરાતન સમયથી મનુષ્યોએ જાણ્યો છે. ગાંધર્વવેદને સામવેદના ઉપવેદની પદવી આપવામાં આવી છે, અને તારાગણો વિશ્વનું સંગીત ગાઇ રહ્યા છે એ વિચાર ગ્રીક ફિલ્સુફોમાં પ્રચલિત હતો. માનવિએ આનંદમાં આવી પ્રથમ ગાવા માંડ્યું હશે કે નૃત્ય કરવા માંડ્યું હશે એ કહેવું કઠિન છે. કદાચ ગાનજ પ્હેલું ઉદ્ભવ્યું હશે. ગમે તે પ્હેલું ઉદ્ભવ્યું

હોય તથાપિ એ સંગીતજ. સંગીત એ આનંદનું વ્હાલું સંતાન છે. સર્વ પ્રકારના આનંદને ખોળે એનું સ્થાન છે અને લગભગ અહોનિશ એ એને કોટી કર્યાં કરે છે.

પણ અતીન્દ્રિય આનંદનું સહચારી હોવા ઉપરાંત સંગીત એ પ્રત્યક્ષ શક્તિઓનું પણ વાહક છે. સંગીતથી વાતાવરણમાં આકૃતિઓ ઉદ્‌ભવે છે, અને ઝીણી રેનીથી તેને પ્રત્યક્ષ કરી શકાય છે. આવી રૂપયોજક શક્તિ વડેજ કદાચ રસાત્માઓને પ્રત્યક્ષ થયેલાં રાગરાગણીઓનાં મૂર્ત સ્વરૂપોનાં ચિત્રો આપણે સંગ્રહસ્થાનોમાં જોઇયે છિયે. સંગીત અતીન્દ્રિય આનંદ આપે છે એટલુંજ નહિ પણ એનામાં અતીન્દ્રિય શક્તિઓ પણ છે. આવી શક્તિનું ચિત્ર એક લેખકે એક ન્હાની નવલિકામાં દોર્યું છે. કોઇ એક જબરો પરદેશી સંગીત જાણકાર સંગીત શિખવનારી એક અંગ્રેજ બાળા ઉપર મોહિત થાય છે. તેની પાસે સંગીત શીખવાને નિમિત્તે તેને ત્યાં જવા માડે છે પેલી જાણતી નથી. એક દિવસ એક પ્રસિદ્ધ સંગીતસ્થાન–ઓપેરા હાઉસમાં તે બાઈ પેલાને પોતાના સંગીત વડે કમાલ કરતો જુવે છે. બીજે દિવસે પાછો એ રોજની પેઠે બાળા પાસે જાય છે. પેલી ગુસ્સે થાય છે. સ્વાભાવિક રીતેજ, કારણ કે એને લાગે છે કે આણે મ્હને છેતરી. તે ગુસ્સામાં પૂછેછે “તમે શા–શા માટે અહીં આવ્યા છો?” પેલાની તાકાત નથી કે એના ભાગ્યા તૂટ્યા અંગ્રેજીમાં તેને એ ખરો ખુલાસો કરી શકે. એતો વાદ્ય ઉપર સંગીતના સૂરો મચાવવાનુંજ શરૂ કરી દે છે; એક રાગ, બીજો રાગ, ત્રીજો રાગ. પ્હેલા રાગે સંગીત જાણનારી બાળાનો આત્મા આનંદમયી મૂર્ત સૃષ્ટિના અવનવા આનંદોમાં ઘસડાઇ જાય છે. બીજો રાગ તેને ધીમે ધીમે એક સુંદર ઉપવનમાં લઇ જાય છે. ત્રીજો રાગ એકાએક તેને તે સ્થળે એકલી, અટુલી, સૂતી, કરી મૂકે છે. એકતાન થયેલી બાળા વિહ્વળ થઇ જાય છે. હવે પેલો કલાવિધાની પરદેશી ભાંગ્યા તૂટ્યા શબ્દોમાં કહે છે “બાનુ, હું આટલા સારૂં અહીં આવ્યો છું.”

અને આ બનાવ બન્નેને જીવનના સુખદુઃખનાં ભાગીદાર બનાવે છે. આ નવલિકા છે એમાં કલ્પના હશે. પણ સંગીતમાં આવી શક્તિઓ છે ખરી.

સંગીતમાં પ્રજાની વૃત્તિ અને પ્રવૃત્તિના પ્રતિધ્વનિઓ સંભળાય છે. અત્યારની આપણી રંગભૂમિના સંગીતની વિકૃતિ આપણી જનતાની મનોદશાની સૂચક છે. યુરોપના સમાજજીવનની કૃત્રિમતા, વિષમતા અને અધીરતાને અનુલક્ષિત કરો અને તેમના સંગીતની પરિસ્થિતિ વિષે તમને આશ્ચર્ય થશે નહિ. આપણામાંના ઘણાને એ સંગીતમાં બહુ રસ પડતો નથી. કારણ એ છે કે આપણી અને એમની માનસિક દશામાં ફેર છે.

કલાઓમાં સગીતનું સ્થાન ઉંચું છે. સંગીતનું પ્રધાન સાધન કંઠ છે. અને આવી સૂક્ષ્મ સામગ્રી માત્રની અપેક્ષાને લીધે મૌલિક કલાઓમાં એનું સ્થાન છે.

આપણા ભારતવર્ષના સંગીતનો વૈભવ અપ્રતીમ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી એમ હું માનું છું. આપણા સંગીતમાં ઘણા સમયથી અન્ય દેશોની પેઠે શૃંગાર પ્રાધાન્ય ભોગવે છે. અને સંગીતશૃંગાર પણ અતિ મોહક છે. પણ સંગીતનો વિશુદ્ધ આનંદ કંઇ ઓછો નથી. શૃંગારનો આનંદ એનો સહચારી થાય એમાં કાંઇ ખોટું નથી પણ એ શૃંગારની વિમળતા પણ સર્વથા ઇષ્ટ છે. કલાઓ જીવનના આનંદને અર્થે છે અવનતિને અર્થે નથી. પ્રજાજીવનની ભાવનાઓની સાથે સંગીતની ઉન્નતિ સંકળાએલી છે અને રહેવાની. આપણી આ ભૂમિમાં ગાંધર્વવેદની કલાઓ સામવેદના મંત્રોની પરિચર્યા કરતી હતી. અને સર્વ સિદ્ધિકર દિવ્ય સંગીતો આપણે પ્રકટાવવાં હોય તો આપણે આપણા સંગીતને ઉન્નત, દિવ્ય, અને વિશુદ્ધ ભાવનાના પ્રદેશમાં લઇ જવું પડશે એમાં સંદેહ નથી.



# આધુનિક શિક્ષણની ખામી.

આજે 'સુરભિવસંતમહોત્સવ' છે, સુરભિ શબ્દનો મહિમા સુરભિના જેટલોજ વિશાળ છે. એમાં વસંતનું માધુર્ય છે, સુવાસની મનોહરતા છે, કદંબની છાયા છે, સુરાની મોહકતા છે, પૃથ્વીની પરોપકારિતા છે અને કામધેનુની મનોરથસિદ્ધિ છે.

'ગો'નો મહિમા વળી એથીયે વધારે વિશાળ છે, એમાં પ્રકાશના કિરણો વહે છે, રત્નો ચમકે છે, સ્વર્ગ સ્ફુરે છે, પૃથ્વી રમે છે, વાણી વિલસે છે અને આખ હસે છે એમાં સૂર્યનો પ્રકાશ, ચંદ્રની શીતલતા, ઇન્દ્રિયોની રસમયતા, અશ્વની શક્તિ અને નવાકની સ્થિતિસ્થાપકતા છે.

આ 'ગો' શબ્દ ભગવતી સરસ્વતીનો પણ વાચક છે. એ સરસ્વતીની પ્રતિષ્ઠાની સર્વ વિદ્યાકળાઓમાં અપેક્ષા છે. વ્યાસ અને વાલ્મિકિની વાણીમાં એની વીણાના સૂરો સંભળાય છે. એના રસાંશથી સમગ્ર જગત્ પૂરિત થયું છે અને એના પ્રસાદમાં અભ્યુદય અને નિઃશ્રેયસ્ અંતર્ભૂત છે.

મીઠા દૂધને આપનારી ગોની સેવા જેમ આપણે વિસારે નાંખી છે તેમ આ સરસ્વતી રૂપ સુરભિની સેવા પણ આપણે વિસરતા જઇયે છિયે. તમે પૂછશો કે કેમ? શું વિદ્યાલયો અને મહાવિદ્યાલયો ઉભાં કરવામાં ને નિભાવવામાં આપણે પછાત છિયે? હા, એ વિદ્યાલયો કે મહાવિદ્યાલયો નથી; એટલેજ એને સ્કૂલો કે કોલેજો કહે છે. જેમ બકરીને ગાય કહ્યાથી તે ગાય થઇ જતી નથી, તેમ હરકોઇ શિક્ષાપ્રણાલી વિદ્યા નામથી વિદ્યા બની જતી નથી.

પરકીય રાજ્યતંત્રનો અસહકાર, એમની વિલાસસામગ્રીનો અસહકાર, એમની જડવાદવિશિષ્ટ સંસ્કૃતિનો અસહકાર, એ સૌ

અસહકારો એમની અવિદ્યાના અસહકાર વિના નિરર્થક છે. અને અવિદ્યાનો પ્રતિકાર વિદ્યા વડેજ યથાર્થ રીતે થઇ શકશે. વિદ્યાના પ્રચારથી એ અવિદ્યાનું પોકળ એની મેળેજ ખુલ્લું થઇ જશે. એમના શબ્દોના ગુણાકારની સંખ્યાથી એમ ધારવાનું નથી કે એમાં સત્ય ને સત્ત્વ હશે, એ તો માયાનો વિસ્તાર છે. પણ એ માયાનો પરાજય કરવો સ્હેલો નથી. વિદ્યાનો પ્રસાર કઠિન છે. આપણી નૂતન વિદ્યાપીઠો પણ વેદવિદ્યાની,–આર્ય સંસ્કૃતિની નિર્મળ ગંગાધારાને યોગ્ય રીતે ઝીલી શકી નથી, આર્યોની આર્ય સંસ્કૃતિ સાથે એને સ્નેહ છે, પણ સર્વ સંસ્કૃતિઓના સમન્વયની એ માયા કરે છે. ‘અમારી એક મહાસંસ્કૃતિ છે, અમે એના ઉપાસકો છીએ અને એના વિજય અને વિસ્તારને સારૂ યત્ન કરીએ છીએ’ એમ કહેવામાં કંઇ ન્હાનમ નથી. મુસલમાનો એમ કહે છે; હિંદુઓ કહેતાં ગભરાય છે. આ ભિરૂતામાં જ આપણા પરાજયનાં બીજકો રહેલાં છે.

એ પશ્ચિમની ‘વિદ્યા’ના કિલ્લાને સર કરવો, એ આપણા નેતાઓનું કર્તવ્ય છે. કોઇ કોઇ એ કિલ્લામાં ઘુસી જઇને એનાં નિશાનોને તોડવા અને એના સિપાઇઓને પોતાના કરવા યત્ન કરે છે. પણ કિલ્લાની બ્હાર, કિલ્લાની પાસે ઉભેલા સમાજદળના હલ્લાના અનુમોદન વિના ચાલે તેમ નથી. અત્યારની પાશ્ચાત્ય શિક્ષાના ધુરંધરો પાસેથી આપણી પ્રાચીન વિદ્યાના વાસ્તવ ઉદ્ધારની આશા રાખવી અઘરી છે. વિલાયતી કાટલાનો મોહ આપણે છોડવો પડશે. આપણે આપણા ભારતના સુવર્ણેજ જિતીશું, વિલાયતના કથીરથી વિલાયતને નહિ જિતાય.

તમે કહેશો કે આ અને એ બેય ભેગાં ચાલે તો કેવું? અને દૂધ દહીં બન્નેમાં પગ રાખનારાઓ એજ વાદને ઉત્તેજન આપશે. અને ન છુટકે તો એમજ ચાલે છે ને. પણ હું પૂછું છું કે કેશરીઆ દૂધના પ્યાલામાં એક વાલ સોમલ નાંખ્યા પછી એને તમે

દૂધને પ્યાલો કહેશો કે ઝેરનો? પશ્ચિમની અવિદ્યામાં ઝેર છે. ઉપરની છલ્લી દૃષ્ટિએ પકડાય એવું નથી. પૃથક્કરણ કરનાર વૈજ્ઞાનિકનેજ જણાય એવું છે. એ ઝેર આત્માને જાણે હણે છે અને શરીરને પુષ્ટ કરતું જણાય છે—અથવા આપણા ભારતવર્ષમાં તો શરીરનેયે પુષ્ટ કરતું નથી, શરીરમાં રહેલા ષડ્રિપુઓનેજ પુષ્ટ કરે છે.

એ આસુરી વિષનાં વીસ ચિન્હો છેઃ (૧) જડવાદ, (૨) સર્વ ધર્મના આપ્તવાક્યોનો પરિહાસ, (૩) મનમોજી ઇતિહાસ જોડવાની લીલા, (૪) ઇશ્વર વિષે અજ્ઞેયવાદ, (૫) જગત્ સંબંધે ઉત્કર્ષવાદ, (૬) આર્ય સંસ્કૃતિની બને તેટલી ઉપેક્ષા, (૭) રાગદ્વેષની અભિવૃદ્ધિ, કામપરાયણતા અને સ્ત્રીજિતતા, (૮) ત્યાગ ભાવનાનું છેદન, વૈભવોની અત્યાકાંક્ષા અને ધનની લોલુપતા, (૯) સ્વચ્છંદતા, (૧૦) મદ્યમાંસનો શોખ, (૧૧) આ બધાને અંગે સર્વ પ્રકારના સ્વેચ્છાચારની ધક, (૧૨) જીવનમાં જૂઠ અને ઢોંગની વૃદ્ધિ, (૧૩) શૌચાચારનો તિરસ્કાર કરવા તરફ વલણ, (૧૫) સમાજના સર્વ અંગોનો સંનિપાત જેવો તડફડાટ, (૧૬) સાહિત્યમાં યદ્વાતદ્વા મનમોજી જલ્પના, (૧૭) પાશ્ચાત્ય સંસ્કૃતિ, સાહિત્ય, વિદ્યા, કળા ને વેષનો મોહ, (૧૮) અંતઃકરણનો તેના શરણમાં નિપાત, (૧૯) નિત્યાનિત્ય, કાર્યાકાર્ય અને ધર્માધર્મના અવિવેક રૂપ અંધારી અને (૨૦) સાત્વિકતા શ્રદ્ધા, શીલ અને શાંતિની મૂર્છાઃ આવા વિષથી બચાય તો પ્રભુની કૃપા સમજવી. પણ જરૂર, પ્રભુનો પ્રસાદ વિષને પથ્ય બનાવી શકે છે.

આ વીસ તો મુખ્ય ચિન્હો છે પણ તેનાં ફડસુઆં તો ઘણાં છે; તે બધાને કયા ગણવા બેશિએ? એકજ દૃષ્ટાંત આપું. આ વર્ષે કોલેજના અભ્યાસના પ્રથમ વર્ષમાં (૧૯૨૬–૨૭) ન્હાના અંગ્રેજી કાવ્યોનો એક સંગ્રહ પાઠ્ય પુસ્તક તરીકે છે. તેમાં, પાન,—મદ્યપાનનું એક કાવ્ય છે. તેમાં મદ્યપાનની સ્તુતિ ને તેના આનંદની વ્યંજના છે; મદમસ્ત કવિનો મદ્ય પીવાનો ઉલ્લાસ છે, અને તે કહે છે કે

વસુધા, વનસ્પતિ, અને વિભાવસુ એ સૌ પીવાના શોખીન છે તો માણસ શા માટે. ન પીયે, બતાવો—આ તો પાશ્ચાત્ય શિક્ષાની એક વાનગી છે. પણ આટલીયે બસ નથી શું ?

સમજુને દેશની આ દશા શોકપ્રદ છે, ન સમજે તેને કંઇ નથી, ઉધું સમજે તેને ફાવટ છે આ દાવાનલ આપણા દેશમાં આપણાં ગૃહોની પાસે આવી પહોંચ્યો છે. એને છાંટવાની કોશીષો થઇ છે, પણ તે છંટાયો નથી. છંટાવો કઠિન છે. આર્ય સંસ્કૃતિ-રૂપી, આર્ષ વિદ્યારૂપી ગોમાતાના વિશુદ્ધ દૂધની ધારા વિના તે છંટાય એમ નથી. પણ એ કામદુધાનો પ્રસાદ પ્રાપ્ત કરવો સ્હેલો નથી. તેમ શ્રદ્ધા સમેત એની વંદના, અર્ચના, અને ઉપાસના કરનારને અલભ્ય પણ નથી. આપણે યત્ન કરીશું ? આપણા કલ્યાણના અર્થે, દેશના અભ્યુદયના અર્થે, માનવજાતિની શાન્તિને અર્થે ?

કાર્ય મહાન છે. પણ તે કર્તવ્ય છે અને તેનું ફળ પણ અગાધ છે. તેમાં અધીરતાને સ્થાન નથી. આ બધો કાલમહિમા આપણા પુરાણ ગ્રંથોમા સૂચિત કરેલોજ છે. આવા પ્રકારનાં વહનો અને વલણો તો આ યુગમાં રહેશેજ અને વધશે. પણ આપણે વ્યક્તિ તેમજ સમષ્ટિના કલ્યાણને અર્થે આપણું કર્તવ્ય નિષ્કામ ભાવનાથી કરવાનું છે. એ કર્તવ્યના નિર્વહણમાં ધન્ય વ્યક્તિઓના સંસ્કારનો પરિપાક અને વિશ્વની પુષ્ટિ, તુષ્ટિ તથા શાશ્વતી શાન્તિ છે. અને જો ભારતવાસીઓ પોતાનું કર્તવ્ય કરશે તો સમગ્ર પૃથ્વીનું નૈતિક સામ્રાજ્ય એમનેજ હસ્તગત થશે, એવો મને તો વિશ્વાસ છે.



# વિદ્યાપીઠની ભાવના.

બૃહદ્-ગુજરાતને વિદ્યાપીઠ તો જોઇએ જ. વિદ્યાપીઠ, યુનિવર્સિટીના-વિશ્વવિદ્યાલયના અર્થમાં. જે દેશમા શંકર ભગવાનની શારદાપીઠ હોય ત્યાં વિદ્દદ્વરોની 'વિદ્યાપીઠ' ની ઉણપ હોવી ન જોઇએ. ઇંગ્લંડમાં યુનિવર્સિટીઓ છે આશરે અગિયારેક. તેનાથી લગભગ દોઢા ક્ષેત્રફળવાળો ગુજરાત. ઇંગ્લંડ જોડે ઉભાં રહેવાનું ન બોલાય તો સ્થિતિ, વૃત્તિ અને વેદનાના સામ્યવાળી ઇરીન ભૂમિ લ્યો. ત્યા ત્રણેક યુનિવર્સિટીઓ. ગુજરાત આયર્લેન્ડથી આશરે બમણો મ્હોટો તેને એકાદ તો જોઇએ,-નામદાર બ્રિટિશ સરકારના આટલા લાંબા અમલ પછી. પણ શું ગુજરાતને વિદ્યાપીઠ નથી? છે; છે ખરી. પણ તે રાજ્યપ્રિય થઇ નથી; લોકપ્રિય, પ્હેલા, થોડીક હતી; વધારે થવી જોઇતી હતી; પણ થઇ નથી. અનેક કારણોથી; જે કારણોના વિશેપ સ્પષ્ટીકરણની અત્યારે અપેક્ષા નથી; તેમ તે બહુ અજાણ્યાં પણ નથી. એક કારણ એ પણ લાગે છે કે સંપૂર્ણ, સબલ ને સચેતન આદર્શ વિદ્યાપીઠ આપી ન શકી; ને જેવો તેણે આપ્યો તેમાં રાજકીય, ધાર્મિક અને આર્થિક દોરંગીપણાનો આભાસ થતાં લોકોએ તેને ઝીલ્યો નહિ. કાળા કાયદાના શાત સરઘસ પછી થોડા દિવસેજ ઠંડા અને ઢીલા કહેવાતા અમદાવાદના દરવાજાઓનાં કમાડ કાળાં થયાં. ધર્મના અભિધાન, ઉત્સાહ અને આદર્શોને વધાવતા નેતાએજ ધર્મના આચાર વિભાગની પ્રત્યક્ષ અવમાનના કરી. અને ખાદીના મૂલ મંત્રમાં વિરાજેલી દેશીયતા, સાદાઇ અને જાડાઇની ભાવનાને ભૂલી તેના સ્તંભો ખાદીની મૂર્તિનેજ બાઝી પડયા; ખાદી ફાઉટન પેનો જોડે ને વિજળીના દીવાઓ અને પંખાઓ નીચે ચમકવા લાગી ને લોકોને કાઇક વહેમ પડવા

લાગ્યો. કદાચ આ કારણ ગૌણ પણ હોય. ઘણા લોકો નો નોકરી કે ધંધા રોજગારને સારૂ કેળવણી લે, ને તે હેતુની સચોટ સાધનાને સારૂ વિદ્યાપીઠની ઉપાસનામાં ફાવટ આવવાનો સંભવ ઓછો હોવાથી પણ વિદ્યાપીઠને ધોકો પ્હોંચ્યો.

પણ તે વિદ્યાપીઠની અભિમુખતા ભારત તરફ ઘણે અંશે હતી અને છે. આપણી મુંબઇ યુનિવર્સિટીની અભિમુખતા મોહમંચીના નામ ઠામને ઘટે તેમ યુરોપ તરફ છે. આપણે જો ભારતીય સંસ્કૃતિ, સંસ્કારો ને સદાચારોને સુસ્થિર કરવાં હોય તો તો આપણે આપણા આદર્શોને અનુરૂપ વિદ્યાપીઠ ઉભી કરવી ઘટે. કાર્ય લાગે છે તેટલું સ્હેલું નથી. અનેક સ્હામ સ્હામાં બળો ઝૂઝી ઝઝૂમી રહ્યાં છે. આપણા અનેક નેતાઓને પાશ્ચાત્ય સંસ્કૃતિનો થોડો, વધુ કે પૂરો રંગ લાગી ગયો છે કેટલાક પોતાના મનોભાવ અથવા કહો કે લક્ષ્યને બરાબર જાણતા નથી; કેટલાક એને વસ્તુતઃ પરીક્ષવાની તસ્દી લેતા નથી અને કેટલાક જાણે એમ કેહેતા જણાય છે કે 'અમને એ કાળો રંગ ભલે લાગ્યો હવે એ નિરાળો થાય એમ નથી.'

ગુજરાતને યુનિવર્સિટી તો મળશેજ. પણ યુનિવર્સિટી મળવી એક વાત છે અને કેવી મળવી એ બીજી વાત છે. કહે છે કે કોઈ એક દેશમાં રાજા, ઉમરાવ તરફ બ્હારથી ખુશ ને માહેથી ખફા થાય ત્યારે તેને ધોળો હાથી મોકલી આપતા. આ હાથી કામમાં થોડો આવે; રાજાનો મોકલેલો એટલે હાંકી કઢાય નહિ અને ખર્ચ ખાઇ જાય. વળી એક બીજી જાણીતી વાત યાદ આવે છે. કોઇ નવોઢા યુવતી એક પ્રૌઢા, જાજરમાન અને આંખમાં શનિના બળવાળી વિધવા પાસે પગે લાગવા ગઇ; પેલીએ આશિર્વાદ આપ્યો કે 'તારે મ્હારા–આ—આ જેવું થજો!' આવું આપણી વિદ્યાપીઠને ન થાય તો સારૂં. અત્યારની આપણી માર્મિક પરિસ્થિતિની વિશિષ્ટતા એ છે કે રાજ્યનો, સમાજનો, સંસ્કારનો

રંગ એવો પલટાઇ ગયો છે કે કહેવાનું છે તે જરા કડવું છે. ક્યાદ ગોળે વીંટીને કહેવાય ખરૂં; પણ એટલુંજ બની શકે.

પ્રચલીત સામાન્ય પ્રશ્ન તો એ છેજ કે બે પ્રકારની વિદ્યાપીઠમાંથી કેવા પ્રકારની વિદ્યાપીઠ આપણે જોઇએઃ અનેક શહેરની કોલેજોને સાંધતી, સંરક્ષતી, ને તેની સમીક્ષા કરતી સંયોજક (એફિલિયેટીંગ) અનેકસંસર્ગી યુનિવર્સિટી કે એક કેન્દ્રમાં બંધાઇ તેનેજ સંપૂર્ણતાએ વિકસાવી ત્યાંજ વિરાજતી એકસ્થાની (યુનિટરી) યુનિવર્સિટી? અનેકસંસર્ગીમાં આખા ગુજરાતને સીધો ને ગાઢ સંબંધ રહે અને એકસ્થ વિદ્યાપીઠમાં સમન્વય, ઐક્યબળ અને અભ્યાસની સગવડ વધારે બની આવે. ગુજરાતને અત્યારે આરંભમાં અનેકસંસર્ગી અથવા સંયોજક વિદ્યાપીઠની આવશ્યક્તા અને અનુકૂળતા છે. બૃહદ્ ગુજરાતનાં બધાં શુભ બળો આપણે કેન્દ્રિત કરવાનાં છે અને જે સાધનો આપણા દેશમાં છે તે સાધનોનો વધારેમાં વધારે બહોળો ઉપયોગ સર્વને સારૂ સાધવાની આર્થિક કરકસર આપણે યોજવાની છે. એકસ્થ અને એકાશ્રમી (રેસિડેન્સ્યલ) વિદ્યાપીઠનો આદર્શ ઉત્કૃષ્ટ, પુરાતન, મનોહર અને સચેતન છે તથાપિ ગુજરાત હમણાં તો માત્ર આપણા આ રાજનગરને તેનું ભાવી કેન્દ્ર માત્રજ બનાવી શકે એમ જણાય છે. તથાપિ એ ભાવના પણ ભાવવાહિની છે અને લક્ષ્યમાંથી અદૃશ્ય થવી ન જોઇએ.

એકસ્થ કે સંયોજક એ પ્રશ્ન અગત્યનો છે; પણ તે વિદ્યાપીઠના દેહવિસ્તાર માત્રનો છે. ઉપયોગી છે પણ ઘડવાની એક મૂર્તિના મોટા નાનાપણાના જેવો બાહ્ય છે. એનાથી વધારે મહત્વનો પ્રશ્ન તે મૂર્તિના સ્વરૂપનો છે. તે એ છે કે વિદ્યાપીઠની મૂર્તિ ભારતીય કરવી કે યુરોપીય કરવી? એ વિદ્યાપીઠનું મંદિર અનેક વિદ્યોપાસકોનું ઉપાસનાસ્થાન થશે. કલાવિધાનના નિપુણ વિધાયકોને સારૂં આ ન્હાનો સુનો પ્રશ્ન નથી. કેટલાક ઉત્સાહે અધીરા ઉમંગી ભાઇઓ, ગમે તેવી પણ ઝટ, એક વિદ્યાપીઠને સારૂ ઉત્સુક

છે; કેટલાક મુંબઇમાં છે એના જેવું બીજું કંઇક ઉભું કરી દેવાની આયેશવાળા છે; કેટલાક યુગનાં બળોની પાસે ઢીલા થઇ જઇ બેદરકાર થઈ રહ્યા છે; દરેક પક્ષની વિચારમાલામાં કંઇ કંઈ તથ્યાંશ છે; તથાપિ દેશની અત્યારની અસ્તવ્યસ્ત દશામાં હરાયાં ઢોર જેવી જનમનોવૃત્તિઓની પણ વિચિત્ર દશા થઇ ગઇ છે.

આપણને અપાતી ઉચી કેળવણી જેમાં આધુનિક પાશ્ચાત્ય સંસ્કારો, વિચારો, ભાવનાઓ અને દૃષ્ટિબિન્દુઓનું પ્રાધાન્ય છે તેણે આપણા લોકોની ચોટલી લઇ લીધી છે; મંત્રી લીધી છે;—જેમ કહો તેમ બંધબેસ્તું આવે તેમ છે. મુસલમાન ભાઇઓ હજી બહુ ભણતા નથી ભણવા માંડયા ત્યાં તેઓએ અલીગઢ કોલેજ જેવી સંસ્થાઓને વિદ્યાપીઠોમાં પૌર્વાત્ય વિદ્યાવિભાગ સ્થાપ્યા કે સ્થપાવ્યા છે. આપણા કેટલાક આસ્તિક હિન્દુ ભાઇઓ 'ઉંચી કેળવણીનાં કડવાં ફળો' ને જોઇનેજ છેટેથી તેની ઉપેક્ષા કરતા રહ્યા છે. ને જેના હાથમાં લગામ છે તેમના અંતરનો ઝોક યુરોપીય દિશા તરફ છે. આથીજ 'પૌર્વાત્ય વિદ્યાવિભાગ'ની ચર્ચા ચાલી ત્યારે તેમાં મુસલમાન ભાઇઓએજ આગ્રહપૂર્વક ભાગ લીધો હતો. હિન્દુઓએ તે વિષયની થોડીજ પરવા કરી છે. કેટલાક તો પાશ્ચાત્ય દૃષ્ટિથી કરવામાં આવતો અને પૌર્વાત્ય દૃષ્ટિથી કરાવવા યોગ્ય એમ બે પ્રકારના અભ્યાસનો ભેદજ કળી શકતા નથી; કહે છે કે 'સંસ્કૃતનું શિક્ષણ હમણાં કયાં નથી અપાતું?'! અપાય છે તો ખરૂં પણ તેની છાંટ કેવી?

અત્યારે તો વસ્તુતઃ જે વિદ્યાવિભાગો (ફેકલ્ટીઝ) છે તે બહુધા પાશ્ચાત્યજ છે.—રંગે ને અંગે. સાહિત્ય વિભાગમાં પણ ત્યાંનું જ સાહિત્ય પ્રધાનસ્થાન ભોગવે છે; અને આ દેશનું સાહિત્ય પણ ત્યાંની દૃષ્ટિ, ત્યાંની ભાવના, ત્યાંનાં પ્રમાણો અને ત્યાંના સાદૃશ્ય વડે અપાય છે. આ વસ્તુસ્થિતિ શું પલટાવાની જરૂર નથી? આપણા લોકો રાજકીય ક્રાન્તિને સારૂ મથે છે પણ મને તો લાગે છે કે વિદ્યા

શિક્ષણ સંબંધે આપણા વિચારોની ક્રાન્તિ વધારે જરૂરની છે. દેશભક્તિનું કેન્દ્ર દેશની મૃત્તિકા નહિ પણ સંસ્કૃતિ છે. સુભાગ્યે આપણી સંસ્કૃતિ પુરાતન, પ્રણાલીબદ્ધ અને પ્રશસ્ત છે. એ સંસ્કૃતિએ ભારતીય પ્રજાને ચિરંજીવી, ગૌરવાન્વિત અને યશસ્વી કરી છે. એ ભારતીય સંસ્કૃતિની મુદ્રા ભારતીય વિદ્યાપીઠો ઉપર હોવી ઘટે છે. सा विद्या या विमुक्तये બન્ને અર્થમાં.

ભારતનું-હિન્દુસ્તાનનું હિત એ મોટી વસ્તુ છે. પણ ભારતના હિતને સારૂજ આધુનિક ઉચ્ચ શિક્ષણના સમૂલ ફેરફારની આવશ્યકતા છે એમ નથી. સમગ્ર દુનિયાના હિતને અર્થે ભારતીય સંસ્કૃતિની વ્યાપકતા પરમ વિધેય છે; કારણ, એજ સંસ્કૃતિએ પુણ્ય અને પાવન દાયભાગોને જીવન્ત, જાગ્રત્ અને જ્વલન્ત રાખ્યા છે; અને માનવજાતિનું દ્રવતું હૃદય સ્ખલનો કરતું કરતું એ ભાવનાઓને સારૂજ તલસે છે; કેમકે એમાજ માનવસમાજની શાન્તિ સમૃદ્ધિ અને સુખના મહામન્ત્રો છે.

આધુનિક 'યુરોપીય સંસ્કૃતિ' એ ધર્મની, નીતિની, સંયમની અને માનવહિતની વિસંવાદી નીવડી છે, સમગ્ર દુનિયાને તેણે ખળભળાવી મૂકી છે. બૉલ્શેવિઝમ તરફ તે સરતી જાય છે–જાણ્યે અજાણ્યે, છૂટકે ન છૂટકે, હળવેથી કે ધસારાથી, પ્રકટ કે અપ્રકટરીતે. આશ્ચર્ય નથી. જે વાતાવરણમાં તમે રહો, જે ગુરૂઓને તમે સ્વીકારો, જે ભાવનાઓને લક્ષીભૂત કરો તેનો પ્રભાવ તમારા ઉપર પડવાનોજ, વ્હેલો કે મોડો. શ્રદ્ધેયમાર્ગપ્રણાલીનો પ્રતિકાર બુદ્ધિવાદ-તરસ્યા જર્મન લ્યુથરથી શરૂ થયો; વ્યવસ્થાવિચ્છેદ 'વ્યવહારકુશલ' અંગ્રેજો મિલ, બેન્થામ અને ઍડમ સ્મિથે કર્યો; રાજ્યક્રાન્તિ સાથે પુરાતન આદર્શોનો વધ ફ્રાન્સના ફિલસુફોએ કર્યો. બાકી રહ્યું શું ? રૂશિયાએ કરી દેખાડયું જે આમણે બધાએ કહી દેખાડયું હતું કે મનમાં રાખ્યું હતું તે.

આપણે એ સંસ્કૃતિની વિધાયક શિક્ષા જોઇએ છે ? મને તો લાગે છે કે ભારતની ભારતી અને ભારતની સંસ્કૃતિ એજ આપણાં હૃદયોને તૃપ્ત કરવા સમર્થ થશે. હું તો ભારતની સંસ્કૃતિનેજ અંતઃપૂર્ણ, બહિઃપૂર્ણ, ચારૂસર્વાંગી અને સર્વ કલ્યાણના હેતુરૂપ સમજું છું–શ્રધ્ધાથી તેમજ સમન્વયથી, સ્નેહથી તેમજ સંસ્પર્શથી.

આ બધા ઉપરથી કહેવાનું તાત્પર્ય એ છે કે આપણે આપણી સંસ્કૃતિને ભાવનાઓને અને આપણી પ્રજાને અમૃતત્વ આપવું હોય તો આપણી વિદ્યાપીઠોને ભારતીય કરવી ( Indianize ) જોઇએ. વિદ્યાપીઠનો આત્મા, તેનો દેહ, તેની વ્યવસ્થા, તેનું સંચાલન અને તેનું વાતાવરણ એ પાંચે હિન્દી થવાં જોઇએ. તેનો આત્મા હિન્દી બનાવવાને શિક્ષણનું ભાવનાસૂત્ર નાસ્તિકતા કે 'સેક્યુલેરિઝમ' ને બદલે ધાર્મિકતા ઉપર રચાયેલું હોવું જોઈએ; કારણ, ધર્મ એ ભારતીય પ્રજાઓનો પરમપ્રેમાસ્પદ આત્મા છે. તેનો દેહ હિન્દી બનાવવાને તેનાં મુખ્ય પાઠય પુસ્તકો શિષ્ટ ભારતીય વિદ્યાસમૂહમાંથી વિશેષે સ્વીકારવાં પડે; વૈદ્યવિદ્યા, જ્યોતિર્વિદ્યા ઇત્યાદિ વિષયો દાખલ કરવા પડે, અને ભારતીય દૃષ્ટિબિંદુથી લખાયેલા ગ્રંથોનું સંવનન, આવિષ્કાર અને સંમાનના કરવાં પડે. તેની વ્યવસ્થામાં હિન્દીપણું દાખલ કરવા દેશની ભાષા દ્વારા શિક્ષણ આપવું પડે અને વિદ્યાર્થીજીવનમાં સરલતાને પોષવી પડે. તેના સંચાલનને હિન્દી અથવા કહો કે સ્વદેશી બનાવવાને આચાર અને વિચારમાં સ્વદેશી ભાવનાઓને ઝીલનારા નેતાઓની વિશેષ વરણી કરવી પડે અને વિદ્યાપીઠના વાતાવરણને હિન્દી બનાવવાને સારૂ વિદ્યાર્થીની સાધન સામગ્રી સ્હેલી અને પૌર્વાત્ય આદર્શોને વધારે અનુરૂપ કરવી પડે. ટુંકામાં કહીએ તો આપણી યુનિવર્સિટી વિલાયતી નહિ પણ હિન્દી બને એ મને તો રૂચે છે; અને એમ થાય એ મ્હારૂં કહેવું છે.

જ્યાં બધુંજ આપણે આપણું જોઇએ છીએ અને તેને સારૂ મૂળને સાધવા આપણે સ્વરાજ્ય માગીએ છીએ ત્યા આપણે આપણી

કેળવણીને સ્વદેશી બનાવવા માગતાજ નથી એમ સૂચવવું એ શું વસ્તુસ્થિતિની વિડંબના નથી ? બંગાળાની 'નેશનલ એજ્યુકેશન'ની હીલચાલ, હિન્દુ અને મોસ્લેમ વિદ્યાપીઠોની સ્થાપના, સરકારી વિદ્યાલયો સામેનો બળવો, રાષ્ટ્રીય વિદ્યાપીઠોનો પ્રચાર અને વિશ્વભારતી, ગુરૂકુલ તથા ઋષિકુલોની સ્થાના–એ સૌ પ્રજાનો ઝોક કઇ તરફ છે, એની સુસ્પષ્ટ વ્યંજના કરી રહ્યાં નથી શું ? કે, રાજકીય આર્થિક અને ધાર્મિક રાજનીતિ પ્રત્યેજ આપણે પ્રતિરોધ કરવાપણું છે, અને તલસ્પર્શી કેળવણીમાં તો અત્યારની રાજનીતિ ભોળી, ભલી, ભાવતી અને ફાવતીજ છે ?



# પાશ્ચાત્ય કેળવણીની અસરો.

હાલ આ દેશમાં જે પાશ્ચાત્ય કેળવણી અપાઈ રહી છે તે કેટલાક વખત ઉપર વરદાન જેવી મનાતી હતી; પછી જ્યારે તેનાં છપાયેલાં સંતાનોમાં ઉદ્ધતાઇ અને અનાચાર વધારે દેખાવા લાગ્યાં ત્યારે તેમાં ધાર્મિક વા નૈતિક શિક્ષણની ખામી રૂપી અપૂર્ણતા જણાવા લાગી. હાલમાં પાશ્ચાત્ય સંસ્કૃતિની પરિણામદશાનું દુનિયા સમક્ષ પ્રદર્શન થતાં, તે સંસ્કૃતિની પ્રચારક કેળવણી આપણા દેશને નુકશાનકારક છે એ સ્પષ્ટ થતું જાય છે.

આ કેળવણીની યોજના એવી રીતે કરવામાં આવી છે કે તેનાં સંમોહક તત્ત્વો પ્હેલાં તો સમજવાંજ મુશ્કેલ થેઇ પડે છે. વળી જે વયે ને જે અવસ્થામાં એ આદર્શો શિષ્ય સમક્ષ પ્રધાન ધ્યેય રૂપે મૂકવામાં આવે છે તે પરિસ્થિતિ તેમજ વયના સંયોગે તે આદર્શો શિષ્યના અંતઃકરણમાં સ્વાભાવિક રૂપે વ્યાપી જાય છે ને તુલનાને

અવકાશ ભાગ્યેજ રહે છે; તથા પુનઃ પુનઃ પરિશીલનથી એ આદર્શો એવા દૃઢ થઇ જાય છે કે તે કીટભ્રમરવત્ તેનેજ દેખે છે અને તેનીજ સંભાવના કરે છે.

પાશ્ચાત્ય કેળવણીની જે આશાઓ અને બ્હીકો અહીં તેના સંસ્થાપકોએ રાખી હતી તે બહુધા ફળીભૂત થઇ છે. એ કેળવણીથી હિન્દીઓની રસવૃત્તિ એવી પટાશે કે 'તેઓ આપણો માલ સારી રીતે ખાવા લાગશે,' એ વ્યાપારીવૃત્તિની આશાની સફળતા થઇ છે તેટલીજ 'હિન્દીઓ આપણા જેવું સ્વસત્તાક રાજ્ય માગશે' એ રાજદ્રીય બ્હીક પણ સાચી થઇ છે. આપણી રસવૃત્તિનું પરાવર્તન આપણને આર્થિક દુર્દશામાં સંડોવે છે અને રાજ્યતંત્રના આદર્શમાં પણ આપણા ભારતમાં યુરોપની ભાવનાઓ અને સાધનપદ્ધતિઓ જાણે સંસિદ્ધિના એકાન્તિક સાધન રૂપે મનાઇ રહી છે એટલે એમને તો લાભ ને આપણને ખેને સારૂ કારણ છે.

આપણા દેશની, ઇ. સ. ૧૮૫૮ ના યુનિવર્સીટી એકટ પ્હેલાંની અને હાલની સ્થિતિનું સરવૈયુ કાઢવું બહુ કઠિન નથી. દેશમાંથી ધાર્મિકતા, સાદાઈ, પ્રમાણિકતા, ભાઇચારો એ ઘટયાં છે. નાસ્તિકતા, શોખીની, વ્યસન, ધનલોલુપતા, છળકપટ અને કજીઆટંટા વધ્યાં છે. અહીં આપણે નૈતિક અસરોને પ્રાધાન્ય આપીએ છીએ કારણ કે ચારિત્ર્ય ઉપર ઉન્નત અસર કરવી એ કેળવણીનું પ્રધાન લક્ષ્ય મનાય છે. શિક્ષાગ્રંથો અને શિક્ષાગુરૂઓના વિચારો તેમની ઉદ્દિષ્ટ સંસ્કૃતિના વિધાયક હોય છે અને તેની છાપ શિષ્યોની જીવન ભાવનાની સંયોજના ઉપર પડે છે. જો અમુક પ્રકારની સંસ્કૃતિજ આપણને અસ્વિકાર્ય જણાય તો તેનું સંવાદક, પોષક અને પ્રચારક સાહિત્ય આપણને વસ્તુતઃ ભાગ્યેજ ઉપકારક થઇ શકે.

દુનિયાના ઇતિહાસના સૌથી વધારે દારૂણ, વધારે દોષિત અને વધારે અન્યાયીસાધનોવાળા યુદ્ધમાં અને યુરોપની છિન્નભિન્નતામાં પરિણામ પામતી સંસ્કૃતિની સંસ્કૃતિ તરીકેની સંમોહશક્તિ હવે ઘટી

ગઇ છે. એ સંસ્કૃતિની પ્રતિમૂર્તિ તરીકેજ પાશ્ચાત્ય શિક્ષા ત્યાજ્ય થઈ શકે છે તેમજ આપણા દેશની પુરાતન સંસ્કૃતિની વિઘાતક હોઇ રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુથી પણ તેની હાનિ સુસ્પષ્ટ છે. તથાપિ પાશ્ચાત્ય શિક્ષા શી રીતે આ અનેક પ્રકારની હાનિઓ ને દુષ્ટ અસરોની પ્રચારક નીવડે છે એ આપણે આંતર્નિરીક્ષણ વડે પણ જોઇ શકિયે.

હિન્દમાં અપાતી પાશ્ચાત્ય કેળવણીને 'સેક્યુલર એજ્યુકેશન' કહે છે. આ 'સેક્યુલેરિઝમ'ના સિદ્ધાન્તમાં બધી જાતની ગડબડ ઉભી કરવાની સગવડ છે. 'સેક્યુલેરિઝમ' એ એનો એક પ્રધાન પ્રચારક, મી. હૉલીઓક, જણાવે છે તે પ્રમાણે એક નવા પ્રકારનો નાસ્તિકવાદ છે; તે ઇશ્વર અને પરલોકને ગણત્રીની બ્હાર ઠરાવે છે; ધર્મનું સર્વસ્વ નીતિમાંજ આવી જતું માને છે; નીતિને સારૂ કોઇપણ ધર્મગ્રંથના સિદ્ધાંતને સ્વીકારતો નથી; અને, આપણું તથા બીજાનું વધારે કલ્યાણ જેથી થઇ શકે તે મતલબના મભમ ધોરણ ઉપર નીતિનું બંધારણ રાખે છે આ જુક્તિમા નીતિને નિર્ણય કરવાનું દરેક માણસના પોતાના હાથમાં અને તેની કામનાઓથી ઘેરાયેલી બુદ્ધિ ઉપર નિર્ભર રહે છે એટલુંજ નહિ પણ વર્તમાન ક્રિયાનું ધોરણ ભવિષ્યની અસરના તર્ક માત્ર ઉપર રહે છે. આ વાદ ઇશ્વરપ્રેરિત ધર્મગ્રંથોને તરછોડે છે અને મનુષ્યની અપૂર્ણ, સ્વૈરિણી, અને પરિણામી બુદ્ધિ ઉપર સત્યનો મદાર બાંધે છે; વળી એ ધાર્મિક માન્યતા સંબંધી ચર્ચા તથા વિરોધને પોતાના સિદ્ધાન્તને આગળ વધારવાના સાધન માત્ર રૂપે ઉપયોગી ગણે છે. આ વાદમાં સત્યનો આધાર બુદ્ધિના તર્ક ઉપર રહેલો હોવાથી સત્યની નિશ્ચિત સ્થિતિ ન હોઇ સર્વ પ્રકારના તર્કવાદ તેને ખપે છે.

આવા નાસ્તિકવાદના ધોરણ ઉપર રચાયેલી કેળવણી પ્રતિષ્ઠિત સત્યની, તેમજ ધર્મની, નીતિની અને સમાજવ્યવસ્થાની વિઘાતક નિવડે એમા શો સંદેહ હોઇ શકે? અને બાળકોનાં સ્વીકારતત્પર મગજ ઉપર તેની અસર બાદશાહીના વખતની તલવાર કરતાં ઘણી

વધારે બળવાળી નીવડે એમાં શું આશ્ચર્ય છે? જો આપણી પાસેથી આપણા ધર્મ, નીતિ અને ચારિત્ર્યના સુસ્થિર સ્તંભો ખુંચવી લેવામાં આવે તો આપણી પાસે રહ્યું શું અને આપણી પ્રજાકીય મનોવૃત્તિમાં લોલુપતા અને દીનતા વિના બીજું શું અવશેષ રહે? અત્રે કહેવા જરૂર છે કે દેશને થતી હાનિ એ આ નવી કેળવણીનો હેતુ નહિ પણ ફળ છે એમ કહેવામાં તાત્પર્ય છે. ત્યા–વિલાયતમાં–યુરોપમાં પણ લગભગ એજ દશા છે. રોગ એક પગલું આગળ વધ્યો છે. મરણિયાપણું દાખલ થઇ ગયું છે.

આ નવી કેળવણીના પદાર્થવિજ્ઞાન વિભાગ વિષે પક્ષાપક્ષીને અવકાશ દેખાય છે. વાસ્તવિક રીતે તેમાં જેને ખરૂં પદાર્થવિજ્ઞાન કહી શકાય તેવું થોડું છે અને તે ભાગ વસ્તુસ્થિતિનો અનુવાદક અને પ્રત્યક્ષપ્રમાણનો વિષયમાત્ર હોઇ તેનો પ્રતિકાર કરવા કારણ નથી. પણ આ થોડા પદાર્થવિજ્ઞાનની મૂડી ઉપર ભૂત અને ભવિષ્ય સંબંધે અનેક હાનિકારક માન્યતાઓ ગોઠવવામાં આવી છે કે જેવડે મનુષ્યજાતિની કિંમતીમાં કિંમતી ભાવનાઓ, સદ્‌ગુણો અને સત્પ્રવૃત્તિઓ ઉપર ઢાંકણું દેવાઇ જાય. સાદા, સરલ અને પ્રમાણિક જીવનને અર્થે આધુનિક પદાર્થવિજ્ઞાનની ઉપયોગિતા પરિમિત છે એટલુંજ નહિ પણ માનવહિતના વિશાળ દૃષ્ટિબિન્દુથી પણ તેનો યથેચ્છ ઉપયોગ અંકુશ માગતો જણાય છે. તથાપિ પ્રજાકીય અસ્તિત્વનાં ભૌતિક બળોનાં સાધનોની પૂર્ણતાને અર્થે આન્તરરાષ્ટ્રીય આવશ્યકતાઓને સારૂ પદાર્થવિજ્ઞાનનો યોગ્ય પ્રચાર અને વિનિયોગ હોઇ શકે. વળી જે પાશ્ચાત્ય સુધારાને આ કેળવણી પોષે છે, જે ચારિત્ર્યહાનિને તે સીધી રીતે અને પરંપરાએ ઉત્પન્ન કરે છે, સમાજવ્યવસ્થામાં જે વિપ્લવ અને છિન્નભિન્નતા તે દાખલ કરે છે, અને જે ઉપયોગમાં તે નવાં શસ્ત્રોને મૂકાવી રહી છે તેનો વિચાર કરિયે ત્યારે પદાર્થવિજ્ઞાનના જ્ઞાનનો લાભ તો સાંધણમાંજ તણાઇ જાય છે. જે કળાઓ અને હુન્નરઉદ્યોગોમાં આગળ આવવાની ઇચ્છા પદાર્થ-

વિજ્ઞાન પ્રત્યે મોહ ઉત્પન્ન કરી રહી છે તે ઉદ્યોગોની સરતમાં ઝુકાવવાનો માર્ગ કાંટાનાં ઝાંખરાંનો ભરેલો છે અને રાજમાર્ગ નથી.

આપણે જોઇ ગયા કે આધુનિક નવી કેળવણી પાશ્ચાત્ય સુધારાના આદર્શો આપણા સમક્ષ મૂકે છે. આ કારણથી પાશ્ચાત્ય સમાજસ્થિતિની સંભાવના વિદ્યાર્થિના અંતઃકરણમાં રમી રહે છે અને જાણ્યે અજાણ્યે તે તેને અનુસરે છે. આ નવી કેળવણીના પ્રસાર પછી આપણા દેશમાં દારૂ ઇત્યાદિ દુર્વ્યસનો વધી ગયા છે. લગ્નની પવિત્ર ગ્રંથિ શિથિલ કરવા તરફ વલણ વધ્યું છે. ગુન્હાઓ ગુણાતા જાય છે અને નાસ્તિકતા વધતી જાય છે. આ બધાનું કારણ પણ આમાંથી સમજાશે. અંગ્રેજી સાહિત્યના ગ્રંથો જે અંગ્રેજી પાઠશાળાઓમાં ભણાવાય છે તેમાં આ વસ્તુઓ સાહજીક છે—સ્કૉટ અને શેકસપીયરના અનેક ગ્રંથોમાં દારૂની મનોહરતાનાં વર્ણન અને છાકટાઓની ગમ્મતના ચિત્રો આલેખેલાં છે એ જાણીતું છે. ત્યાં તો મિજમાનીઓમાં દારૂ એ એક મુખ્ય ચીજ મનાય છે એટલે એમાં નવાઇ નથી.

આપણી સંસ્કૃતિમાં વ્યવસ્થિત રીતે પણ અનુસ્યૂત રહેલા અહિંસાધર્મ પ્રત્યે ઉદાસીનતા થવાનું પણ આવુંજ કારણ છે. માંસભક્ષણ એ યુરોપમાં સામાન્ય છે. મૉરલ કલાસ બુકમાં લખે છે કે "જે પ્રાણિઓને મારવાથી તે આપણા ઉપયોગમાં આવે તેને મારવાં એ મંજુર કરવા જેવું છે." હાવર્ડ પ્રાયમરનું એ વાકય ઘણાને યાદ હશે જે જણાવે છે કે "ગાયને આત્મા નથી" આત્મા જેવી કોઇ ચીજજ છે કે, નહિ એ પશ્ચિમના અગ્રગણ્ય વૈજ્ઞાનિકોના વાદવિવાદનો હજી નક્કી ન થયેલો વિષય છે! જ્યાં બધુંએ ખપે એવા સર્વગ્રાહી દેશના સાહિત્યગ્રંથોના દૂધ ઉપર ઉછરનારાં બાળકોને આપણા આચારવિચારની પવિત્રતા સમજાવવી કઠિન કેમ ન પડે? અને સ્કૂલ, કૉલેજો ને અંગ્રેજી નવલકથાઓના ધોધ સામે ઘરના ડોસાંડગરાં આડા હાથ દે તેનો શો આશરો?

જેમ વિચારશુદ્ધિ, સંશયપરિણામી બુદ્ધિવાદથી નાશ થાય છે, આહારશુદ્ધિ સર્વભક્ષિતાના આદર્શથી વિચ્છિન્ન થાય છે તેમ બીજ-શુદ્ધિ પણ લગ્નસંબંધેનાં અને નાતિમર્યાદાનાં શિથિલ વિચારોથી આઘાત પામે છે. પશ્ચિમમાં લગ્નગ્રંથિની પવિત્રતા ઓછી થતી જાય છે, છુટાછેડાની ગણત્રી વધતી જાય છે અને લોકવૃત્તિનો પડઘો કાયદામા મૂકાતી જતી ઢીલથી સ્પષ્ટ પડી રહેલો છે. કેટલાંક સ્થળોમાં તો ઘણાં માણુસો લગ્ન વિનાજ ભ્રષ્ટજીવન ગુજારવું પસંદ કરે છે. લગ્નની કાંઇક ઉચ્ચતર ભાવના યુરોપીય સાહિત્યના કોઈ કોઈ પુરાતન ગ્રંથોમાં છે, પણ પુરાતન ગ્રંથોનું બળ તો ફ્રેન્ચ રેવોલ્યુશનની નિરંકુશતાની પ્રબળ ભાવનાઓ અને હાલના સુધરેલા નાસ્તિકવાદો પાસે નવી કેળવણીમા તૂટી ગયું છે. વળી આપણા દેશના પવિત્ર ઉચ્ચ આદર્શોની તો તેમાં પણ ઝાંખી થતી નથી.

નવી કેળવણીને લીધે મોજશોખની વૃત્તિ ને ધનની લોલુપતા બહુજ વધી ગયાં છે કે જે આપણી આર્થિક દુર્દશાનાં જ્વલન્ત કારણો છે. ધનની લોલુપતા એ કયા કયા અનર્થો નથી કરાવતી? દેશનું જીવન જેના ઉપર નિર્ભર થઇ રહ્યું છે એવાં માખણ મલાઈ અને અનાજ આપણા દેશી વેપારીઓ અને દલાલો પરદેશ મોકલી દે છે. ધન એકઠું કરવાની લાલસામાં અમુક ધંધાથી દેશને અથવા લોકને મોટી હાનિ થાય છે તેનો વિચાર મોટા મોટા પણ કરતા નથી. લાગ ફાવે ત્યાથી બને તેટલું ઓકાવવું એજ કેટલાક ધંધાઓનું નીતિસૂત્ર થઈ પડયું છે. પ્રમાણિકતા પણ ઘણાખરા ધંધાઓમા અને મુખ્યત્વે નવા ધંધાઓમાં ઓછી થઇ ગઇ છે. સટ્ટો, ભાવ વધારનારી ટોળીઓ, હડતાલો એ બધા યુરોપીય આદર્શોનાંજ ઘણે અંશે પરિણામ છે. કોલેજોમાં શીખવાતી "પોલિટિકલ ઇકોનોમી"નો બધો ઝોકજ ધનની લોલુપતાને ઉછેરવા અને પોષવા તરફ છે. "આ દુનિયામાં અને આ જીંદગીમાંજ બધી પર્યાપ્તિ છે અને ભોગો એજ સુખનું મુખ્ય સાધન છે" આ પ્રકારની ભાવ-

નાથી મોજશોખની વૃત્તિ વધે છે અને તેને પોષવા ધનની તીવ્ર વાસના ઉત્પન્ન થાય છે. મોજશોખની ભાવનાને જરા પણ ક્ષતિ પ્હોંચાડે એવા ત્યાગના અને સંસારદુઃખના વિચારોને નવી કેળવણી બનતા સુધી છેટેજ રાખે છે. અને નવી ગુજરાતી વાંચનમાળા માં પણ આ બાબત ખાસ ધ્યાનમાં રખાયેલી જણાઇ આવે છે. " વૈરાગ્ય ને સંયમનો બોધ ઓછો કરવાની જરૂર નથી ' એમ દુનિયાના સંતપુરૂષોએ તો નક્કી કર્યું છે કારણ કે ભોગેચ્છા તો સ્વાભાવિક જ છે. વાંદરાને નિસરણી આપવાની જરૂર હોય નહિ. એથી ઉલટું, આધુનિક યુરોપીય તત્ત્વચિંતનના અગ્રણી સ્પેન્સરની ફિલસુફીનું વલણ મોજશોખને વધારવા અને તેને સુધારાના લિંગચિન્હ તરીકે ગણવા તરફ છે. મોજશોખની વૃત્તિને લીધે હિન્દની આર્થિક દશા બગડતીજ ચાલી છે; અને એક ગરીબ દેશનું ધન નવે નવે બ્હાને પરદેશોમાં, જાણે દારૂગોળામાં બદલાવા સારૂ ધસડાઇ જાય છે.

આ ઉપરાંત, આપણા દેશની નવી કેળવણીમાં આપણા મનોબળને ઢીલું પાડી દે, આપણા દેશાભિમાનને ડગાવી દે, અને આપણા પવિત્ર ગ્રંથો તરફ અનાસ્થા ઉત્પન્ન કરે એવા કેટલાક બનાવટી મતોને પરોવવામાં આવ્યા છે. આપણી હજારો વર્ષની જાગતી, જીવન્ત, આર્યસંસ્કૃતિ જૂની, ઘરડી, ગતપ્રાણ અને અનુપયોગી હોવાનો આભાસ આપણા યુવકો ઉપર પાડવામાં આવે છે. આર્યો પણ પરમુલકમાંથી આવ્યા હતા અને આ દેશના જૂના લોકોને તેમણે હાંકી કાઢયા એવો બનાવટી તર્ક ઉભો કરવામાં આવ્યો છે. આપણાં શાસ્ત્રોની ખુબી ભરેલી નિન્દા કરવામાં આવે છે એક યુરોપીય ગ્રંથકારે એવો રૂઆબ બતાવ્યો હતો કે તંત્રો તો એવાં ગદાં છે કે પોતે આરંભેલો અભ્યાસ મૂકી દીધો ! જસ્ટીસ વુડ્રૉફે હાલમાં બતાવ્યું કે તંત્રો એ ઉત્તમ વિદ્યાના અદ્ભુત ગ્રંથો છે, ત્યારે આપણા દેશના લીટે લીટો ખેંચનારા વિદ્વાનોની આંખ ઉઘડી.

આ રીતે પાશ્ચાત્ય શિક્ષાથી જે અનેક હાનિઓ થઇ છે અને

રાજ્યમંત્રી આદિ ... પ્રકાશન

થાય છે તેનું તારણ નીચે પ્રમાણે નીકળી શકે છે:—

(૧) આર્ય ભાવનાઓ અને ભારતીય સંસ્કૃતિ તરફનો પ્રેમ ઓછો અથવા મેલો થાય છે.

(૨) પાશ્ચાત્ય સંસ્કૃતિ તરફ અને તેને અંગે ત્યાંની પ્રજાઓ અને પ્રવૃત્તિઓ તરફ સહજ વલણ અને પક્ષપાત ઉત્પન્ન થાય છે.

(૩) ધનમાં અત્યાસક્તિ, કામ, ક્રોધ, વિદ્વેષ ઇત્યાદિ આસુરી સંપત્તિ વૃદ્ધિ પામે છે અને સ્વાર્થત્યાગ, સહનશીલતા ઇત્યાદિ દૈવીસંપત્તિ ઘટતી જાય છે.

(૪) મોજશોખની વૃત્તિ વધે છે અને વિલાયતી વસ્તુઓમાં રસિકતાની ખોટી માન્યતા ઉભી થાય છે અને જીવનવ્યવહાર ખર્ચાળ થતો જઇ બોજો વધતો જાય છે.

(૫) દારૂ ઇત્યાદિ વ્યસનો અને ચાહ ઇત્યાદિ નાનાં વ્યસનો વધે છે, અને પ્રજાની શારીરિક સંપત્તિ ક્ષીણ થતી જાય છે.

(૬) ધર્મ અને નીતિ તરફની તેમજ લગ્નની પવિત્રતા તરફની વૃત્તિઓ ઢીલી થઇ જાય છે.

(૭) બુદ્ધિવાદના પ્રબળથી મનુષ્યના માનસિક તેમજ બાહ્ય-જીવનમાં સંશયબુદ્ધિ અને તેના હાનિકારક પરિણામો વધતાં જાય છે.

સહેજ સમજાશે કે આ નાની યાદીમાં મોટી અને મુદ્દાની બાબતોનો સમાવેશ થાય છે. પાશ્ચાત્ય કેળવણી પામેલાઓમાંના સારા દાખલાઓ ટાંકવામાં આવે તો તેને એટલોજ પ્રત્યુત્તર બસ છે કે તેઓ નવી કેળવણીને લીધે નહિ પણ તે છતાં, ધાર્મિક અથવા નૈતિક બળવાળા થયેલા છે એમ સમજવું જોઇએ. હિન્દુઓને હિન્દુ-ઓની અને મુસલમાનોને મુસલમાનોની ધાર્મિક સંસ્કૃતિઓમાંથી ઉખાડી નાંખવાનું પાશ્ચાત્ય શિક્ષાનું વલણ છે. જે પ્રજા પોતાની સંસ્કૃતિ ખુએ છે તે પ્રજા પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થાય છે. સંસ્કૃતિનો નાશ તે એક રીતે પ્રજાનોજ નાશ ગણી શકાય. અને તેમાં વળી આર્યોની સંસ્કૃતિ, જેમાં સમગ્ર દુનિયાની આશા અને ભવિષ્યની

શાન્તિ રહેલી છે અને જેમાં અનંત જીવનશક્તિ ભરેલી છે તેની તો કિંમત કોણ આંકી શકે? તેના નાશમાં આપણીજ હાનિ નથી પણ દુનિયાની હાનિ છે; આપણીયે હાનિજ નહિ પણ આપણો નાશ છે. કારણ કે નવી આસુરી સંસ્કૃતિમા નાશનાં ઉગ્ર બીજકો સ્વતઃ-સિદ્ધ રહેલા છે.

આપણી પુરાતન સંસ્કૃતિ અને આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિનો ભેદ સુસ્પષ્ટ છે. દૈવી અને આસુરી ધ્યેયો જેટલો તફાવત છે; અને તે તે દેશોના પ્રધાન વિચારકો, નેતાઓ, કાર્યો તેમજ પરિસ્થિતિ ઉપરથી તેનું માન બાંધી શકાય છે. આપણે જેટલા એ પાશ્ચાત્ય સંસ્કૃતિથી પલટાયા છીએ તેટલોજ તેનો પ્રતિકાર કરવામા મનગમતા ભોગો અને વિચારોનો ત્યાગ કરવો પડે એ સંભવિત છે. પણ યુરોપીય સંસ્કૃતિની જે ચમક ૧૯૧૪ પ્હેલા હતી અને તેની જે બલિહારી ગવાતી તે હવે તેના ગાયકો અને સંવાદકોના સંમોહના સ્મરણચિન્હ તરિકેજ અવશેષ રહી છે. ઇશ્વર વિનાની દુનિયા, ધર્મ વિનાની નીતિ, તેમજ અનિયન્ત્રિત વિષયવાસના અને ધનલોલુપતાની પરિણામ દશા આપણે યુરોપના દૃષ્ટાંતથી જોઇ શક્યા છીએ. તેના દૃષ્ટાંતવડે તે દુઃખરૂપ પરિણામથી બચવું એ, ચાહિયે તો, આપણા હાથમાં છે. અને તેને સારૂ પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રતિષેધ અને આપણા દેશની શિક્ષાપ્રણાલીમાં ગંભિર અને મૌલિક પરિવર્તનની પ્રવૃત્તિ વિધેય છે. આપણો ચિકિત્સાયત્ન યુરોપની નવી સંસ્કૃતિ રૂપી રોગનો પ્રતિકાર કરી આપણી ચિરંજીવી સંસ્કૃતિને સુરક્ષિત કરવા તરફ હોવો જોઇએ. આવા સુસ્પષ્ટ મૂલમંત્ર વિનાની પ્રવૃત્તિમાં ભૂલો થયે જાય છે, અને એ મૂલમંત્રના બળવડે પ્રેરાતી પ્રવૃત્તિમાંજ ભવિષ્યના ભયને અવ-કાશ નથી, અને હેય ઉપાદેય સુસ્પષ્ટ હોવાથી બધો માર્ગ સુપ્રકા-શિત થઇ જવા સંભવ છે.



થાય છે તેનું તારણ નીચે પ્રમાણે નીકળી શકે છે:—

(૧) આર્ય ભાવનાઓ અને ભારતીય સંસ્કૃતિ તરફનો પ્રેમ ઓછો અથવા મોળો થાય છે.

(૨) પાશ્ચાત્ય સંસ્કૃતિ તરફ અને તેને અંગે ત્યાંની પ્રજાઓ અને પ્રવૃત્તિઓ તરફ સહજ વલણ અને પક્ષપાત ઉત્પન્ન થાય છે.

(૩) ધનમાં અત્યાસક્તિ, કામ, ક્રોધ, વિદ્વેષ ઇત્યાદિ આસુરી સંપત્તિ વૃદ્ધિ પામે છે અને સ્વાર્થત્યાગ, સહનશીલતા ઇત્યાદિ દૈવીસંપત્તિ ઘટતી જાય છે.

(૪) મોજશોખની વૃત્તિ વધે છે અને વિલાયતી વસ્તુઓમાં રસિકતાની ખોટી માન્યતા ઉભી થાય છે અને જીવનવ્યવહાર ખર્ચાળ થતો જઇ બોજો વધતો જાય છે.

(૫) દારૂ ઇત્યાદિ વ્યસનો અને ચાહ ઇત્યાદિ નાનાં વ્યસનો વધે છે, અને પ્રજાની શારીરિક સંપત્તિ ક્ષીણ થતી જાય છે.

(૬) ધર્મ અને નીતિ તરફની તેમજ લગ્નની પવિત્રતા તરફની વૃત્તિઓ ઢીલી થઇ જાય છે.

(૭) બુદ્ધિવાદના પ્રબળથી મનુષ્યના માનસિક તેમજ બાહ્ય-જીવનમાં સંશયબુદ્ધિ અને તેના હાનિકારક પરિણામો વધતાં જાય છે.

સહેજ સમજાશે કે આ નાની યાદીમાં મોટી અને મુદ્દાની બાબતોનો સમાવેશ થાય છે. પાશ્ચાત્ય કેળવણી પામેલાઓમાંના સારા દાખલાઓ ટાકવામાં આવે તો તેને એટલોજ પ્રત્યુત્તર બસ છે કે તેઓ નવી કેળવણીને લીધે નહિ પણ તે છતાં, ધાર્મિક અથવા નૈતિક બળવાળા થયેલા છે એમ સમજવું જોઇએ. હિન્દુઓને હિન્દુઓની અને મુસલમાનોને મુસલમાનોની ધાર્મિક સંસ્કૃતિઓમાંથી ઉખાડી નાંખવાનું પાશ્ચાત્ય શિક્ષાનું વલણ છે. જે પ્રજા પોતાની સંસ્કૃતિ ખુએ છે તે પ્રજા પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થાય છે. સંસ્કૃતિનો નાશ તે એક રીતે પ્રજાનોજ નાશ ગણી શકાય. અને તેમાં વળી આર્યોની સંસ્કૃતિ, જેમાં સમગ્ર દુનિયાની આશા અને ભવિષ્યની

શાન્તિ રહેલી છે અને જેમાં અનંત જીવનશક્તિ ભરેલી છે તેની તો કિંમત કોણ આંકી શકે? તેના નાશમા આપણીજ હાનિ નથી પણ દુનિયાની હાનિ છે; આપણીયે હાનિજ નહિ પણ આપણો નાશ છે. કારણ કે નવી આસુરી સંસ્કૃતિમા નાશનાં ઉગ્ર બીજકો સ્વતઃ-સિદ્ધ રહેલાં છે.

આપણી પુરાતન સંસ્કૃતિ અને આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિનો ભેદ સુસ્પષ્ટ છે. દૈવી અને આસુરી ધ્યેયો જેટલો તફાવત છે; અને તે તે દેશોના પ્રધાન વિચારકો, નેતાઓ, કાર્યો તેમજ પરિસ્થિતિ ઉપરથી તેનું માન બાંધી શકાય છે. આપણે જેટલા એ પાશ્ચાત્ય સંસ્કૃતિથી પલટાયા છીએ તેટલોજ તેનો પ્રતિકાર કરવામા મનગમતા ભોગો અને વિચારોનો ત્યાગ કરવો પડે એ સંભવિત છે. પણ યુરોપીય સંસ્કૃતિની જે ચમક ૧૯૧૪ પ્હેલા હતી અને તેની જે બલિહારી ગવાતી તે હવે તેના ગાયકો અને સંવાદકોના સંમોહના સ્મરણચિન્હ તરિકેજ અવશેષ રહી છે. ઇશ્વર વિનાની દુનિયા, ધર્મ વિનાની નીતિ, તેમજ અનિયન્ત્રિત વિષયવાસના અને ધનલોલુપતાની પરિણામ દશા આપણે યુરોપના દૃષ્ટાંતથી જોઇ શક્યા છીએ. તેના દૃષ્ટાંતવડે તે દુઃખરૂપ પરિણામથી બચવું એ, ચાહિયે તો, આપણા હાથમાં છે. અને તેને સારૂ પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રતિષેધ અને આપણા દેશની શિક્ષાપ્રણાલીમા ગંભિર અને મૌલિક પરિવર્તનની પ્રવૃત્તિ વિધેય છે. આપણો ચિકિત્સાયત્ન યુરોપની નવી સંસ્કૃતિ રૂપી રોગનો પ્રતિકાર કરી આપણી ચિરંજીવી સંસ્કૃતિને સુરક્ષિત કરવા તરફ હોવો જોઇએ. આવા સુસ્પષ્ટ મૂલમંત્ર વિનાની પ્રવૃત્તિમાં ભૂલો થયે જાય છે, અને એ મૂલમંત્રના બળવડે પ્રેરાતી પ્રવૃત્તિમાંજ ભવિષ્યના ભયને અવ-કાશ નથી, અને હેય ઉપાદેય સુસ્પષ્ટ હોવાથી બધો માર્ગ સુપ્રકા-શિત થઇ જવા સંભવ છે.



# આર્થિક સ્થિતિ ને સાદું જીવન.

આપણી આર્થિક અને ઔદ્યોગિક પરિસ્થિતિ વિષે વિચાર કરતાં કેટલાક પ્રશ્નો આપણને સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે પરદેશથી જે બધો માલ આવે છે તેની આપણને જરૂર છે? હિંદને જે ખાસ ઉપયોગની અને જરૂરની જમીનની પેદાશો હોય તે શા માટે વિલાયત મોકલી દેવી જોઇએ? પરદેશની સફાઈદાર ચીજો અને વિલાયતની નવી સગવડો દાખલ કરવામાં આપણને અને દેશને જેટલી પૈસા સંબંધી તથા અન્ય હાનિ થાય છે તેના પ્રમાણમાં આપણે વધારે સુખી છિયે ખરા? વિલાયતી ચીજો અહીં બનાવવાના ઉદ્યોગોમાં જે શ્રમ, ખર્ચ તથા હાનિઓ થાય છે તેના પ્રમાણમાં આપણને લાભ છે ખરો? અને અત્યારે જે પ્રયત્નો કરવામાં આવે છે તેથી ખરી રીતે આપણી વસ્તીના મોટા ભાગની સ્થિતિ સુધરશે ખરી? કે અત્યારની પ્રવૃત્તિઓમાં કંઇક ભૂલ છે?

સરજેમ્સ બકીંગહામે સંસ્થાનોની પરિષદ્ સંબંધી તેમના ભાષણમાં બતાવ્યું છે કે ઇંગ્લાંડનાં બધાં સંસ્થાનો કરતાં હિંદુસ્તાન ઈંગ્લાંડનો વધારે માલ ખરીદે છે; અને દિવસે દિવસે તેમાં વધારો થતો જાય છે. હવે પ્રશ્ન એ છે કે આપણે ખરી રીતેજ ગરીબ છિયે, તો આટલી બધી ખરીદીઓ કરવાની અને વધાર્યે જવાની આપણને કોણ જરૂર પાડે છે? આપણે પરદેશથી સવાઅબજ રૂપિયાનો માલ ખરીદીયે છીએ (ઇ. સ. ૧૯૦૯). આપણે ધારિયે તો આમાંથી કેટલા બધા રૂપીઆ હિંદને સારૂ બચાવી શકિયે? અને દુષ્કાળોમાં હિંદના ગરીબ લોકોને મદદ કરવાની આપણી શક્તિ કેટલી બધી વધે? આમ છતાં પણ આપણને કોઇ વૃત્તિઓ આ ઇષ્ટ માર્ગમાં પ્રેરાવા દેતી ન હોય તો આપણે કંઇક મહામોહને

કોઇક અપૂર્વ વિનિપાતને કંઇક વિચિત્ર બુદ્ધિવ્યામોહને પ્રાપ્ત થયા છિયે એમ માનવાને કારણ નથી ? હિંદુસ્તાનમાં ઓછામાં ઓછા ૬૫ ટકા એટલે ૧૮ કરોડ માણસો ખેતી ઉપર આધાર રાખે છે. નવી પદ્ધતિના ઉદ્યોગોમાં આમાંનાં કેટલાં માણસો રોકાવા સંભવ છે ? ઉપરની સંખ્યાનો વિશ્વાશ પણ તેના ઉપર આધાર રાખી શકે એ કેટલાક વખતને સારૂ અસંભવિત નથી ? તે વખત આવવામાં પણ ચોખ્ખી રીતે ઘણી ઘણી મુશ્કેલીઓ દેખાતી નથી શું ? અને દેશની આર્થિક સંપત્તિ, ઇચ્છિયે છિયે તેમ, આ માર્ગથી સુધરશે ખરી ? વળી જે બધા-નવા ઉદ્યોગો ખીલવવાની આશા રાખવામાં આવે છે તેને ઉભા કરવા તથા પોષાતા કરવામાં જે બધો વખત લાગે તેટલા વર્ષોને સારૂ હિંદની વધતી જતી ગરીબાઇ અટકાવવા અને હિંદમાંથી " ઘસડાઇ જતી રેલ " અટકાવવાના વધારે સીધા ઉપાયો યોજવાની શું જરૂર નથી ? કે હમણાં તો પરદેશના સંચા તથા પરદેશના નવા નવા શોખો ખરીદી તેમને ઉત્તેજન આપવાનુંજ દુરસ્ત છે ?

અત્યારની નવીન મોજશોખો અને ઉદ્યોગો તરફની પ્રવૃત્તિ એ નવી કેળવણીની ઘણી અસરોમાની એક છે. ઇંગ્રેજી કેળવણીનો પ્રસાર થવાથી ઇંગ્રેજી વિચારો પણ આ દેશમાં આવ્યા અને તે વિચારો-માંજ આપણા લોકો એટલા બધા ગાજી ગયા કે હજી પણ* તેના અનુકરણ સિવાય કોઇને બીજો રસ્તો સૂઝતો નથી. જૂના વિચારોનો સાર પકડવાની કોઈ દરકાર કરતું નથી. આપણી રાજકીય સામાજીક અને ઔદ્યોગિક હિલચાલો એ પાશ્ચાત્ય કેળવણીની અસરના ખરેખરા નમૂના છે અને આપણી શક્તિને બહુ શોભા આપે એવા નથી. જો પશ્ચિમના વિચારોની અક્કલવાળી નકલ કરવા જેટલીજ આપણામાં બુદ્ધિ હોય તો એશિયાની આ તરફની પ્રજાઓને ઓછા બુદ્ધિબળવાળી ગણવામાં આવે એમાં નવાઇ નથી. જો આપણામાં

*શ્રી. ગાંધીજીની ખાદીની હિલચાલ પ્હેલાં આ લખાયું હતું.

આપણાં પ્રજાકીય જીવનરહસ્યો સમજવા અને તેની કિંમત કરવા જેટલી પણ બુદ્ધિ ન હોય તો આપણે પતિત થયા કહેવાઇએ એમાં શું આશ્ચર્ય ? જો આપણા ઉચ્ચગ્રાહો અને આપણી કાર્યવ્યવસ્થા પશ્ચિમના વંટોળિયા પાસે છિન્નભિન્ન થઇ જાય એવાં હોય તો આપણે આપણી પુરાતન સંસ્કૃતિનું અભિમાન કરવાનું શું કારણ છે? અને જો વિત્તૈપણા અને ભોગૈષણાઓનાં ધોરણો ઇષ્ટ હોય ને કાયમને માટે એજ ગ્રાહ્ય માર્ગ હોય, જો આર્થિક સંપત્તિ એજ આપણા અંતિમ લક્ષ્ય તરીકે સ્વીકારણીય હોય તો શા માટે આપણા પુરાતન ૠષિમુનિઓના બોધની આપણે પ્રશંસા કરિયે છિયે ?

આપણા ઘણા વિદ્વાનો પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના વમળમાં ભૂલ ખાઇ જાય છે. મી. હેલ્ડેને ઇન્ટર્નેશનલ ઇકૉનૉમિક કૉંગ્રેસ સમક્ષના તેમના ભાષણમાં એક બહુ રહસ્યભેદી સૂચના કરી હતી. તેમણે જણાવ્યું હતું કે "અર્થશાસ્ત્રની પરિપાટી એ નોકર તરીકે બહુ સારી છે પણ આપણા ઉપર રાજ્ય કરવા દઇયે તો ધણી તરીકે બહુ હાનિકારક છે" ડો. ડી. એસ. રામચંદ્રરાવે પણ મદ્રાસમા ગયા માર્ચ માસમાં એક ભાષણમાં જણાવ્યું હતું કે પાશ્ચાત્ય અર્થશાસ્ત્રની પદ્ધતિને હિંદમા લાગુ પાડવી એ મોટી ભૂલ છે અને તેજ દિવસની સભામાં સર સુબ્રમણ્ય આયરે અર્થશાસ્ત્રના સિધ્ધાંતોનું એકદેશીત્વ અને ન્યૂનત્વ ધ્યાનમા રાખવાની ખાસ સૂચના કરી હતી. તાત્પર્ય એ છે કે તે કહેવાતા અર્થશાસ્ત્રના સિદ્ધાંતો વાસ્તવિક રીતે સર્વદેશીય નથી. તે શાસ્ત્રના નિયમો ઘણે ભાગે અમુક દેશના અમુક કાળના અમુક બનાવોનું અવલોકન કરીને તારવી કાઢેલાં તારણો છે અને તે શાસ્ત્ર કેટલાંક એકદેશી બીનજરૂરી મંતવ્યોને સ્વીકારીને આગળ ચાલે છે.

ઓન. રેવરંડ જેમ્સ એડર્લીએ થોડા વખત પહેલાંજ બર્મીંગહામમાં તેમના દેશીઓ પ્રત્યે કહ્યું હતું કે "આવદાની નહિ પણ આચરણ એ જીવનનો લક્ષ્ય છે એ સિદ્ધાંત અત્યારના ગરીબ અને

તવંગર બધા લોકોના મનમાં ઠસાવવાની જરૂર છે અને ઇંગ્લાંડમાં નવું સંસારિક જીવન ઉત્પન્ન કરવાને વાસ્તે એજ ઉચ્ચગ્રાહ યથાર્થ છે." ધનાઢ્યો પણ એજ મત તરફ આવતા જાય છે. ઉદાર ધનાઢ્ય મી. કાર્નેગીએ વર્તેલું નીચેનું ભવિષ્ય મી. સ્ટેડ સોનેરી અક્ષરે દુનિયાંની સમક્ષ મૂકવા સૂચવે છે "વખત જતાં ધનનીજ સમૃદ્ધિ વાળા મનુષ્યને મનમાં પ્રત્યક્ષ થશે કે ડાહ્યામા ડાહ્યા માણસોના મનોદેશમા વિદ્વાનો અને ધંધાર્થીઓ જોડે તેની પંક્તિ નથી. બુદ્ધિમા તે ચોખ્ખી રીતે નિકૃષ્ટ કોટિમાં છે અને ભવિષ્યમા બુદ્ધિ એ પૈસાથી ઉન્નત અને આચરણ એ વળી તે બન્નેથી ઉત્કૃષ્ટ પદવી ભોગવશે.'

વાસ્તવિક રીતે પ્રવૃત્તિ એ અગ્રાહ્ય નથી પણ શાન્તિ અને સુખના હેતુરૂપ થાય એવી પ્રવૃત્તિ સુજ્ઞ જનોને ઇષ્ટ છે. ધન એ અનિષ્ટ વસ્તુ નથી પણ ધનની અતિલાલસા જે તેના કર્તાને દુઃખ, દોષ અને શ્રમના કારણરૂપ છે તે જનસમુહને પણ ઘણી હાનિકારક છે.

દુનિયાના ઇતિહાસમાંથી જણાય છે કે ઉદ્યોગના મોટા મોટાં કારખાનામાંજ પ્રજાઓની મહત્તાનું કારણ સમાયેલું નથી. રોમમાં, કાર્થેજમાં, ગ્રીસમાં, અત્યારના જેવાં કારખાનાઓ ક્યાં હતાં? ચીન, ઇરાન અને ટીબેટ પરદેશનો વેપાર માથે કર્યા વિના ક્યાં નષ્ટ થયાં છે? આપણા પૂર્વ તરફના દેશોનો વેપારજ કેટલી બધી પ્રજાઓના હાથમા ફરી ગયો છે? યુરોપમાજ ઔદ્યોગિક સત્તાનું બળ કેવું ઘડીમાં આ પ્રજાના અને ઘડીમાં બીજી પ્રજાના હાથમાં જાય છે? અમેરિકા અને જાપાને વળી નવું તોફાન મચાવી યુરોપને કેવો ગભરાટમાં નાંખી દીધો છે? વિચારવાન મનુષ્યને આમાથી તરત સમજાશે કે ઉદ્યોગની સત્તા અસ્થાયી છે. જે તેના ઉપર ખાઇપીને મંડયા રહે તે તેમાં ફાવી શકે છે અને તે છતા પણ બધા તેવી પ્રવૃત્તિમાં મંડે તો પાછો ફતેહનો આધાર બીજાં ઘણાં કારણો ઉપર હોઇ પરિણામ અનિશ્ચિત રહે છે. વળી આ આર્થિક પ્રવૃત્તિમાં પ્રજાએ પોતાનું

સર્વસ્વ અર્પણ કરવા તરફ દોરનારી નીતિ સ્વીકારવી કે નહિ એ મહાન અને દીર્ઘગામી પ્રશ્ન ઉભો થાય છે, અને આધુનિક ઔદ્યોગિક પ્રવૃત્તિનાં અમેરિકા અને યુરોપમાં દશ્યમાન થતાં પરિણામોને સારૂ આપણે તૈયાર છિયે કે નહિ એ પણ એક પ્રશ્ન આપણા આગળ આવે છે. પણ તે તરફ નજર કર્યા વગર અથવા તેને દૂર કરવાની આશાએ વખતે આપણે તેમાં ઝંપલાવવા ઇચ્છિયે તો પણ આપણા વિચારો, આપણા ઉચ્ચગ્રાહો અને આપણા સંજોગો આપણને તેમાં પડવાને કેટલી યોગ્યતા આપે છે અને ચાલતા પ્રવાહમાં તણાવાનું કે મનુષ્ય જીવનના પરમ હેતુઓ સાધવાને અનુકૂળતાઓ ચાલુ રાખવાનું આપણી પ્રજાનું કર્તવ્ય છે એ મહાન પ્રશ્ન ઉભો રહે છે.

આપણા આટલા આટલા પ્રયાસે પણ હજી આપણી નવી જરૂરિયાતો અને મોજશોખોના પ્રમાણમાં આપણે કાંઇ કરી શક્યા નથી તથાપિ કદાચ મહા પ્રયત્ને લાંબે સમયે આપણા દેશમાં આછાં આછાં અને ભપકાદાર લૂગડાં, ચળકતાં ચામડાં, કાચનાં સુશોભિત વાસણો, ઇલેક્ટ્રીક પંખા, અને ફાઉન્ટન પેનો બનાવવાને શક્તિમાન થઇએ એમ આશામાં આપણને એકદમ એકે શ્વાસે ઉદ્યોગોમાં મંડવા કહેવામાં આવે છે. પણ વસ્તુસ્થિતિ જોઇએ તો આ ઉદ્યોગનીતિમાં અથાગ શ્રમ, અત્યંત ખર્ચ અને અનિશ્ચિત પરિણામજ દેખાય છે જ્યાંસુધી આપણે ડોળને અને મોજશોખની વૃત્તિઓને ન તોડિયે ત્યાંસુધી આપણા પરાભવનું ખરૂં મૂળ છેદન થતું નથી. સુંદર કાપડ અને ચળકતા ચામડા સારૂ મથીને તેમાં સ્થિતિ કાંઇક ઠેકાણે આવવા જેવું થાય છે ત્યાં મોટરકારો, ફોનોગ્રાફો, ટાઇપ રાઇટરો, સાઇકલો વીગેરે પરદેશ પૈસો ઘસડનારાં નવાં સાધનોને આવકાર મળે છે અને અંતે સરવાળે હતા ત્યાંને ત્યાં આવી રહિયે છિયે. અત્યારનાં સૂત્રો આ પરિણામને પામે છે.

મી. એ. કે. કુમારસ્વામી 'ઇંડિયન રિવ્યુ', (જાન્યુઆરી) માં બતાવે છે કે વિલાયતી માલમાંથી લગભગ નેવું ટકા જેટલો

માલ કાં તો નકામો, કાં તો બેડોળ, કાં તો બેડોળ ને નકામો એય હોય છે. તેઓ કહે છે કે "જે આપણે સ્વીકારવા જેવી ચીજો છે તે બનાવવાને સારૂ આપણા દેશની પેદાશ તથા લોકોનાં વલણ અનુકૂળ છે અને કેટલીક ચીજો આપણે લેવા લાયક નથી તે ચીજોને સારૂ બીજા દેશોને તેમની સામગ્રી વધારે અનુકૂળ છે. તેઓ કહે છે કે યુરોપીય મોજશોખની ચીજો જેનો આપણે નકલ કરવાની વૃત્તિથી સ્વીકાર કર્યો છે તેમાંની ઘણીખરી તદન બીનજરૂરની અને કેટલીક ચોખ્ખી રીતે નુકશાનકારક છે અને તેને હિંદુસ્તાનમાં બનાવવી કે જે યુરોપમાં બનાવવાના કરતાં વધારે ખોટું છે તેના કરતાં તે વગર ચલાવવામાં જ આપણે ખચીત વધારે ડાહ્યા ગણાઇશું." તેમના જોવામાં આવેલો હિંદના એક રાજાનો રમુજી દાખલો તેઓ આપે છે. તે રાજાએ એક યુરોપીઅન મિત્રને પોતાનું રાચ-રાચીલું બતાવીને પુછ્યુ કે તમે મારા જૂના મિત્ર છો અને તમે મારા મહેલમાં ફરીને જે વિલાયતી ચીજો ગ્રહણ કરવા જેવી ન હોય અને જે યુરોપીયનોમાં હાસ્યને પાત્ર થતી હોય તે બધી કાઢી નાંખો. પરિણામ એ આવ્યું કે બે લાખ રૂપિયાનો નકામો માલ કલકત્તામાં લીલાઉથી વેચી નાખવામા આવ્યો.

વાસ્તવિક રીતે આપણા સામાન્ય લોકોની પસંદગીનાં ધોરણમાંજ બગાડો થયેલો નજરે પડે છે. આપણી કહેવાતી સગવડો અને શોખને ટુંકાવવાને બદલે આપણા લોકોને નવા હુન્નરોના ઉદ્યોગોમાં નાંખવા એ વધારે મહેનતવાળો, વધારે વમળોમાં નાંખનારો અને વધારે હાનિકારક, રસ્તો નથી શું? અને મોજશોખની વૃત્તિને ઓછી કરવી* આપણા સામાજિક જીવનની જૂની સાદાઇ કાયમ રાખવી અને મોજશોખની વસ્તુઓની

* સ્વદેશી હિલચાલની આટલી ફતેહનું કારણ એ છે કે તેમાં ચલાવી લેવાની વૃત્તિનું અને શોખ અને ડોળની વૃત્તિઓને જતી કરવાનું તત્ત્વ કંઈક અંશે સમાયેલું છે.

દરકાર ન કરવી એ શું પ્રશસ્ત માર્ગ નથી ? આપણી આબાદાની પાછી મેળવવાને પરદેશમાં જતી પૈસાની રેલ અટકાવવાને અને પ્રતિસ્પર્ધિઓનાં સર્વ હથીઆરો તોડવાને એનાથી બીજું કીયું વધારે સત્તાવાળું અને એકપરિણામી શસ્ત્ર હોઇ શકે ? જો એમ ધારવામાં આવે કે આમ બનવું બહુ અસંભવિત છે તો તે યથાર્થ નથી.

પરદેશી માલને ધિક્કારવાની અને સ્વદેશીને ચાહવાની લાગણી ઉત્પન્ન કરવામાં, નવા ઉદ્યોગો ઉભા કરાવવા તેમને જાળવવા તથા યોગ્ય લાભ આપે તેટલી સ્થિતિએ પહોંચાડવામાં અને તેને ઉત્તેજનથી અને સ્વાર્પણથી ટકાવી રાખવામાં જેટલો યત્ન કરવામાં આવ્યો છે અને આવે છે તેટલો યત્ન જો આ લક્ષ્ય ઉપર કરવામાં આવ્યો હોત તો આપણે અસાધારણ અને મહાન પરિણામો ક્યારનાએ પ્રાપ્ત કરી શક્યા હોત. બેકન સૂચવે છે કે પ્રયત્ન કરવાની દિશા ખરી હોવા ઉપર હેતુની સફળતાનો મોટો આધાર છે. આ દિશામાં કામ કરવાથી ઘણાં સારાં અને તાત્કાલિક પરિણામો આવે. એનાં ઘણાં કારણો છે. આ દેશના ગરીબ લોકોને ખર્ચાળ રસ્તાઓમાં ફતેહ પામવું બહુ મુશ્કેલ પડે છે, તેઓ વસ્તુઓની વધારે કિંમત આપવા કરતાં તે છોડી દેવાને વધારે તૈયાર છે અને આ માર્ગ લોકો સ્વીકારે તેનાં ઘણાં રાજકીય, નૈતિક, ધાર્મિક અને સ્વાભાવિક કારણો છે. કેવળ ધનપરાયણ જનોને દેખીતો આ માર્ગ વખતે નાપસંદ પડે પણ તેમને તે ખરી રીતે સરવાળે હાનિકર્તા નથી.

માણસોએ કાલ્પનિક જરૂરિયાતો અને મોજશોખની ચીજો ઓછી કરવી એ ઇષ્ટ છે એ બાબતમાં પશ્ચિમના તેમજ પૂર્વના સંખ્યાબંધ ડાહ્યા અને દૂરદર્શી વિદ્વાનો સંમત છે. એ મત ટૉલસ્ટોયના પોતાનાજ જોરભર્યાં શબ્દોમાં મૂકું છું:—

Simplify, Simplify, Simplify. Instead of three meals a day, if it be necessary, eat but one; instead of a

hundred dishes, five, and reduce other things in proportion.

આપણને વ્યાજબી રીતે કહેવામાં આવે છે કરવાનું ઘણું છે; આપણે કર્યું છે તે તેના પ્રમાણમા કાંઇજ નથી. યુરોપની હારમાં આવવાની સ્થિતિને સારૂ આપણે અથાગ મહેનત, અથાગ પૈસો; અને ઘણી સગવડોનો ભોગ આપવો પડવાનો; ઘણી ખંત, ધીરજ, દ્રઢતા, હિંમત અને સ્વાર્પણ રાખવાનાં. અને ત્યારે પણ આપણી ફતેહનો વીમો કોઇ ઉતારતું નથી. એતો લડાઇને સારૂ તૈયાર થવામાં આટલું. ખરી લડાઇ તો પછી. તેમાં હારજીત પાછી પરમેશ્વરને હાથ. કયો વિચારવાન અને વિવેકી મનુષ્ય વિચાર કર્યા પછી આ નીતિનો આપણી સમગ્ર પ્રજાને સારૂ સ્વીકાર કરે? જો આપણે આટલો બધો ભોગ આપીને પણ છેવટ અસંતોષ અને આપણી બધી સત્તાઓના વ્યય કરાવનાર ઔદ્યોગિક વિગ્રહમાંજ જોડાવાનું હોય તો તે લક્ષ્ય આપણે ગ્રાહ્ય છે કે નહિ એ શું વિચારણીય નથી? અને છેવટ જો સુખને અર્થે સંતોષ અને શાન્તિનો સ્વીકાર કરવો પડે તેમ હોય તો પ્રથમથીજ વિશેષકામના ત્યાગનો-સ્વાર્પણનો નહિ પણ અપ્રાપ્તનો ત્યાગ કરવાનો સ્હેલો રસ્તો શા માટે ન સ્વીકારવો? આપણે એવી જાળ બનાવવાની શી જરૂર છે કે જેમાં આપણે પોતેજ ફસાઇ પડીએ?

જો આપણે આપણી ભૂમિમાં ઉત્પન્ન થતું અનાજ અને શાકભાજી આપણા જૂના માટીના ચુલા ઉપર રાધીને ખાઇએ, જો આપણે આપણી પવિત્ર ગાયના દૂધ ઘીને બળ અને તેજ આપનાર ખોરાક તરીકે આપણે સારૂ સ્વીકારિયે, જો જરૂર જેટલાં સાદાં ત્રાંબા પિત્તળનાં વાસણોથી આપણો વ્યવહાર ચલાવિયે, સાદાં અને ટકાઉ લુગડાંને ટાઢ તડકાથી રક્ષણને તેમજ મલ્હાજાને સારૂ પૂરતાં ગણિયે, જૂની ઢબનાં સાદાઇવાળાં ઘરોમાં રહેવામાં સંતોષ માનિયે, વિલાયતી દીવાને બદલે સોંઘા દેશી દિવાથી

ચલાવિયે, દેશી ચામડાના ટકાઉ સાદા જોડામાં ન્હાનમ ના માનિયે, વિલાયતના લોકોની પેઠે વેપારીઓ જે ફેશનમાં દોરે તેમાં ન દોરાઇયે, જો આપણે બધી રીતે આપણો વ્યવહાર એકંદરે સામાન્ય રાખી વિશેષ કામના અને નવી ઉપાધિઓમાં ન પડિયે, રસ્તાઓ, ગાડી ઘોડા, બળદ, કુવા, વાવો, તળાવો, ધર્મશાળાઓ અને સેંકડો વર્ષોથી કાયમ ચાલતી આવેલી સગવડોમાં સંતોષ માનીએ, જો આપણે ધનની લાલસાવાળાઓની હાજતો પૂરી પાડવા પૈસો પરદેશ ઘસડનારી સગવડોની જરૂર ન સ્વીકારીએ તો પરદેશીઓની કારીગિરી, તેમના સંચા, તેમની ટેરીફ-જ્યાં સુધી નામદાર અંગ્રેજ સરકાર આપણા જાનમાલનુ રક્ષણ કરે છે ત્યાસુધી – આપણને શું કરી શકે? મનુષ્યના પરાજયનું મૂળ તેના પોતાનામાંજ છે અને ડહાપણની નીતિ ખરો વિજય તેના પોતાના હાથમાજ લાવી મૂકે છે.

રૂસોએ બતાવ્યું છે કે હુન્નરઉદ્યોગો મનુષ્ય વૃત્તિઓનાં ખરાબમાં ખરાબ તત્ત્વોમાંથી ઉદ્ભવ થાય છે ને તેને પોષે છે; પછીનો ઇતિહાસ બતાવે છે કે ખરાબમા ખરાબ તત્વોની તે વૃદ્ધિ કરે છે. ક્ષુદ્ર વિત્તૈષણા અને ભોગૈષણામાંથી તે જન્મ પામે છે. કામના, મોહ અને મદની વૃત્તિઓને તે પોષે છે અને લોભ, ક્રોધ, વૈરભાવ વિગેરે અનિષ્ટ આસુરી સંપત્તિઓને તે ઉછેરે છે. મનુષ્યો કામક્રોધાદિ શત્રુઓને ખુશી કરવા જતાં તેમની જાળમાં ફસાઇ પડી પરતંત્ર રહે તો એમાં શું આશ્ચર્ય? એમાં કોનો દોષ?

આર્યાવર્તના ઇતિહાસનો આ બારીક સમય છે. આપણી વ્યવહારિક સ્થિતિમાં યોગક્ષેમની આવશ્યકતા છે. અર્થાત્ આપણે આર્થિક આબાદાની મેળવવાની જરૂર છે અને તેના એકલક્ષી દીર્ઘ દૃષ્ટિવાળા સુગમ માર્ગો યોજવાનું દેશહિતૈષીઓનું કર્તવ્ય છે; અને દેશહિતની યોજનાઓનો પણ એજ હેતુ હોવો જોઇએ.

મી. પી. એન. બોસ તેમની અંતરની લાગણી દર્શાવનારો એક નાનો બનાવ આપણી પાસે રજુ કરે છે. તેઓ જણાવે છે કે

એ ત્રણ વર્ષ ઉપર તેમને એક અમેરિકન વિદ્વાન જોડે વાતચિત થઇ હતી, તેમાં તેમણે તેને પૂછ્યું કે આ તમારી ઔદ્યોગિક નીતિનું લક્ષ્ય શું છે તે વ્યવહારકુશળ ગૃહસ્થે જવાબ આપ્યો "તે તો મને કાંઈ સમજાતું નથી પણ હું તો એટલું જાણું છું કે ચક્ર ફરે જાય છે અને જે આવે તેને પીલતું જાય છે."

ખરો ખુલાસો એ છે કે ત્યાં બધા માણસોને અત્યંત ધનલાલસા અને ભોગેષણા ઉત્પન્ન થઇ છે. દરેક માણસ હરેક પ્રકારે વધારે પૈસો મેળવવા પ્રયત્ન કરે છે. કોઇ નવી શોધથી, કોઇ નવો સંચો બનાવીને, કોઈ ખાણો ખોદીને, કોઇ નવાં કારખાનાં કાઢીને, કોઇ પરદેશ માલ ખપાવીને, અને તે સિવાય બીજા ઘણા ઇષ્ટ અનિષ્ટ રસ્તાઓથી માણસો પૈસો ભેગો કરવા ઉપડયા છે અને તેને પરિણામે દેશમાં ઉદ્યોગો વધે જાય છે અને નવી નવી શોધો, સંચાઓ અને યુક્તિઓ નીકળે જાય છે. વિત્તૈષણાથી વસ્તુઓની નીપજ વધે જાય છે અને ભોગેષણા તેની માગણી ઉભી કરે છે. અને તેને સારૂ ધનને અર્થે લોકો ફાંફાં મારે છે. જોનાર ત્યાનો અત્યંત ઉત્સાહ, ત્યાંની વિદ્યાકળા, ત્યાંનું સાહસ જોઇ મોહિત થઇ જાય છે અને ત્યાંની નૈતિક અને સામાજીક અધોગતિ જોઇ વિચારમાં પડી જાય છે. અને પોતાની કાલ્પનિક સૃષ્ટિમાં ત્યાંના દોષો વિનાની ત્યાના જેવી સંવૃદ્ધિ ખડી કરી તેની પોતાના દેશને સારૂ ચાહના કરે છે. વાસ્તવિક વાત એમ છે કે ત્યાંની જડ સંવૃદ્ધિ અને સમૃદ્ધિ એ મનુષ્યોના વિકારોના પ્રકોપનું પરિણામ છે અને મનુષ્યજાતિના ખરા સુધારાને અને તેને બહુ થોડોજ સંબંધ છે. વળી જયારે જોનાર તેમને તેમની દોલતને લીધે સુખશાન્તિવાળા ધારે છે ત્યારે વાસ્તવિક રીતે તો તેઓ મહા વમળમાં ગુંથાઇ ગયેલા હોય છે. તેમને શાન્તિ હોતી નથી અને "અશાન્તને સુખ કયાંથી હોય?" તેમનામાંના કેટલાકને ન છૂટકે ત્યાંના ઉગ્ર પ્રવાહમાં જોડાવું પડયું છે જીવનવૃત્તિ કઠિન થઇ પડી છે અને ખરા સ્વાભાવિક આનંદો તો તેમને સ્વપ્ને પણ

દુર્લભ થાય છે; તેથી કૃત્રિમ આનંદાભાસોમાં તે લોકો બિચારા જોડાય છે; બીજામાં જીવ ઘાલી પોતાની મુસ્કેલીઓ અને દુઃખોને ભૂલી જવા પ્રયત્ન કરે છે અથવા મદિરાપાનથી પોતાની વૃત્તિઓને કુંઠિત કરી દે છે. જે સમજુ મનુષ્યો ત્યાંની રાજસી પ્રવૃત્તિઓનાં રહસ્યો સમજી શકે છે તેમને ત્યાંની સ્થિતિમાં કંઈજ આશ્ચર્ય જણાતું નથી. મનની તુચ્છ લાલસાઓને યથેષ્ટ રીતે પૂર્ણ કરવાની નીતિનું પરિણામ બીજું શું હોઈ શકે? અનિષ્ટ કારણનું કાર્ય અનિષ્ટ નીવડે એમાં શું આશ્ચર્ય? અને આમજ ઈચ્છાનુસાર ગમે તેવી પ્રવૃત્તિથી જો શુભ પરિણામો પ્રાપ્ત કરી શકાતાં હોત તો સર્વ દેશના દેવ સમાન પૂજાતા ધર્મવિદ્ અને કાળદર્શી મહાપુરૂષો મનુષ્યોને શુભ પ્રવૃત્તિ અને ધર્મમય જીવનમાં શા સારૂ યોજત?

અત્યારની હિંદની આર્થિક સ્થિતિ સંતોષકારક નથી એ નિર્વિવાદ છે. પણ કાર્લાઇલ કહે છે તેમ એક ખોટું ટાળવા જતાં બીજું ખોટું આપણે દાખલ ન કરિયે એ ધ્યાનમાં રાખવાનું છે. તેની મનોવેધક ભાષામાં તે લખે છે કે "જ્યાં તમને દુઃખ કરનારૂં ખોટું દેખાય તેનો નાશ કરો, ખોટાની સ્થિતિ નાશને સારૂજ છે. તે દરમિયાન કેવા જોસ્સાથી તમે તેમ કરશો તેનો પુખ્ત વિચાર કરજો. ધિક્કારથી અને ઉભાંગડ સ્વાર્થી ભાંગતોડથી નહિ પણ હૃદયની નિર્મળતામાં પવિત્ર લાગણીથી ધીમેથી અને કોમળતાથી તમે તેમાં યોજાજો. એક ખોટાનો નાશ કરીને તેની જગ્યાએ અવિવેકથી બીજા વધારે ખોટાના આલાપરૂપ નવું ખોટું દાખલ કરશો નહિ કે જેથી તમારા કાર્યનું પાછળનું પરિણામ પ્હેલાંની સ્થિતિ કરતાં વધારે અનિષ્ટ નીવડે."

આપણો હિંદુસ્થાન રસાળ અને ફળદ્રુપ છે. આ દેશની નદીઓ, ખીણો, ખાણો અને પશુઓ હિંદના વતનીને તેની સામાન્ય ઉપાધિઓને અર્થે પુષ્કળ છે. હિંદનો વિસ્તીર્ણ પ્રદેશ પોષી શકે તેથી વધુ વસ્તી હિંદુસ્તાનમાં થઇ ગઇ નથી અને જમીનની પેદાશ હજી ઘણી વધારી શકાય તેમ છે. આર્યાવર્ત પાસેથી મહાન આશાઓ

રખાય છે. તે આશાઓ ફળીભૂત કરવી કે નવા નવા પ્રવાહમાં પ્રવર્તવું એ પ્રશ્ન આપણી પાસે આવ્યો છે. આપણી પ્રજાએ પોતાના પ્રાચીન અને મહાન ઉચ્ચગ્રાહોને માન્ય કરવા, પોતાનું ધર્મમય જીવન સતેજ કરી પરમ પુરૂષાર્થ તરફ લક્ષ્ય રાખવું, સાદાઇ અને કરકસરને દૃઢપણાથી જાળવી રાખવાં, સાંસારિક જરૂરિયાતો થોડી રાખી પોતાની મેળેજ ઉદ્યોગોવડે તે પુરી પાડવી અને દેશની વધારાની ઉપજના થોડા ભાગવડે પરદેશની ખાસ ઉપયોગી અને લાભદાયક વસ્તુઓ ખરીદવીઃ—આનેજ ભવિષ્યમાં આપણા સુજ્ઞ વિચારકો આપણી પ્રજાને સારૂ પરમ હિતકારક માર્ગ તરીકે સ્વીકારશે એમ આશા રહે છે. આર્યોની વૃત્તિઓ, તેમનાં સાધનો, તેમની બુદ્ધિ, તેમની પરંપરા અને તેમના આદર્શો આશા આપે છે કે આ દેશ આર્થિક ઉન્નતિ કરતાં પણ નૈતિક, ધાર્મિક અને તત્વજ્ઞાનના વિચારોમાં દુનિયાંનું ભવિષ્યનું મધ્યબિંદુ થશે. યુરોપીય તત્વવિચારક શૉપનહોર ઝંખી કહે છે કે, "હે આર્યાવર્ત! તારા ઉમદા ભૂતકાળનું અમારા ભવિષ્યમાં પુનરાવર્તન થાઓ." મહારાજા ગાયકવાડ તેમના અનેરા ઉત્સાહ સમેત કહે છે કે, "પશ્ચિમની ઉત્કૃષ્ટ બુદ્ધિ પણ જેનાં નિરાકરણ કરી શકી નથી એવા પ્રશ્નોનું પોતાનાં તત્વજ્ઞાનમય અને આવરણ રહિત નૈતિક બંધારણોને વળગી રહીને નિરાકરણ કરવાનું, અત્યારનાં શાસ્ત્રીય ધોરણો ઉપર મજબૂત આર્થિક નીતિ રચવાનું, અને તેની સાથે તેની પ્રજાની સાદાઇ, ઉચ્ચતા અને નૈતિક તથા ધાર્મિક શ્રદ્ધા જાળવી રાખવાનું હિંદનું કર્તવ્ય હશે તો કોને ખબર છે?" તથાપિ અત્યારે તો મધુરી આશાના દિવસો છે. હિંદને ભવિષ્યમાં શેનો પ્રસવ થાય છે તે બતાવવાની સત્તા કાળે સ્વહસ્તેજ રાખી છે.



# સનાતનધર્મની રૂપરેખા.

વિચારવાન મનુષ્યો તરીકે આપણી પાસે એ મુખ્ય પ્રશ્નો આવે છે કે આપણે કર્તવ્ય શું છે? આપણે ઉપાસ્ય શું છે? અને આપણે જ્ઞાતવ્ય શું છે? આનો પ્રથમ ઉત્તર એ મળે છે કે અનાદિઅવિદ્યાથી યુક્ત પુરૂષને પોતાની મેળે જ્ઞાન સંભવતું નથી. એટલા સારૂ તત્ત્વનો જ્ઞાતા અન્યજ એનો જ્ઞાનદાતા થઇ શકે છે; અર્થાત્ ગુરૂદ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે. તથાપિ તે જ્ઞાન વિશ્વસનીય હોવાને સારૂ સર્વજ્ઞ પાસેથી શિષ્યપરંપરાદ્વારા પ્રાપ્ત થયેલું હોવું જોઇયે. આવું જ્ઞાન ઇશ્વરે આપ્યું હશે કે કેમ તે શંકા થતાં એમ ઉત્તર મળે છે કે, હા; જન્મતા પ્હેલાં માતાના ઉરમાં દૂધ ઉત્પન્ન કરનાર પરમાત્માએ અજ્ઞાન મનુષ્યને જ્ઞાનનું સાધન આપ્યું છે. અને તે વેદ છે. વેદ તેના નિઃશ્વાસરૂપ છે. તેજ વેદના અર્થને સિદ્ધ કરવા, ધર્મ વિભાગનું વિશેષ સ્પષ્ટીકરણ કરવા ઋષિ મુનિઓએ સ્મૃતિઓ રચી છે; અને ત્રિગુણાત્મક અંતઃકરણની પ્રકૃતિના વૈચિત્ર્યથી તેજ ધર્મનું સ્વરૂપ વિવિધ રીતે તેઓએ પ્રકટાવ્યું છે; જેમ ભિન્ન ભિન્ન સ્થળે રાખેલાં કેમેરા એજ મંદિરનાં ભિન્ન ભિન્ન ચિત્રો બતાવે છે. વળી એજ શ્રુતિનો અર્થ સર્વ સાધારણ મનુષ્યને સારૂ શ્રી વ્યાસ ભગવાને શ્રી મહાભારત તથા શ્રીમદ્ ભાગવતાદિમાં વિસ્તાર્યો, અને તેના જ્ઞાનભાગને વિશેષે શ્રી શંકર આદિ આચાર્યોએ બલવાન્ તર્કો વડે સિદ્ધ કર્યો. ઉત્તમ મનુષ્યોને સ્તુતિનાં સૂક્તો, યજ્ઞોની પદ્ધતિ અને વિધિનિષેધના આદેશોનીજ અપેક્ષા હતી; તે પછી વિસ્તૃત આચારનિર્ણયની આવશ્યકતા સ્મૃતિઓમાં સફલ થઇ; તદનન્તર મહાકાવ્ય રામાયણ વડે કોમળ ઉપદેશ કરાયો; તે પછી ધર્મમાં દૃષ્ટાંત સમેત આગ્રહ વડે પ્રેરવાની આવશ્યકતા પુરાણોએ પૂર્ણ કરી;

અને ત્યાર પછી આચાર્યોએ, બુદ્ધિમાત્રનો આશ્રય કરી શાસ્ત્રને વિસારનારાઓને છિન્નભિન્ન કર્યા. આ સર્વ ગ્રંથો શાસ્ત્ર કહેવાય છે અને શિરોવંદ્ય છે; તેમાં વિરોધ કંઇ નથી; ન સમજ્યાનો વિરોધ છે.

હવે ઉપર ઉપસ્થિત કરેલા ત્રણ પ્રશ્નોમાંથી પ્હેલા વિષય ઉપર શાસ્ત્રો શું કહે છે તે જોઇએ. આપણે કર્તવ્ય શું છે? આ પ્રશ્નનો ઉત્તર મેળવ્યા પ્હેલાં એટલું જાણવાનું રહે છે કે હું કોણ છું અને આ શું છે. આનો જે યથાર્થ ઉત્તર છે, તે અંતઃકરણની વિશુદ્ધિ થયા વિના બેસે એવો નથી. માટે એનો અધ્યારોપાત્મક એટલે કામચલાઉ ઉત્તર આપે છે. નિર્ગુણ, વ્યાપક ભગવાને પોતાની સદસદ્રૂપા ગુણમયી માયા નામની શક્તિથી આ ઉત્પન્ન કર્યું. પ્હેલી તે માયા અવ્યક્ત હતી. પછી તેમા રહેલા ગુણોનો ક્ષોભ થતાં મહત્તત્ત્વ ઉત્પન્ન થયું તેમાં આત્મવિજ્ઞાન હતું. તેનો વિકાર થતાં અહંકાર ઉત્પન્ન થયો. તે અહંકારમાંથી મન, બુદ્ધિ, પાંચ પ્રાણ, દશ ઇન્દ્રિય અને પાચ મહાભૂત ઉત્પન્ન થયાં અને તેમાંથી આ સૃષ્ટિ થઇ. કોઇ વિદ્વાનો બીજી રીતે પણ તત્ત્વની સંખ્યા ગણે છે તેમા એક બીજાનો એક બીજામાં સમાવેશ હોય છે માટે તેમાં ભ્રમ ન કરવો. ભગવાનની માયાને સ્વીકારીને જે વાત કહેવાની છે તેમાં આમજ છે એમ કહેવાનું બાચ્યેજ રહે છે. આ ૨૪ તત્ત્વો વડે વ્યક્તિ બની છે અને સમષ્ટિ એટલે દૃશ્ય જગત્ પણ બન્યું છે. તે સર્વમાં વ્યાપક પરમાત્મા છે. આ ૨૪ તત્વોમાં પાંચ મહાભૂતો તે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વિ છે. આ સર્વનાં અત્યંત સૂક્ષ્મ રૂપો છે અને ઘણું ખરૂં તો તે પરસ્પર મિશ્રિત અવસ્થામાં દૃશ્યમાન થાય છે. તે સર્વેના ગુણ બતાવ્યા છે. જેમકે આકાશનો ગુણ શબ્દ બતાવ્યો છે. આધુનિક વૈજ્ઞાનિકો કહે છે કે વાયુમાંજ શબ્દ સંભળાય છે. પણ આપણાજ દેશના એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિકે બતાવી આપ્યું છે, કે આપણી ઇન્દ્રિયો એવી સ્થૂળ છે કે આપણે ઘણી ચીજો જોઇ કે

સાંભળી શકતા નથી. આગળ જતાં આકાશમાં શબ્દ સંભળાય છે એમ જડી આવે ત્યાં સુધી અશ્રદ્ધા રાખવાનું કારણ નથી.

આ નિર્ણય સમજતાં આપણે સ્મરણમાં રાખવાનું છે કે આ ૨૪ તત્ત્વો જડ છે. અને તે આત્માની સત્તાએ કામ કરે છે; જેમ ડ્રાઇવરની સત્તાએ ટ્રેન ચાલે છે. મનુષ્ય પોતે આત્મા છે, બીજી બધી તેની સામગ્રી છે, તેનું શરીર છે. આ આત્મા નિત્ય છે પણ તેનાં શરીરો કાલબળવશાત્ વિકાર પામી ઉત્પત્તિ સ્થિતિ અને લયને પામે છે. તે શરીરોમાનું અત્યારે મનુષ્યનુ શરીર છે.

ત્યારે પ્હેલો આત્મા અને પછી શરીર એ ધ્યાનમાં રાખવાનું. આત્મા તે પોતાનુ સ્વરૂપ. આ આત્મા જેટલો શરીર જોડે પોતાનું ઐક્ય માની બેસે તેટલે અંશે દુઃખ ને તેથી પોતાને જુદો સમજે તે વિવેક. શરીર વખતો વખત બદલવાનું માટે મોહ મમત રાખવા લાયક નહિ.

હવે આપણે આપણું કર્તવ્ય કરવાને અંગે એ જોવાનું રહે છે, કે આપણે શું શું મેળવવું છે; તે પ્રમાણે કર્તવ્ય. મેળવવા જેવા પુરૂષાર્થ ચાર છે; શરીરી ( આત્મા ) નીચો પડતો જઇ સ્વસ્વરૂપને ભૂલી ન જાય અને સુખી થાય માટે ધર્મ; શરીર દરમિયાન શરીરનું પોષણ કરી શકે માટે અર્થ; મનની વાસનાઓ શાંત થવાને કામ; અને અનંત યોનિમાં ભટકવાનાં દુઃખમાથી છૂટવાને મોક્ષ. અર્થ એટલો સાધવો કે જેથી ધર્મને બાધ ન આવે અને કામ એટલે સાધવો કે જેથી લપટાઇ જઇ મોક્ષનો માર્ગ ચૂકી ન જવાય. આમાં સર્વથી પ્હેલો અગત્યનો ધર્મ, અને સૌથી વધારે અગત્યનો મોક્ષ. ધર્મ વિના મોક્ષ નહિ માટે ધર્મ પ્હેલો, તથાપિ મોક્ષને માટે, માટે મોક્ષથી અવિરૂદ્ધ સમજવો.

મોક્ષ તે તો શરીરના બંધનથી છૂટવાનું છે; કંઇ મેળવવાનું નથી. એટલે તેમાં નિષ્ક્રિય થવાની આવશ્યકતા. પણ ક્રિયામાં ઘણા

સમયથી યોજાયેલો પુરૂષ એકદમ નિષ્ક્રિય ન થઇ શકે માટે તેને તેનાં કર્મોનું સંયમન કરવાની શાસ્ત્રની આજ્ઞા. સર્વ કર્મોનાં વિધાનનું તાત્પર્ય મનોનિગ્રહ, નિવૃત્તી. તે નિગ્રહને સારૂ બે પ્રકારની આજ્ઞાઓ આમ કરવું તે વિધિ, આમ ન કરવું તે નિષેધ. વિધિનો પણ તાત્પર્ય નિવૃત્તીમાંઃ જેમકે આમ કરો અર્થાત બીજી રીતે ન કરશો. આ વિધિ નિષેધ પ્રમાણે આચરણ તે ધર્મ. તેથી સર્વ પુરૂષાર્થ પ્રાપ્ત થાય માટે તે સર્વથા સાધવા યોગ્ય છે.

વિવિધ પ્રકારના મનુષ્ય હોય છે માટે તેમને સારૂ વિવિધ પ્રકારનો ધર્મ. કયા કયા પ્રકારના હોય છે તેનો નિર્ણય કરવો આવશ્યક છે કેમકે તેથી ધર્મની વ્યવસ્થા થાય. જે મનુષ્ય જ્યાં છે, ત્યાંથી તેને ઉન્નત કરવો એ ધર્મનું તાત્પર્યઃ સર્વ જનો એકજ કોટિમાં ન હોય માટે ધર્મ જૂદા. મનુષ્યોના મુખ્ય પ્રકાર ચાર. સત્વગુણપ્રધાન તે બ્રાહ્મણ, સત્વરજપ્રધાન તે ક્ષત્રિય, રજતમપ્રધાન તે વૈશ્ય, તમઃ-પ્રધાન તે શૂદ્ર. બ્રાહ્મણે ધર્મનેજ સર્વાંગે સાધવો અને શીખવવો, ક્ષત્રિએ સ્વધર્મને સાધવો ને પ્રજાનું પ્રતિપાલન કરવું, વૈશ્યે સ્વધર્મ સાધવો અને દ્રવ્ય પેદા કરવું, શૂદ્રે સ્વધર્મ સાધવો અને સેવા કરવી. એટલે સર્વનાં હિતનો ઉત્કર્ષ થાય અને સમાજના સર્વ કાર્યનો નિર્વાહ થાય.

શૂદ્રે ગૃહસ્થાશ્રમમાં રહેવું, વૈશ્યે વિદ્યાભ્યાસ સારૂ બ્રહ્મચર્ય પાળી ગુરૂના આશ્રમમાં પ્હેલાં રહેવું પછી ગૃહસ્થ થવું. ક્ષત્રિએ તેટલા ઉપરાંત રાજ્યમાંથી મમતા ઉઠાડી પુત્ર યોગ્ય થાય એટલે તેને પોતાનો ભાર સોંપી વનમાં રહી ધર્મનું વિશેષ પરિશીલન કરવું. અને બ્રાહ્મણે બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ આશ્રમ ઉપરાત વૈરાગ્ય થાય એટલે સંન્યાસ લેવો. સંન્યાસમાં સર્વ સકામ કર્મનો ત્યાગ કરવો. બ્રાહ્મણે મનોનિગ્રહમાં સર્વથી વધારે પ્રયત્નશીલ રહેવાનુંઃ તેમા પ્રમાદ કરે તો સૌથી વધારે શિક્ષા. પણ ઉત્તમ સત્વનો ને ઉત્તમ કાર્યમાં યોજેલો માટે દેહાંત શિક્ષા નહિ.

મનુષ્યની પ્રકૃતિ જન્મથીજ બંધાયેલી હોય છે માટે જન્મથીજ વર્ણ વિભાગ સમજવો. તેને તેના સ્વધર્મમાં યોજવો તે યોગ્ય, સ્વધર્મમાં ન યોજાય, કર્મથી ભ્રષ્ટ થાય, તો તે ભ્રષ્ટ સમજવો. ઉંચા કર્મમાં યોજાય તો ચાલે પણ તેથી વ્યવસ્થા તૂટે તે ઠીક નહિ. વળી પોતાનોજ ધર્મ યથાર્થ પાળવો કઠિન છે, અને તે બરોબર પાળવાથી કર્તવ્ય સિદ્ધ થાય છે. વસ્તુતઃ તો મનને સાધવાનું છે.

મનુષ્ય જે કર્મો કરે છે, તેનું ફળ તેને અવશ્ય ભોગવવું પડે છે. શાસ્ત્રમા કહેલાં જે કર્મો તેજ યથાર્થ રીતે કર્મો કહેવાય છે. વિકર્મનું ફળ દુઃખ છે; સકામતાથી કરેલાં કર્મો, એટલે સત્કર્મોનું ફળ સુખ છે, અને નિષ્કામતાથી કરેલાં કર્મોનું ફળ મોક્ષ છે. મનુષ્ય જે પ્રમાણે કર્મ કરે છે, તે તે પ્રકારની ગતિ અથવા પુનર્જન્મ મરણ પછી તેને થાય છે, કેમકે વાવે તેવું લણે એ ન્યાય છે.

આ પ્રમાણે શ્રેયાકાંક્ષી જનોને સારૂ પ્રથમ શાસ્ત્રનિષિદ્ધ કર્મથી નિવૃત્તિ, સત્કર્મોમાં પ્રવૃત્તિ, તદનન્તર નિષ્કામ કર્મયોગ અને પરિણામે નિર્વાસનામય નૈષ્કર્મ્યદશાની પ્રાપ્તિ એ કર્તવ્યપ્રણાલી છે.

હવે શું ઉપાસ્ય છે તે વિષે શાસ્ત્રો નિર્ણય કરે છે કે આ અવિદ્યાજનિત, ક્ષણપરિણામી અને અસ્થાયી દેહાદિક સર્વ પ્રપંચ અનુપાસ્ય છે. સર્વશક્તિમાન્ અને સર્વ કલ્યાણના સ્થાનરૂપ પરમાત્માજ એક ઉપાસ્ય છે.

સત્કર્મોથી જેમ ચિત્તની શુદ્ધિ થાય છે, તેમ ઉપાસનાથી તેની એકાગ્રતા થાય છે. પરમાત્મા નિર્ગુણ અને નિરાકાર છે, તથાપિ આ જગત્ તેનાથી ભિન્ન નથી; આ જગત્ તે શ્રીહરિનુંજ વિરાટ સ્વરૂપ છે. એ પરમાત્માની ઉપાસના અનેક પ્રકારે થાય છે. તેમની વિભૂતિરૂપ તત્ત્વો વડે, લિંગચિન્હો વડે, અવતારોની પ્રતિમાઓ વડે, તન્મય થયેલા મહાત્માઓ વડે, સાત્વિક પ્રાણીઓ અને પદાર્થો વડે, ઇત્યાદિ અનેક પ્રકારે શ્રીહરિની ઉપાસના થઇ શકે છે. શ્રીહરિનું પૂજન તે પોતાની ઉન્નતિને અર્થે છે; પૂર્ણરૂપ

ભગવાનને તેની અપેક્ષા નથી. વિભુ પરમાત્મા ધર્મની ગ્લાનિ થાય ત્યારે દુષ્ટોના સંહારને અર્થે, અને સાધુજનોના પરિત્રાણને અર્થે અવતાર ધારણ કરે છે. અતિ દુષ્કર પરિસ્થિતિઓમાં અને ઘણાં નિમિત્તોનું એકીકરણ થતાજ ભગવાન્ અવતાર લે છે, અને તે વિશેષતઃ સાત્વિક ભૂમિમાં લે છે. વળી અવતાર વડે શ્રીહરિ વેદનો અને વેદમાર્ગનો નાશ થતો અટકાવે છે, કે જેથી મનુષ્યોના આત્યંતિક ક્ષેમનું સનાતન એકાંતિક દ્વાર ખુલ્લું રહે. નિષ્કામ, સર્વકામ, અથવા મોક્ષકામ મનુષ્યને તીવ્ર ભક્તિયોગ વડે પરમ પુરૂષનું યજન કરવાનો શિષ્ટો આદેશ કરે છે.

કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણેની સહકારિતા છે, તથાપિ જેનું મન કામનાપરાયણ છે તેને કર્મયોગ, કામના તથા વૈરાગ્ય જેનામાં સ્પર્ધા કરે છે તેને સારૂ ભક્તિયોગ અને વૈરાગ્ય જેનામાં પ્રધાન છે તેને જ્ઞાનયોગ વિશેષ ઉપાસનીય છે.

જ્ઞેય વસ્તુનું હવે દિગ્દર્શન કરીએ. સત્ય એજ વાસ્તવિક રીતે જ્ઞાતવ્ય છે. જેની સ્થિતિ અથવા સ્વરૂપ સદા શંકાસ્પદ છે એવા માયિક પદાર્થોના અન્વેષણ અથવા સ્વરૂપનિર્ણયમાં કાલક્ષેપ કરવો, એ આયુષ્યનો અસ્થાને વિનિયોગ કરવા સમાન છે. માયાના એક પણ પદાર્થનું પૂર્ણ દર્શન સમગ્ર જીવન તેની પાછળ બલિદાન કરવા છતાં પણ થઇ શકે એમ નથી. કલાઓ સંસારનિર્વાહને અર્થે છે, આત્મકલ્યાણને અર્થે નથી. નિષ્કામકર્મથી શુદ્ધ થયેલું અને પરમાત્માની ઉપાસનાથી એકાગ્ર થયેલું અંતઃકરણ પરબ્રહ્મના વાસ્તવિક જ્ઞાનનો લાભ પ્રાપ્ત કરવાને અધિકારી થાય છે. જેમ મલિન દર્પણમાં પોતાના મુખનું પ્રતિબિમ્બ સ્પષ્ટતાથી દેખાતું નથી, તેવીજ રીતે અનેક કામનાઓથી ગુંચાયેલા, અને વિવિધ વિષયોથી ખેંચાયલા ચિત્તમાં આત્માના અતિ સૂક્ષ્મ સ્વરૂપનું દર્શન થતું નથી. વાસ્તવિકરીતે જ્ઞાનને સારૂ યોગ્યતા પ્રાપ્ત થયા પછી, જ્ઞેય વસ્તુ સ્હેલી છે. અધિકાર પ્રાપ્ત કરવામાંજ દુર્ઘટતા છે. તત્વદર્શનનાં અનેક

પુસ્તકો બુદ્ધિના વિતર્કોના છેદનને અર્થે છે. બુદ્ધિની સાત્વિકતા સધાયા પછી તેની વિશેષ આવશ્યકતા રહેતી નથી. ઉપનિષદ્, ગીતા આદિ વેદાંતશાસ્ત્રોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન, એ પરમશ્રેયને સાધવાની શિષ્ટપ્રણાલિકા છે. શ્રુતિ ભગવતી પોતાનાં શિરોવાક્યો વડે પરિણામાત્મક સર્વ વસ્તુઓનો નિષેધ કરીને એક સત્ ચિત્ આનંદમય પરબ્રહ્મનું વિધાન કરે છે. આ વિષય અતિ ગુહ્ય છે. અને મહાત્માઓની દુર્લભતાવડે તેમજ નાસ્તિકોનાં દર્શનોના ગ્રંથો વડે તેની ગુહ્યતા સધાય છે.

આ પ્રમાણે આપણા વૈદિક સનાતન ધર્મની પુરાણી વ્યવસ્થા છે. તેનું યથાર્થ વર્ણન કરવામાં તો શાસ્ત્રો પણ થાકી જાય છે. પ્રાદેશમાત્ર સૂચન કર્યું છે. વિશેષ જ્ઞાનને સારૂ શાસ્ત્રો પોતાના મહિમામાં વિરાજે છે, તેનો આશ્રય કરનારની સર્વ હૃદયગ્રંથિઓ તૂટી જાય છે; સર્વ સંશયોનું છેદન થઇ જાય છે; અને વૃત્તિ પરમાત્મામાં લીન થઇ જાય છે.



# સંધ્યોપાસના અને બ્રહ્મવિદ્યા.

વિષયનું ક્ષેત્ર બહુ વિશાળ છે, ગહન છે, પણ ઉપયોગી છે. સંધ્યોપાસના એ આર્યોનું સર્વશ્રેષ્ઠ મંત્રાત્મક કર્મ છે. તેના અક્કેકા મંત્રની ભાવના, અર્થ અને શબ્દશક્તિનો વિચાર કરવાનું કાર્ય પણ વિશાળ છે. બીજી તરફથી બ્રહ્મવિદ્યા જેને રાજવિદ્યા, અધ્યાત્મવિદ્યા ઇત્યાદિ નામોથી વ્યવહરાય છે એતો પ્રસિદ્ધ રીતેજ સર્વ વિદ્યાઓની માતારૂપ મહાવિદ્યા છે. એટલે એના ક્ષેત્રની વિશાળતા વિષે તો

કહેવાનું જ શું ? જે સત્કર્મ સર્વ આર્યભાવનાઓના બીજભૂત સંસ્કારોના પ્રેરકબળ તરીકે અત્યાર સુધી સર્વ શિષ્ટજનોથી ઉપાસાતું આવ્યું છે અને જે ઉપનિષદ્‌ગમ્ય વિદ્યાના અભ્યાસથી, ઇશ્વર ગુરુ અને શાસ્ત્રના પ્રસાદ વડે, મુમુક્ષુજનો પરમ જ્ઞેય તત્ત્વને વિજ્ઞાત કરી પોતાના જીવનને સર્વાંશે કૃતકૃત્ય કરી લે છે એ પુણ્યકર્મ અને મોક્ષવિદ્યાની મહાકક્ષામા શું ન આવે એજ પ્રશ્ન છે. તથાપિ અત્રે તો એ બન્ને વિષયોનું દિગ્‌દર્શન માત્ર વિહંગાવલોકન ન્યાયે કરીને તેમનો પરસ્પર સંબંધ દર્શાવવાનો યત્કિંચિત્ પ્રયત્ન કરવાનો જ અવકાશ છે.

સંધ્યોપાસના એ ઉપનયન સંસ્કારવાળા સર્વ દ્વિજોને સારુ આવશ્યક નિત્યકર્મ છે; અને બ્રહ્મવિદ્યા એ સર્વ મુમુક્ષુ જનોને સારુ પરમાર્થ સિદ્ધિનું એકાન્તિક સાધન છે; એટલે એ બન્નેની ઉપયોગીતા પણ જાણીતી જ છે:

अहरहः संध्यामुपासीत ।

—એ શ્રુતિભગવતીનુ પુણ્યવિધાન છે; અને અધ્યાત્મવિદ્યાને વિસારનારને ઉપનિષદ્ કૃપણ તરીકે વર્ણે છે, કેમકે એ વિદ્યા પરમશાન્તિ રૂપ–પરમ પુરૂષાર્થરૂપ, મોક્ષની સાધક છે. તથાપિ અંતઃકરણની નિર્મળતા સાધ્યા વિના વેદાન્તના ગ્રન્થોનો અભ્યાસ, માત્ર વાગ્‌વિલાસને અર્થે કામ આવે છે પણ મોક્ષ કે શાન્તિને સાધી શકતો નથી. સંધ્યોપાસના એ વેદમૂલક કર્મ છે માટે સર્વ સનાતનધર્માવલંબી સંપ્રદાયોને સરખી રીતે માન્ય છે. વેદશાખાદિવડે તેની મંત્રાદિ પ્રક્રિયામાં ભેદો હોય છે તથાપિ એ પુણ્યકર્મ તત્ત્વતઃ સર્વને સુસંમત છે, સ્નાનસંધ્યા, જપ, હોમ, દેવપૂજન, આતિથ્ય અને વૈશ્વદેવ એ વિપ્રનાં ષટ્કર્મોમાં સંધ્યાવદન એ મુખ્ય છે. પ્રાતઃકાલથી પુણ્યસંસ્કારો વડે જીવનતંત્રને નિયમવાની તેમાં ભાવના છે. ઉપનયનસંસ્કાર વિનાના સર્વ આર્યોને પણ એ ભાવનાને અંગે સમયે સમયે ઇશ્વરસ્મરણાદિ સંબંધી વિહિત ક્રિયાઓ કરવાની છે.

વર્તમાન સમયમાં બ્રહ્મવિદ્યા પ્રત્યે કંઈક ચાહના દેખાય છે; પરંતુ સંધ્યોપાસના તરફ અનેક સ્થળે નિખાલસ બેદરકારી જ દૃષ્ટિગોચર થાય છે. આનાં કારણમાં એક તો એ પણ છે કે વેદાન્તનો અભ્યાસ કૉલેજના અભ્યાસક્રમમાં બની આવે છે, તેવો પ્રસંગ કર્મકાંડના અભ્યાસને સારૂ સંસ્કૃત પાઠશાળાઓમાં પણ ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. વળી બીજું કારણ એ પણ હોવાનો સંભવ છે કે વિદ્યા એ બુદ્ધિનો વિષય છે અને કર્મકાંડમાં ક્રિયાની આવશ્યકતા રહે છે. જ્ઞાનનો વિશિષ્ઠ સંબંધ આંતર્જગત્ સાથે અને ક્રિયાનો બાહ્યજગત્ સાથે છે. જ્ઞાન પુરૂષને અને ક્રિયા પ્રકૃતિને મુખ્યતઃ અવલંબે છે. જ્ઞાન સ્વયંવેદ્ય છે અને ક્રિયા પ્રકટ રૂપે દેખાઈ આવે છે. નવા શિક્ષણથી ઉત્પન્ન થયેલા નવીન વાતાવરણમાં સ્વતંત્રતા તરફ મનુષ્યોનો ઝોક વધારે છે; અને તેથી આજ્ઞાપૂર્વક વિહિત કરાયેલી ક્રિયાઓ જ્યારે તે નિત્ય હોય અને આત્મસંયમની અપેક્ષા રાખતી હોય ત્યારે તેના તરફ કંઇક ઉપેક્ષાવૃત્તિ રાખવામાં આવે છે.

તથાપિ આંતર્ અને બાહ્ય જગતમાં સાક્ષીરૂપે આત્મા ઓતપ્રોત છે અને જેમ નિઃશ્રેયસ્‌ને સારૂ પ્રાધાન્ય જ્ઞાનનું છે તેમ અભ્યુદયને સારૂ અને લોકસંગ્રહને સારૂ સત્‌ક્રિયાની આવશ્યકતા રહે છે. જ્યારે બાહ્યજગત્ ચિદ્‌વૃત્તિમાં લય થાય ત્યારે ક્રિયાની અપેક્ષા નથી પણ ત્યાંસુધી તો છે; એટલુંજ નહિ પણ સંધ્યોપાસના જેવી સાત્વિક ક્રિયાઓ તો જ્ઞાનને સારૂ અધિકારપ્રાપ્તિને અર્થે બહુ જ ઉપયોગી છે, અને ચિત્તશુદ્ધિ વડે જીવનશુદ્ધિ સાધવામાં પણ બહુ સહાયકારક છે.

સંધિકાળ અનેક રીતે ગહન હોય છે. માનવજીવનમાં અવસ્થાની સંધિઓના સમય વિકટ હોય છે: પ્રજાજીવનમાં પણ ભિન્ન સંસ્કૃતિઓના, ભિન્ન સત્તાઓના અને ભિન્ન સમુદાયોના સંધિપ્રસંગો ગહન હોય છે. એ સંધિના સમયની વિષમતા અને વિશિષ્ટતા એટલા માટે છે કે તે સમયે નવાં બળો પ્રકટતાં હોઇ મનુષ્યની

ભાવનાઓ કઈ દિશામાં જશે તે તે સમયના સંજોગોથી નિશ્ચિત થાય છે. અત્યારે આપણા દેશમાં પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓનો સંધિકાળ છે અને તેથી તે દુર્ઘટ છે. આવા દુર્ઘટ સમયમાં વિશ્વતંત્રના નિયામક પરમાત્માનું શરણ સ્વીકારી કલ્યાણનો માર્ગ સાધવાનું તત્ત્વજ્ઞો યોગ્ય ગણે છે.

સંધ્યોપાસનામાં સાવિત્રીદ્વારા સવિતા દેવતાની ઉપાસના છે. સવિતા એ ઇશ્વરની પ્રત્યક્ષ વિભૂતિ છે, ભૌતિક શક્તિનો મહાન્ સાગર છે, તેજના અંબારનો ભંડાર છે, ચૈતન્ય શક્તિનો જાણે સ્રોતવાહી સમુચ્ચય છે અને દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ છે. સંધ્યોપાસનામાં મૂર્તવડે અમૂર્તની,—સૂર્યમંડલના પ્રત્યક્ષ અનુભવવડે વ્યષ્ટિમાં અને સમષ્ટિમાં વ્યાપક સવિતાનારાયણની ઉપાસના સાધવાની છે.

આ ઉપાસના પ્રતિદિન કાલસંધિના સમયે સાધવાનું ઋષિમુનિયો વિધાન કરે છે. રાત્રિ અને પૂર્વાહ્ણનો, પૂર્વાહ્ણ ને અપરાહ્ણનો, અપરાહ્ણ અને રાત્રિનો તથા પૂર્વરાત્રિ અને પશ્ચિમ રાત્રિનો એમ પ્રતિદિન ચાર સંધિકાલ મુખ્ય મનાય છે, એ ચાર સંધ્યાઓમાં મધ્યરાત્રિની સંધ્યા જેને નિશીથ કહે છે તેનો ઉપાસનામાં વિનિયોગ યોગીઓ અને મંત્રસાધકો કરે છે પણ સામાન્ય રીતે દ્વિજોને સારૂ પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયંસંધ્યાની ઉપાસનાનું વિધાન છે. પ્રાતઃસંધ્યામાં રક્તવર્ણા, બાલા, બ્રહ્મદૈવત્યા, હંસારૂઢા, સાવિત્રી દેવીની ભાવના છે, મધ્યાહ્ન સંધ્યામાં યુવતી, શ્વેતવર્ણા, વૃષભાસના, રૂદ્રદૈવત્યા, ગાયત્રી દેવીની ભાવના છે અને સાયંસંધ્યામાં કૃષ્ણવર્ણા, વૃદ્ધા, ગરૂડવાહના, વિષ્ણુદૈવત્યા સત્યવતી દેવીની ભાવના છે. વળી એ ત્રણે સંધ્યાઓમાં અનુક્રમે ભુર્લોક, ભુવર્લોક અને સ્વર્લોક તથા ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદની પણ ભાવના છે. સંધ્યાવંદનમાં કાલની સંધિઓ દેવપરાયણતા વડે સાધવાનો સંકેત છે. એ કાલસંધિઓમાં સમ્યક્ પ્રકારે સવિતાની, સાવિત્રીની, સંધ્યાની, સગુણ બ્રહ્મની કે અહંગ્રહની

ઉપાસના સાધનારની સર્વ શક્તિઓ સ્વાભાવિક રીતે પુષ્ટ થાય છે, અને તેને અપૂર્વ મનોબળ પ્રાપ્ત થાય છે. આ વિષયમાં જરત્કારુ મુનિના શીલસૌંદર્યવતી પત્નીના ત્યાગપ્રસંગની કથા જેવી લોકોત્તર તેવીજ કમનીય છે. ઇશ્વર પોતાના ટેકીલા અને દૃઢ ભક્તોને સારૂ શું ન કરે એજ કહેવું કઠિન છે. સંધ્યોપાસનામાં કાલનું પ્રાધાન્ય તો છે જ તથાપિ એ કર્મ એટલું બધું આવશ્યક અને ઉપકારક છે કે કદાચ કાલલોપ થાય તો પણ કર્મલોપ થવા ન દેવો એમ વેદવિદો વિધાન કરે છે.

સંધ્યોપાસના એ નિત્યકર્મ છે અને નિષ્કામતાથી પરમેશ્વર પ્રીત્યર્થે તેનો વિનિયોગ કરવાનો છે એટલે તે વડે પાપનો નાશ અને પુણ્યની પ્રાપ્તિ થાય છે પણ ભોગપ્રાપ્તિને અર્થે તે નથી. વાસનાસરિતાના વહેવાના શુભાશુભ બે માર્ગો છે તેમાંથી શુભ માર્ગમાં એને યોજવાનો સંધ્યાવંદનનો મુખ્ય હેતુ છે. આ પુણ્યકર્મમાં કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ એ ત્રણેનું અદ્ભુત અને મનોહર એકીકરણ છે, આચમન, સંકલ્પ, પ્રાણાયામાદિમાં ક્રિયાનું, ન્યાસ, ઉપસ્થાન, જપ આદિમાં ઉપાસનાનું અને પ્રણવાદિ મંત્રોમાં જ્ઞાનનું તત્ત્વ સવિશેષતાએ દૃષ્ટિગોચર થાય છે.

સંધ્યોપાસનાને સારૂ પ્રશસ્ત સ્થાન જલાશયનો તટ ગણાય છે. આવાં સ્થાનમાં સૃષ્ટિ પોતાનાં અનેક સૌંદર્યો અને વૈભવોને વિકસાવતી જાણે પ્રભુના સાનિધ્યમાં વિરાજે છે, એવાં ખુલ્લાં સ્થાનોમાં જઇ સૃષ્ટિસૌંદર્યનું દર્શન કરવાનું પાશ્ચાત્ય કવિઓ પણ મનુષ્યોને આહ્વાન કરે છે. સૃષ્ટિના વૈભવનો અનુભવ કરતા તથાપિ સૃષ્ટિમાં તદાકાર ન થઇ જતા મુનિઓ આવાં સ્થળોમાં ઇશ્વરને ઉપાસે છે.

જે અનેક મંત્રોનો સંધ્યોપાસનામાં વિનિયોગ છે તેમાં પ્રણવ એ બીજભૂત છે અને ગાયત્રી એ પ્રધાન મંત્ર છે. પ્રણવ એ વેદત્રયી, લોકત્રયી અને ક્રિયાત્રયીના સારરૂપ છે અને વેદનું સર્વવ્યાપી, સર્વ

સત્તાન્વિત અને સનાતન બીજ છે. ગાયત્રી મંત્રમાં ભગવાન સવિતાના વરેણ્ય ભર્ગનું ધ્યાન છે. અને બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરવાની પ્રાર્થના છે. ભસ્મ ધારણ, સંકલ્પ, પ્રાણાયામ, અઘમર્ષણ ઇત્યાદિના મંત્રો પણ અર્થ તેમજ શબ્દની અપ્રમેય અને અદ્ભુત શક્તિઓનાં નિવાસસ્થાન છે, એ મંત્રો બહુધા વેદની વિભૂતિઓ છે. વેદ એ અવ્યક્ત ઇશ્વરનું વ્યક્ત સ્વરૂપ છે. પ્રાતિભાસિક પરમાણુઓના નૃત્યનો સનાતન રાસ શ્રુતિ ભગવતીના બીજ રૂપ પ્રણવના એક દેશ માત્રમાં વિલસે છે.

સંધ્યોપાસનામાં આ પ્રમાણે યોગ્ય દેશ, કાલ, ક્રિયા અને મંત્રોનો વિનિયોગ છે. એના સમ્યક્ પ્રયોગવડે અંતઃકરણની નિર્મલતા, જીવનની વિશુદ્ધિ, ભાવનાઓની ઉચ્ચતા અને જ્ઞાનસિદ્ધિની યોગ્યતા પ્રાપ્ત થાય એ સમજાય એવુંજ છે.

હવે બ્રહ્મવિદ્યાનું દર્શન કરિયે. આ સર્વ ચરાચર જગતના અધિષ્ઠાન રૂપ તત્ત્વ, જેના વડે આ સર્વ વિશ્વ દૃશ્યમાન થઇ રહ્યું છે, જે દેશ કાળ વસ્તુથી અબાધિત અને સજાતિ વિજાતિ સ્વગત ભેદ રહિત છે તે પરમ આત્મતત્ત્વની વિદ્યાને યોગ્ય રીતેજ રાજવિદ્યા અથવા બ્રહ્મવિદ્યા એ નામ અપાય છે. મન વાણી એને પ્હોંચી શકતી નથી એવું અપ્રમેય એ તત્ત્વ છે; તથાપિ સાધન સંપન્ન અધિકારીને તે સુપ્રાપ્ય પણ છે.

બ્રહ્મવિદ્યા એ એક પ્રકારની વિદ્યા છેઃ તેની પ્રાપ્તિને અંગે અધિકારની અપેક્ષા ઉપર આપણા વિદ્વાનો હમેશાં ભાર મૂકે છે. આમાં ઘણાને કંઇક વિચિત્રતા કે શંકા જેવું જણાય છે. તથાપિ જો બરાબર વિચાર કરીએ તો જણાશે કે હૃદયસ્પર્શી, આદર્શસ્પર્શી કે ચારિત્ર્યસ્પર્શી જ્ઞાનને અંગે અંતઃકરણની પરિસ્થિતિ ઘણું પ્રાધાન્ય ભોગવે છે. સામાન્ય વ્યવહારમાં પણ આપણે કેટલીક કેટલીક સમજણ અથવા જ્ઞાનગુંથણીમાં અભ્યાસના પરિપાકની વા સંજોગોના પરિપાકની વા ચારિત્ર્યના પરિપાકની આવશ્યકતા જોઇયે છિયે.

ગણિતનાં મૂલતત્ત્વોનો અભ્યાસ કર્યા વિના 'લૉગરિથમ' સમજવાનું નજ બને. રોમિયો અને જુલિયટ જેવાંની જીવનકલિકાઓની આહુતિઓ અપાયા પછી મોન્ટેગ ને કેપ્યુલેટોને વિદ્વેષની નિઃસારતા દેખાય. હૃદયના પરિવર્તનની સાથે જ્યાં દોષો દેખાતા હોય ત્યાં ગુણો પ્રતીત થવા માંડે છે, અને રાજર્ષિ વિશ્વામિત્ર બ્રહ્મર્ષિ પદને યોગ્ય બને છે. આત્મતત્ત્વ વસ્તુતઃ નિત્ય પ્રાપ્ત છે એટલે એની ઉપલબ્ધિ ભૂલાયેલા કંઠાભરણની પેઠે સહજ છે પણ તે સત્કર્મવડે અંતઃકરણની શુદ્ધિ, અને ભક્તિવડે ચિત્તની એકાગ્રતા થયા વિના સુસાધ્ય નથી. કેમકે આ જગત્ (જેને કેટલાક અવિદ્યાનું દિવાનખાનું કહે છે તે) માં પ્રભુની માયાશક્તિની વિભૂતિરૂપ અવિદ્યાથી જ્ઞાન સ્હેજે આવૃત્ત થઇ રહેલુ છે. માનવજીવનનો પરમપુરૂષાર્થ મોક્ષ. જ્ઞાન વડે મોક્ષની પ્રાપ્ત. જ્ઞાનને સારૂ ચિત્તની શુદ્ધિ અને એકાગ્રતા સાધવામાં સંધ્યોપાસના એ એક બલવાન સાધન છે. ચિત્તરૂપી વૃક્ષને બે બીજો કહ્યાં છે, પ્રાણસ્પંદન અને વાસના. તે બેના વા એકના પણ નિરોધ વડે વૃક્ષનો નિરોધ થાય છે. પ્રાણસ્પંદનનો વિનિમય હઠયોગમાં અને વાસનાનો વિનિમય રાજયોગમાં મુખ્ય ગણાય છે. સંધ્યોપાસનામાં પ્રાણાયામ તેમજ નિષ્કામતાનું અવલંબન હોવાથી બન્ને યોગોની તેમાં સંકલના છે.

સંધ્યોપાસના એ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનું સુકર સાધન છે એટલુંજ નહિ પણ સંધ્યા, સાવિત્રી અને બ્રહ્મવિદ્યા એ જગદંબા ભગવતીનાં સ્વરૂપોજ છે. માર્કંડેયપુરાણાન્તર્ગત સપ્તશતીમાં માર્કંડેય ઋષિ એજ સત્યનું દ્યોતન કરે છે:—

सा विद्या परमा मुक्तेर्हेतुभूता सनातनी।

એ દેવી મોક્ષના હેતુરૂપ બ્રહ્મવિદ્યા છે; અને વળી,

त्वमेव संध्या सावित्री त्वं देवी जननी परा।

સંધ્યા, સાવિત્રી અને જગદંબા પણ એજ છે. આ રીતે સંધ્યા,

સાવિત્રી અને બ્રહ્મવિદ્યાની આધિદૈવિક એકતા છે. વળી જેમ સન્ધ્યોપાસનાથી સત્ત્વશુદ્ધિ અને શાન્તિ થાય છે તેમ બ્રહ્મવિદ્યાથી દેહાભિમાન ગલિત થઇ જઈ—

यत्रयत्र मनो याति तत्र तत्र समाधयः ।

એ ધન્યદશાની સંપ્રાપ્તિ થાય છે; "હૃદયની ગ્રંથિ ભેદાઇ જાય છે, સર્વ સંશયો છેદાઇ જાય છે અને કર્મપ્રવૃત્તિ શિથિલ થઇ જાય છે."

આ રીતે સન્ધ્યોપાસના અને બ્રહ્મવિદ્યોપાસના ઉભયનું પારમાર્થિક તેમજ લાક્ષણિક ઐક્ય છે. જેમ સર્વ સિદ્ધિઓ બ્રહ્મવિદ્‌ની પરિચર્યા કરે છે તેમ યથાર્થ સંધ્યોપાસકને અભ્યુદયપ્રાપ્તિ અનાયાસેજ સિદ્ધ થાય છે. સંધ્યોપાસનામાં ચિત્તશુદ્ધિને અર્થે અનેક શક્તિઓનો વિનિયોગ કરાયેલો છે. માર્જન, અઘમર્ષણાદિમાં ભાવનાશક્તિ; ગાયત્રીજપ અર્ઘ્યપ્રદાનાદિમાં મંત્રશક્તિ, આચમન, ભસ્મધારણાદિમાં દ્રવ્યશક્તિ; અને પ્રાણાયામાદિકમાં ક્રિયાશક્તિનો વિનિયોગ વિશેષ રૂપે કરી સાધ્યની સિદ્ધિ કરવાની યોજના એ પુણ્યકર્મમાં સ્પષ્ટ જણાઇ આવે છે. આ બધા આયામ વડે અપૂર્વ શક્તિઓ પ્રાપ્ત થાય છે. આવા નિત્યનિયમથી એક પ્રકારની આત્મશ્રદ્ધા અને પ્રભુશ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

આ સમયમાં ધાર્મિક ક્રિયાઓ તરફ ઉપેક્ષા વા આક્ષેપો થાય છે; પ્રતિકૂલતા જણાય છે. તથાપિ ઉપનયન સંસ્કારવાળા સર્વ દ્વિજોએ શિખા, સૂત્ર અને સંધ્યાનું રહસ્ય સમજી પોતાના પરમ હિતમાં ઉદ્યુક્ત થવું ઘટે છે. ભારતને સારૂ આ સંધ્યાનો સમય છે. સંધ્યોપાસના એ બ્રાહ્મણનું પરમ બળ છે, અને આદર્શ બ્રાહ્મણો એ દેશનું દૈવત છે. એવા બ્રાહ્મણો સ્વાભાવિક રીતેજ પૂજાય છે.—બ્રાહ્મણો અને અબ્રાહ્મણો સર્વથી પૂજાય છે. પણ એ આદર્શ મહાન છે; એમાં વિલાસપરાયણતાને, સન્માનશોધનને, અર્થલોલુપતાને અવકાશ નથી. "બ્રાહ્મણનો દેહ ક્ષુદ્ર કામનાઓને અર્થે નથી." એમ

ભગવાન્ વેદવ્યાસ પોતાની સમાધિભાષામાં કહે છે અને ભગવાન્ મનુ તેના ઉત્તરાર્ધનોજ જાણે ઉદ્દ્ઘોષ કરતા હોય તેમ કહે છેઃ-

स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ।

આ પરમસાધ્યને અર્થે સંધ્યોપાસના કરવી એ શું બહુ છે? સંધ્યાની ઉપાસના, એનો 'પ્રયોગ' કરનારને બ્રહ્મવિદ્યાનું દર્શન કરાવશે એવી આપ્તજનો તેમજ અનુભવ સાક્ષી તો પૂરે છે.



# રાસપંચાધ્યાયીનો વાચ્યાર્થ.

**અર્થાન્વયનું બીજ.**

ગોપાલોત્તર તાપિની* ઉપનિષદ્‌માં એક અદ્‌ભુત પ્રસંગનું વર્ણન આપણને શ્રુતિભગવતીના અનુગ્રહરૂપે-ઉપહારરૂપે-પ્રાપ્ત થાય છે. વ્રજની સ્ત્રીઓ સર્વેશ્વર શ્રી કૃષ્ણને પૂછે છે કે 'અમારે કોઇ બ્રાહ્મણને ભીક્ષા આપવી છે તે કોને આપિયે?' 'દુર્વાસાને આપો' એમ ઉત્તર મળતાં વ્રજાંગનાઓ પૂછે છે કે 'યમુનાનું જળ તરીને અમે શી રીતે જઇયે?' પ્રભુ ઉત્તર આપે છે 'કૃષ્ણ બ્રહ્મચારી' એમ કહેવાથી યમુના તમને માર્ગ આપશે. એ રીતે ગોપીઓએ કર્યું અને યમુનાએ માર્ગ આપ્યો. આ વૃત્તાન્તમાં અત્ર વિવક્ષિત અને પ્રસ્તાવિત અર્થસંબંધનું બીજ વિલસે છે.

---

* गोपाञ्जीवानात्मत्वेन सृष्टिपर्यन्तमालाति स गोपाल । (गो. उ)

**સમાલોચનાનું દૃષ્ટિબિન્દુ.**

આનંદકંદ રસરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માના પુણ્ય જીવનની સમાલોચના અને યશોગાન કરવાં એ શ્રદ્ધાન્વિત વૈષ્ણવોનો તો પરિચિત પાઠજ હોય છે. શ્રીકૃષ્ણ ભગવાનનું ચરિત્ર કોને અપરિચિત છે. આ ભારતભૂમિ ઉપર ૫૦૦૦ વર્ષ પ્હેલાં, 'મલયગિરિમાં જેમ ચંદન ઉત્પન્ન થાય' તેમ ભૂમિપરનો પાપનો ભાર ઉતારવા સારૂ, અવિદ્યાદિકથી ઘેરાયલાં મનુષ્યોને સ્મરવા યોગ્ય કાર્યો વડે તેમનો જાણે અનુગ્રહ કરવા અજન્મા ભગવાન શ્રીકૃષ્ણરૂપે અવતારિત થયા હતા. જેના એકદેશમાત્રમાં કલ્પિત થયેલી માયાશક્તિ વડે આ અપ્રમેય વિશ્વ ઉત્પન્ન થયું છે, તેનાં ગુણકર્મોને કઇ બુદ્ધિ માપમાં લઇ શકે? આપણો સર્વ વાગ્વિલાસ તેની આરાધનામાં યોજાઇનેજ સફળ થાય છે એવા પરમ વિનમ્ર ભાવથીજ સર્વાધિષ્ઠાભૂત નારાયણની અવતારકથાઓનું આપણે અવલોકન કરી શકિયે.

**પ્રચલિત અર્થાન્વયો.**

શ્રી કૃષ્ણચંદ્રનું પતિતપાવન ચરિત્ર ભગવાન વેદવ્યાસની સમાધિભાષારૂપ શ્રીમદ્ ભાગવતમાં વિશેષતઃ દશમ સ્કંધમાં અને એમનો જગદુદ્ધારક અંતિમ સંદેશ એકાદશ સ્કંધમાં અપૂર્વ વાગ્વૈભવ સમેત વિસ્તરે છે. એ ભક્તિભાવથી ઉભરાઇ જતી સંહિતાના દશમસ્કંધમાં શ્રીકૃષ્ણ ચરિતામૃત સરિતાના ૨૯ થી ૩૩મા અધ્યાય સુધીનો જે રસસમૂહ રાસપંચાધ્યાયીને નામે વિખ્યાત છે તેમાં વર્ણવેલી રાસલીલાનો વિષય અનેક દૃષ્ટિબિન્દુઓથી અવલોકન કરાયો છે. કેટલાક શ્રીકૃષ્ણ ચરિતનો આ ભાગ મહાભારતમાં દૃષ્ટિગોચર નથી થતો કહી તેને તેને વિસરાવવા યત્ન કરે છે.* કેટલાક તેનો પરિચિત વાચ્યાર્થ રુચિકર ન જણાતાં લક્ષ્યાર્થની કલ્પના કરે છે. કેટલાક, શ્રદ્ધાસમેત, ઇશ્વરનાં કાર્યોની તુલનાના પરિશ્રમને

* જુઓ રા. બ. લાલા બૈજનાથનું 'હિન્દુધર્મ' ઉપરનું પુસ્તક.

નિવારી પ્રચલિત વાચ્યાર્થને અનુસરે છે અને કેટલાક એકાન્તિક ભક્તિપુરઃસર આ રાસના ધ્યાનવડે વૈકુંઠના અખંડ રાસમાં નિમગ્ન થાય છે. કેટલાક તેને ઉડુગણોનો રાસ, કેટલાક જીવનની જીવનક્રિયાઓનો રાસ, કેટલાક જડ અને ચૈતન્યનો રાસ, કેટલાક આત્માનો ઇન્દ્રિયો સાથેનો રાસ અને કેટલાક તેને ઇશ્વરના જીવો સાથેનો અનંત રાસ ઇત્યાદિના રૂપક તરીકે કલ્પે છે.

**જુગુપ્સિત કર્મ ?**

આ વિભાવનાઓનું એક કારણ એ છે કે શ્રી કૃષ્ણચંદ્રના આદર્શ ક્ષત્રિયજીવનમાં આવા પ્રકારનું દેખાતું કાલુષ્ય કેટલાકને ખૂંચે છે. શ્રી કૃષ્ણ ભગવાનની ગોપી-વસ્ત્રહરણલીલામાં બાળચેષ્ટા સુસ્પષ્ટ સમજાય એમ છે; કુબ્જા જોડેનો પ્રસંગ પણ અવિવાહિતા સુન્દરી જોડેના ગાંધર્વ વિવાહ સંબંધરૂપે સહજ અનવદ્ય સમજી શકાય તેવો છે. ૧૬૧૦૮ સ્ત્રીઓ સાથે લગ્નમાં શ્રી કૃષ્ણભગવાનનો ઐશ્વર્ય-વૈભવજ વિલસે છે, જે વૈભવને જોઇને દેવર્ષિ નારદ મોહ પામ્યા હતા. આ રાસલીલાના પ્રસંગ વિષે મને લાગે છે વાચ્યાર્થના યથાવિધ સંઘટન વડે શ્રુતિભગવતીના વાક્યની પરિપુષ્ટિ થઇ શકે, ને તે વડે 'શ્રીકૃષ્ણ બ્રહ્મચારી' એ સત્યનું યાથાતથ્ય આપણા હૃદયમંદિરમાં નિવાસ કરે.

**અક્રૂરનું બ્રહ્મલોક દર્શન.**

બન્ધુઓ, શ્રીમદ્ ભાગવતનો એક અન્ય પ્રસંગ આપની સ્મૃતિમાં લાવું છું. ભગવદ્ભક્ત અક્રૂરજી ગોકુલપ્રિય નંદનંદનને સાથે લઇ મથુરા જતાં રસ્તામાં યમુનામાં સ્નાન કરવા ગયા તે સમયે તેમણે જળમાં શ્રી શેષશાયી નારાયણ ભગવાનને જોયા અને આશ્ચર્ય સમેત શ્રી નારાયણ અને શ્રીકૃષ્ણના મુખની એકરૂપતા દીઠી. આ દિવ્ય દર્શન થતાં તેમણે પ્રભુની સ્તુતિ કરી. થોડીવારે બ્હાર રથ પાસે આવ્યા, ત્યારે પ્રભુએ પૂછ્યું, ' કેમ કંઇ

અદ્‌ભુત જોઇ આવ્યા હો એવા દેખાઓ છો ?' અક્રૂરજીએ સાનમાં પ્રભુને કાકુપ્રશ્નથી ઉત્તર આપ્યો કે 'પૃથ્વી, જળ અને આકાશનાં સર્વ આશ્ચર્યોના સ્થાનરૂપ તમને વિશ્વાત્માને જોયા પછી બીજું શું આશ્ચર્ય મ્હેં આ દુનિયામાં જોયું હોય ?' ભગવાને જ અક્રૂરની શાન્તિ અને અનુગ્રહને અર્થે એમને અજ્ઞાનથી પર એવું પોતાનું ધામ જેને ગોલોક, વૈકુંઠ, બ્રહ્મલોક ઇત્યાદિ શબ્દોવડે વાણી લક્ષિત કરવાને મથે છે, તે ધામ બતાવ્યું હતું. એજ ધામ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના ભક્ત નન્દાદિક ગોપગોપીઓને પણ બતાવ્યું હતું એમ શ્રીમદ્ ભાગવતમાં ઉલ્લેખ છે અને તે જ આધિદૈવિક ધામમાં યોગમાયા વડે પ્રભુએ ગોપીઓની સાથે બ્રહ્મરાત્રિમાં રાસલીલા વિસ્તારી હતી. આ અર્થસંકલના અત્ર વિવક્ષિત છે અને વાચ્યાર્થના આવા સમન્વયની યોગ્યતા આપણે વિચારીશું.

**વિવક્ષિત અર્થાન્વય.**

પ્રચલિત માન્યતા શ્રીકૃષ્ણ ભગવાનની રાસલીલાને આ ભૂમિ ઉપરના એટલે આધિભૌતિક ગોકુળ ગ્રામ પાસેના વ્રજવનમાં સ્થાન આપે છે. સ્વાભાવિક રીતે જ શ્રદ્ધાન્વિત જનોને સર્વાત્મા ભગવાનના ગોપીઓ સાથેના રાસમાં પ્રભુની આ વિશ્વરૂપિણી માયા કરતાં કોઇ વિશેષ ગુંચવણ જણાતી નથી. તથાપિ અનેક રીતે જોતાં **એ રાસલીલાનું સ્થાન ગોલોક છે*** એવી માન્યતામાં અર્થાન્વય અને પૂર્વાપરનો વિચાર પણ આપણને સહાયભૂત થાય છે. તર્કની અપ્રતિષ્ઠા ભગવાન વેદવ્યાસ સૂત્રગ્રથિત કરે છે અને તેથી શાસ્ત્રને અનુકૂળ તર્કવડે સત્યનું સમર્થન જ આપણને અભીષ્ટ છે.

કૃષ્ણોપનિષદ્‌માં વર્ણવેલો એક બીજો પ્રસંગ જરા અવલોકિયે.

---

* આ અર્થાન્વય ઈ. સ. ૧૯૧૬ માં વિદ્વાન્ પૌરાણિક શ્રદ્ધનિષ્ઠ ભટ્ટ શ્રી ગંગારામજી પાસે મ્હેં પ્રથમ સૂચિત કર્યો હતો.

સર્વાંગસુન્દર શ્રી રામચન્દ્રને શ્રી વિષ્ણુરૂપ જાણીને મુનિયોને તેમને પ્રત્યક્ષ રીતે આલિંગન કરવાની ઇચ્છા થઈ; એટલા સારૂ કે તે વડે તેમનો ભૂમિ ઉપરનો જન્મ શ્રેષ્ઠ ગણાય. પ્રભુએ તેમને કૃષ્ણાવતારમાં ગોપીઓ થઇ આલિંગન કરવા કહ્યું.મુનિયોએ ઉત્તર આપ્યો તેમાં કહ્યું કે 'અમને તમારી સ્ત્રીઓ કરો.' પ્રભુએ મનનશીલ રૂદ્રાદિક દેવોને તેમનો અંગસંગ કરવાનું ને તેમનું વાક્ય સત્ય કરવાનું વચન આપ્યું. આ વરને રાસલીલાના પ્રસંગ સાથે કેટલાક વિદ્વાનો યોજે છે. તથાપિ એજ ઉપનિષદ્‌માં અવતારિત થયેલી ૧૬૧૦૮ સ્ત્રીઓ સૂચિત કરી છે તે સંખ્યા શ્રીકૃષ્ણચન્દ્રની ધર્મપત્નીઓની સંખ્યા તરીકે સુવિદિત છે. વળી અત્ર સંકલ્પ ભગવાનનો વરરૂપે છે, દેવમુનિયોની તો યાચના છે. તથાપિ વેદની ગૂઢ અને ગંભીર કામધુક્‌નો આ સમન્વય પણ આપણા વિવક્ષિતાર્થને બાધક નથી; એક રીતે ઉપકારક જ છે; કેમકે ૨૮ મા અધ્યાયમાં ગોપવૃન્દને ગોલોકનું દર્શન કરાવવાના પ્રભુના હેતુ સંબંધે મહાત્મા શુકદેવ કહે છે કે 'તેમના સંકલ્પના સિદ્ધિને અર્થે પ્રભુએ આમ વિચાર્યું' એટલે તે વિચારનું નિર્વહણ એ ગોલોકમાં અંગસ્પર્શના વિવરણ વિના અપૂર્ણ રહે. તથાપિ સંભવિત એમ લાગે છે કે કાત્યાયની વ્રત* પ્રસંગનો ગોપીઓના જીવાત્માઓનો પ્રભુને વરવાનો સંકલ્પ પ્રસિદ્ધ છે તેનુ અહીં સૂચન છે.

**કૃષ્ણોપનિષદ્‌નો પ્રસંગ.**

આમ ગ્રંથોવડે આપણને વિદિત થાય છે કે ભૌતિક જળથી પર એવા 'નાર' થી પૂર્ણ ક્ષીરોદધિમાં વિરાજતા મહાપુરૂષ પાસે ઉપસ્થાન કરીને દેવોએ પૃથ્વીની રક્ષાને અર્થે ભગવાનને પ્રાર્થના કરી, અને તેનો સ્વીકાર કરી પ્રભુએ અવતાર લીધો. અન્ય દેવો પણ એમની પ્રેરણાનુસાર આ આર્યોની કર્મભૂમિમાં

**વિષ્ણુનો અવતાર.**

* જુઓ શ્રી ભાગવત ૧૦-૨૨-૪ અને ૧૦-૨૨-૨૫.

વિવિધરૂપે પ્રકટ્યા. આવી દૈવી શક્તિઓના ભૌતિક દેહ ધારણ કરવાના પ્રસંગો દુનિયાના ઇતિહાસમાં વિરલ હોય છે અને પ્રકૃતિના સામંજસ્યથી તેમના નામો પણ યથાગુણ સ્ફુરિત થયેલાં આપણે જોઇયે છિયે. નામોની સુયોગ્યતા એ આવાં વૃત્તાન્તોમાં કૃત્રિમતાની વિભાવક નહિ પણ પ્રકૃતિસ્વભાવની સંવાદક છે. ગોકુળ, યમુના, વૃંદાવન, કૃષ્ણ, નંદ, યશોદા ઇત્યાદિ નામો પ્રકૃતિના નિયમો વડે પદાર્થોને સ્વભાવતઃ સુપ્રાપ્ત થાય એમાં કાઇ આશ્ચર્ય નથી. ગંગા, યમુના, નર્મદા, બ્રહ્માવર્ત, હરિદ્વાર એ નામો કવિની મનોહર કલ્પનાશકિતના વિલાસો પણ બની શકે; તથાપિ એ તત્તદ્ગુણાન્વિત ભૌતિક નદીઓ અને સ્થાનો છે.

**અમાનુષી પરાક્રમો.**

શ્રીકૃષ્ણચંદ્ર ગોકુલમાં પ્રકટ થયા તે પછી દશ અગિયાર વર્ષની વયમાં તો તેમણે પોતાનાં અમાનુષી પરાક્રમોથી પોતાનું ઐશ્વર્ય જણાવી દીધું હતું. પૂતનાવધ વડે, મૃત્તિકાખાદન પ્રસંગે, અસુરોના વિનાશ વડે, કાલીયદમન વડે, દાવાગ્નિનિવારણ વડે અને ગોવર્દ્ધનધારણ ઇત્યાદિ લીલાઓ વડે વિરોધી અને અવિરોધી જનોને શ્રીકૃષ્ણ એ ઇશ્વરાવતાર છે એમ ગોકુલમાં સુજ્ઞાત થઇ ગયું હતું. ગોવિંદના સૌંદર્યથી, પરાક્રમથી અને મનોહરતાથી ગોપગોપીઓ સર્વ તેમના ઉપર મોહિત થઇ જાય એમાં શું આશ્ચર્ય ? અને શ્રીકૃષ્ણ ઇશ્વરાવતાર છે એ જ્ઞાન સર્વ ગોપવૃન્દનું તેમના તરફનું દૃષ્ટિબિન્દુ બદલી નાખે એમાં શી નવાઇ ? આ દૃષ્ટિબિન્દુથી તેઓનું વર્તન ઘણે અંશે નિર્ણિત થતું હતું એ સ્મૃતિ અનેક સંદેહોના સમાધાન માટે ઉપકારક થઇ પડે એમ છે.

**દિવ્ય પ્રસંગનો આરંભ.**

શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના ૨૮ મા અધ્યાયમાં નન્દરાયને યમુના નદીમાં તળિયા નીચે વરૂણદેવના અનુચરો લઇ જાય છે. શ્રીકૃષ્ણ યમુનાજીમાં પડીને તેમને વરુણ પાસેથી લઇ આવે છે.

નન્દરાયજી બ્હાર આવીને એ અતીન્દ્રિય વરુણલોકનું અને ત્યાં શ્રીકૃષ્ણ પ્રત્યે વરૂણદેવે દેખાડેલા પૂજ્યભાવનું વિસ્મયસમેત પોતાના જ્ઞાતિજન પાસે વર્ણન કરે છે. આ ઉપરથી ઇશ્વરાવતાર શ્રીકૃષ્ણનો આત્મવૈભવ જોવાની સૌએ ઉત્કંઠા દેખાડી અને ભગવાને તેમને પોતાનાં જાણી, તેમના 'પૂર્વ સંકલ્પની સિદ્ધિને અર્થે' કૃપા કરીને તમસ્‌થી પર એવો પોતાનો ગોલોક તેમને દેખાડ્યો. ભગવદનુગ્રહથી યોગમાયા વડે બ્રહ્મહ્રદમાં* લઇ જવાયેલા, તેમાં લીન થયેલા અને ઉદ્ધાર પામેલા ગોપજનોએ "બ્રહ્મલોકને જોયો કે જ્યાં અક્રૂર ગયા હતા." તે બ્રહ્મલોકને જોઇને નન્દાદિ સર્વ ગોપજન પરમ આનન્દની શાન્તિને પ્રાપ્ત થયાં અને ત્યાં સાક્ષાત શ્રુતિયોને શ્રીકૃષ્ણની સ્તુતિ કરતી જોઇને વિસ્મય પામ્યાં. આટલેથી ૨૮ મો અધ્યાય પૂરો થાય છે, પણ વિષય પૂરો થતો નથી. પૂરો થવાનાં ચિહ્ન નથી; અને આવું પુણ્યદર્શન—અદ્‌ભુત દર્શન—ત્રણ શ્લોકમાં ભગવત્સ્તુતિ વિના આમ ટુંકેથી એકાએક સંપૂર્ણ થતું જણાતું પણ નથી. કેમકે ૨૯ મા અધ્યાયનો પ્હેલો જ શ્લોક જાણે પૂર્વકથાના અનુસંધાનમાં શરૂ થાય છેઃ—

भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः ।
वीक्ष्य रन्तुं मनश्चक्रे योगमायामुपाश्रितः ॥

યોગમાયાનો જેણે આશ્રય લીધો હતો એવા ભગવાને પણ તે રાત્રિઓ× શરદથી ખીલેલાં મલ્લિકાપુષ્પોવાળી જોઇને રમવાનો વિચાર કર્યો. યોગમાયા વડે ગોલોક દેખાડતા શ્રીકૃષ્ણ પરમાત્માની ગોલોકની પ્રધાન લીલાનું વર્ણન અહીંથી શરૂ થાય છે. **अपि** અને **ताः**

---

* હ્રદ એ સરોવર, ગુહા તેમજ કિરણના અર્થમાં વપરાય છે.

× ઘણું કરીને માર્કંડેય પુરાણમાં કહેલી कालरात्रि महारात्रि मोहरात्रिश्च દારુણા, જે પ્રયાગમાં દૃશ્યમાન થતા ગંગાયમુનાના શ્વેતકૃષ્ણ પ્રવાહ સમ અહન્રાત્ર સમેત બ્રહ્મલોકમાં અનુભવગમ્ય થતી હતી.

એ બે શબ્દો પૂર્વસંબંધના સ્પષ્ટરીતે દ્યોતક છે. આ ગોલોકનું વર્ણન વિસ્તારપૂર્વક આદિ પુરાણમાં છે, અને પ્રાદેશમાત્ર સૂચન શ્રીભાગવતના ત્રીજા સ્કંધના ૧૪ મા અધ્યાયમાં છે. એ ગોલોકમાં ઇંદિરા, રાધિકા આદિ દેવીઓ મૂર્તિમતી થઇને રહે છે. એ ગોલોકમાં શ્રીકૃષ્ણ ગોકુલ, વૃન્દાવન, વ્રજ, યમુના, ઇત્યાદિ દિવ્ય સત્ત્વો રૂપે વિરાજે છે; અને તેમાં અનેક વિષ્ણુભકતો ગોપગોપીઓ રૂપે વિચરે છે.

**યોગમાયિક સ્વપ્ન.**

એ તો સ્પષ્ટ છે કે ૧૧-૧૨ વર્ષના સામાન્ય બાળકની યુવાવસ્થા ગણાય જ નહિ. એટલે આપણા વિદ્વાન પંડિતો આ રાસક્રીડાને યુક્તિપૂર્વક અનવદ્ય ગણે છે. તથાપિ રાસપંચાધ્યાયીમાં કામકેલિનો ઉલ્લેખ સ્પષ્ટ છે; અને થોડા જ સમયમાં વક્રાંગસુન્દરી કુબ્જા જોડે વિહારની કથા આપણે વાચિયે છિયે. એટલે આ રીતે પણ આ રાસક્રિડા ગોલોકમા પૂર્ણ કલાધર શ્રીકૃષ્ણચંદ્ર સાથેની દિવ્ય રાસલીલા-વાગ્વિલાસ-રૂપ છે એ અર્થાન્વય સહજ ઘટી શકે છે. આ પ્રમાણે સમજતાં, શ્રીકૃષ્ણની યોગમાયા વડે ગોપગોપીઓના આત્માઓ જાણે એક અદ્ભુત સ્વપ્નનો અનુભવ કરે છે. એ યોગસ્વપ્નમાં સામાન્ય સ્વપ્નની પેઠેજ કંઇક પૂર્વસ્મૃતિ, કંઇક પૂર્વભાવનાસિદ્ધિ અને કંઇક નવીન દર્શનની અવર્ણ્ય રસગુંથણી થાય છે.

**રાસલીલાનું પુણ્ય વાતાવરણ.**

શ્રીકૃષ્ણ ભગવાન્ ગોલોકના વૃન્દાવનમાં પોતાનું સંગીત શરૂ કરે છે. ગોપીઓ ઉત્સુક થાય છે, અને પોતાની સામાન્ય ક્રિયાઓ છોડી દઇ પોતાને પ્રભુ પાસે જતી અનુભવે છે. વળી કોઇક તો આ બ્રહ્મરાત્રિમાં પતિ પિતા કે બન્ધુથી જવાની મના થતાં આંખ મીંચી દઇને ધ્યાનમાં જ પ્રભુના આશ્લેષના આનંદ વડે અક્ષય મંગલને* પ્રાપ્ત થતી પોતાના ગુણમય શરીરનો ત્યાગ

* निर्वृत्या क्षीणमंगला ને સ્થાને निर्वृत्याऽक्षीणमंगला એ પાઠ વધારે સુઘટિત જણાય છે.

કરી સર્વબંધનથી મુક્ત થાય છે. રાજા પરીક્ષિતના સંદેહનો પરિહાર કરતા શુકદેવ કહે છે કે જે કોઈ અનન્ય ભાવથી પ્રભુને ભજે-ભલે પછી તે ભાવ હરકોઈ પ્રકારનો હોય તોપણ-તે શ્રીહરિના સાથે તન્મયતાને પ્રાપ્ત થાય એમા કાંઇ આશ્ચર્ય નથી. દૃષ્ટિસૃષ્ટિવાદના અનુગ્રહ વડે આ વિશ્વને જોનારા વિવેકીઓને આ સમાધાન સુલભ છે. અને જીવની અવિદ્યાના વિજૃંભણ રૂપે વિશ્વને અનુભવતા બ્રહ્મનિષ્ટ મહાત્માઓને 'લોક' એટલે 'દૃષ્ટિગોચર થતું કંઈક'-એ શબ્દની યોગ્યતા સુપરિચિત છે એ કહેવાની ભાગ્યે જ આવશ્યકતા રહે છે પોતાની સમીપ આવેલી ગોપીઓને ભગવાન પ્રથમ તો પ્રશ્ન પૂછી તેમના અંતઃકરણની પરીક્ષા કરે છે. પ્રભુ ગોપીઓને આદરથી કહે છે કે 'તમે આવી રાત્રે અહીં કેમ આવ્યાં છો? મ્હારા ઉપર સ્નેહથી તમે આવ્યાં હો તથાપિ તમારે તમારા પતિની સેવા નિષ્કપટ ભાવથી કરવી એ જ તમારૂં કર્તવ્ય છે;' વળી ભવિષ્યમા ભૌતિક ગોકુલમાં જઇને શું કરવું એની જાણે વ્યંજના કરતા પ્રભુ કહે છે કે 'મ્હારાં શ્રવણ, દર્શન, ધ્યાન અને કીર્તનથી મ્હારામા જે ભાવ થાય છે તે મ્હારા સંગથી નથી થતો માટે ગૃહ પ્રત્યે જાઓ.' ગોપીઓ હતાશ થઇ આંસુઓ લ્હોતી લ્હોતી પોતાના હાર્દિક ભાવ પ્રકટ કરતી સંસારના સર્વ કાલુષ્યથી વીતરાગ થયેલી પ્રસાદવતી વાણીમાં વદે છે કે 'હે વિભો, આપનો ઉપદેશ સત્ય હો. પણ આપ તો દેહધારીઓના પ્રિયતમ'-અથવા વિદ્યારણ્ય મુનિની ભાષામાં પરમપ્રેમાસ્પદ-'આત્મા છો. સંસારના સંબંધોથી શું છે?' આવો સંસાર પ્રત્યેનો તેમનો વિરાગ અને તેમની નૈષ્ઠિક ભક્તિ જોઇને ભગવાન તેમની આનંદની ક્રિયામય ભાવનાને સિદ્ધ કરવા, શાન્ત કરવા ઉદ્યુક્ત થયા; અને નિજ સ્વરૂપમાં જ નિત્યતૃપ્ત શ્રી હરિ જેમ વિશ્વલીલાને વિસ્તારે છે તેમ આત્મારામ શ્રી કૃષ્ણ પ્રભુએ ગોપીઓ સાથે ક્રીડા કરી. ગોપીઓની એ સૌભાગ્યદશાને આપણા કવિવરોએ પોતાની વિશદ, પ્રાસાદિક, ઓજસ્વિની અને મધુર-,

વળી રાગવતી છતા પણ પણ વિરાગવતી વાણીમાં ગાઇ છે. ગોપીઓની સાથે થોડી વાર રમીને પોતાના ભક્તોના સૌભાગ્યમદ રૂપી સાત્ત્વિક અભિમાનને પણ નિયંત્રિત કરનાર શ્રીકૃષ્ણ ભગવાન અંતર્ધાન થાય છે. ગોપીઓ વિહ્વલ થાય છે અને અને પછી તેમનું અમર કરુણગીત ગાય છે. એમા પણ સૂચક વાક્યો નજરે પડે છે. 'આ વ્રજમાં ઇન્દિરા હમેશાં નિવાસ કરે છે' 'તમે ગોપિકાનન્દન નથી પણ અખિલ દેહીઓના અંતરાત્મા, દ્રષ્ટા છો!' ઇત્યાદિ વાક્યો ગોલોકની ક્રીડાને સૂચવે છે. રુદનને અંતે પ્રભુ સ્મિતવદને તેમની પાસે આવિર્ભૂત* થાય છે અને લોકોત્તર સુકોમળ વાણી વડે તેમનું સાંત્વન કરે છે. છેલ્લા એટલે ૩૩ મા અધ્યાયમાં અનેક કૃષ્ણ રૂપોની રાસલીલાનું વર્ણન છે. અને રાજાની શંકાનું યથોચિત સમાધાન કરી શુકયોગેશ્વર બ્રહ્મરાત્રની રાસલીલાનો પ્રસંગ ફલશ્રુતિના અનુસંધાન સમેત સમાપ્ત કરે છે.

**ગોપીઓનું સૌભાગ્ય**

શ્રીકૃષ્ણચંદ્ર, જેમનું અંગ શ્રીનું સાક્ષાત્ ધામ હતું, તેમના અતુલ સૌંદર્યથી અને ઐશ્વર્ય પ્રભાવથી ગોપીઓ મોહિત થઇ હતી એ તો સુપ્રસિદ્ધ જ છે. તેમની ક્રિયાની નૈતિક સમાલોચના અત્ર વિવક્ષિત નથી. તેમના જીવનની સૌભાગ્ય ધન્યતા તો ઇશ્વરના પરમ પ્રસાદમાં જ લીન થતી, માનુષી સંદેહો પ્રત્યે મંદ સ્મિત કરતી વિચરે છે. જેને શ્રીકૃષ્ણના ઐશ્વર્યનો અનુભવ થઇ ગયો હતો, જેના પૂર્વ સંસ્કાર જાગ્રત અને પરિપક્વ થયા હતા એવી ગોપિકાઓ સંસારના સર્વસ્વનો ત્યાગ કરી સર્વાન્તર્યામી સર્વ દેહીઓના પતિ શ્રીકૃષ્ણમાં પોતાના સર્વ પ્રેમની અને સમગ્ર જીવનની આહુતિ આપે એમાં શું આશ્ચર્ય છે?

---

* જુઓ મૂળ, तासामाविरभूत् शौरिः અને સરખાવો यत्रा क्रूरो ऽभ्यगात्पुरा શ્રી. ભાગવત ૧૦-૨૮-૧૯.

તથાપિ શ્રીકૃષ્ણને વિષે શ્રદ્ધાન્વિત જનોને સ્વાભાવિક રીતે થતી શંકા પરીક્ષિત્ મહારાજ શ્રી શુકદેવને નિવેદન કરે છે. 'ભગવાન ધર્મસંસ્થાપનને અર્થે અવતર્યા હતા તેમણે આવો પરદારસંબંધ કેમ કર્યો? તે તો આપ્તકામ હતા.' શુક યોગેશ્વર તેમને અનેક દૃષ્ટિબિન્દુઓથી ઉત્તર આપે છે. તેનું તાત્પર્ય એ છે

**શ્રીકૃષ્ણની અસંગતા.** તેજરૂપ* દેવોનાં કાર્યો ભૌતિક મનુષ્યોનાં કાર્યોની પેઠે દોષપાત્ર નથી. કારણ કે તે સ્થૂલ ક્રિયાઓ જ નથી. બીજી તરફથી અનુકરણનો તો પ્રશ્ન જ ન હોય. ઐશ્વર્યવાન દેવોના જેવું આચરણ તેવી યોગ્યતાવાળો જ કરી શકે, નહિ તો તેને વિનાશનો વખત આવે. વિધોપાધિવાળા જ્ઞાનમય ઇશ્વરની ક્રિયાઓમાં અહંકાર કે સ્વાર્થનું વાસનાબીજ હોતું નથી, એટલે બાળકની ચેષ્ટાની પેઠે તે દોષારોપણને સારૂ અયોગ્ય છે—લીલા માત્ર છે. ઇશ્વિરની પાદરજને શિરોવંદ્ય ગણનારા કર્મબંધથી મુક્ત થાય છે, તો પછી ઇશ્વરની પોતાની શી વાત? શ્રીકૃષ્ણ ગોપીઓના, તેમના પતિઓના, અને સર્વ દેહીઓના અંતરાત્મા જ હતા. તેમણે પ્રાણીઓના અનુગ્રહને અર્થે માનુષી લીલા કરી હતી, કે જેનું વર્ણન સાંભળી મનુષ્ય ભક્તિમાં પ્રેરાય. આ બધું કહીને છેવટે કહે છે કે કૃષ્ણની માયાથી મોહિત થયેલા ગોપજનો પોતપોતાની સ્ત્રીને પોતાની પાસેજ જાણતા હતા, અને તેથી શ્રીકૃષ્ણ પ્રત્યે તેમને અસૂયા થઇ નહોતી, અને તેમજ સ્વાભાવિક હતું. કેમકે આ યોગસ્વપ્નમાં સર્વ ગોપગોપીઓ પોતપોતાના આનંદને જ અનુભવતાં હતાં. તે પછી **બ્રહ્મરાત્રિનું** આવરણ સંકેલાઇ જતાં વાસુદેવથી અનુમોદિત ગોપસ્ત્રીઓ યમુના તટેથી પોતાના ગૃહ પ્રત્યે ગઇ.

જેમ બ્રહ્મવિદને સાક્ષાત્કારની ખુમારી રહે છે તેમ ગોપીઓને

---

* જુઓ મૂળ. तेजीयसां न दोषाय. તૈજસ્ એ અભિધાન સ્વપ્ન દશાના અભિમાની જીવનું છે તે પણ સંભારવા જેવું છે.

**કૃષ્ણ–ગોપીઓનો સંબંધ.**

આ પરમ અદ્ભુત અનુભવની સદા ખુમારી રહેતી હતી. અને તેઓ ભૌતિક ગોકુલમાં પ્રત્યક્ષ થતા બાલ-ગોપાળનાં દર્શન, કીર્તન અને ધ્યાનથી પોતાને કૃતકૃત્ય સમજતી હતી. પવિત્ર ભક્તિભાવનાજ એમના હૃદયમાં વિલસતી હતી. તેને જ અનુસરીને ઉદ્ધવ દ્વારા પ્રભુનો અને ઉત્તરમાં ગોપીઓનો સંદેશ આપણે સરલતાથી સમજી શકિયે છિયે. ભગવાનનો સંદેશ એ ઇશ્વરાવતારનો જ સંદેશ છે. તેમાં ભૌતિક વિષયનો લેશ પણ ગન્ધ નથી. આત્મજ્ઞાનની જ લ્હાણી છે. કહેવામાં આવે છે કે મહાભારતમાં આ રાસક્રીડાનો પ્રસંગ નથી. શી રીતે હોય ? જેવો યશોદા માતને મુખમાં વિશ્વદર્શન કરાવ્યાનો પ્રસંગ, અક્રૂરને શેષશાયી નારાયણનું દર્શન કરાવ્યાનો પ્રસંગ, અર્જુનને વિરાટરૂપ દેખાડયાનો પ્રસંગ, તેવો જ આ ગોપગોપીઓને ગોલોક દર્શાવ્યાનો પ્રસંગ હતો. તે તે પ્રસંગો બાહ્ય જગતને ભાગ્યે જ દૃષ્ટિગોચર પણ થયા હશે, પણ તદ્દતદ્ વ્યક્તિઓની જીવનભાવનાઓના તો તે નિયામક બની ગયા હતા એ સમજવું કઠિન નથી. એટલે જ આપણે જોઇયે છિયે કે શ્રીકૃષ્ણનો વૈરી શિશુપાલ શ્રીકૃષ્ણની નિન્દા કરે છે ત્યા આ પ્રકારનો કોઇ આરોપ નથી.*

**વાચ્યાર્થની અભીષ્ટ સિદ્ધિ**

વાચ્યાર્થબાધ હોય ત્યા જ લક્ષણાનો આશ્રય લેવો યોગ્ય ગણાય છે. વળી એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે જે અજ્ઞાત હોય તે અસ્તિત્વમા ન હોય એવો કંઇ નિયમ નથી. પરમાત્માની આ અપાર સૃષ્ટિમાં આપણને અપરિચિત અનેક તત્ત્વો અને અનુભવો સંભવે છે. રસની સંપૂર્ણ સંસિદ્ધિ રસરૂપ પરમાત્માના ધામમાં હોય એમાં શું આશ્ચર્ય છે ? આવી

---

* જુઓ સભાપર્વ ૪૧ ઇત્યાદિ.

રસસિદ્ધિનું સ્વરૂપ તત્ત્વમાં આધ્યાત્મિક, ઉપાધિમાં આધિદૈવિક, અને કથનમાત્રમાં આધિભૌતિક હોય એ સહજ સમજાય એવું છે. જે વૈકુંઠમાં પરમાત્મા સાથે અખંડ રસમાં લીન થઇ જવાની અનેક ભક્તોની ઉદાર આંતર્ભાવના છે તે વૈકુંઠમાં પ્રભુ સાથેના રાસની સમાલોચના કયા તત્ત્વવિચારક વૈષ્ણવને પ્રિય, પૂજ્ય અને પુણ્યરૂપ થયા વિના રહે ? અહીં અનાસ્થાને સ્થાન નથી. અનીતિનો ગંધ નથી; અને કામધેનુ રૂપ શબ્દની અભિધા, લક્ષણા અને વ્યંજના સર્વ શક્તિઓ શરદની કુંજોની પેઠે ફલવતી થાય છે.

**પુરાણ ગ્રંથોની વંદના.**

આપણા પુરાણ ગ્રંથો સમગ્ર જગતના આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક ઇતિહાસનું, જીવનના ચતુર્વિધ પુરુષાર્થની યથોચિત સિદ્ધિને અર્થે વિહંગાવલોકન કરે છે. ભગવાન વેદવ્યાસે પોતાની વ્યવધાન રહિત દિવ્ય દૃષ્ટિ વડે કરેલી એ સમાલોચના સર્વ પ્રકારનાં મનુષ્યોને અનેક રૂપે ઉપકારક છે. દૈવી સૃષ્ટિ મનુષ્યને સામાન્યતઃ બહુધા અવિદિત, અનગવત હોય છે તેનું ગીર્વાણ ભાષામાં યાથાતથ્ય વડે વિવેચન કરનાર પુણ્ય ગ્રંથોની પ્રતિભા યથાયોગ્ય પરિશીલનની જ પ્રતીક્ષા કરે છે. અને મ્હને તો લાગે છે કે એ ગ્રંથોના પુણ્ય પરિશીલનમાં ભારતના ભાવી ઉદયનાં જ નહિ પણ સમગ્ર માનવજાતિના કલ્યાણનાં અનેક બીજો વિરાજે છે.



# પ્રભુના નિજમંદિરમાં.

આજે વૈશાખ શુક્લ દ્વિતીયા છે. આજ પ્રભુના દર્શનની અપૂર્વ શોભા હતી. અમૂર્તને મૂર્તિમંત કરવું એ માનવહૃદયનો સ્વયંભૂ અભિલાષ છે. સૌંદર્ય, શૃંગાર, વૈભવ એ બધાં પ્રભુમાં પૂર્ણતાએ વિરાજે છે પણ એનું કલ્પનાચિત્ર સ્થિર રહેતું નથી. માનસિક કલ્પનામાં વિશાળતા વધારે છે તથાપિ ચાંચલ્ય પણ વિશેષ છે. અહીં એ સૌંદર્ય, શૃંગાર, વૈભવ સહવર્તમાન પ્રભુનાં દર્શન થાય છે અને એ લાભ ન્હાનોસૂનો નથી. મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન ધ્યાનને સુલભ કરે છે. અને તેનું મનોહારી સૌંદર્ય, તેના વિશાળ કૃપાપૂર્ણ નેત્ર અને સુંદર નાસિકા, ભાવદર્શનથી સ્મૃતિમાં સ્થિર થઇ જાય છે. માધવબાગની મનોહર મૂર્તિમાં પણ અદ્‌ભૂત સૌંદર્ય આપણને આકર્ષિત કરે છે. અને એવું જ કોઇ અવર્ણ્ય અને અપ્રતિમ સૌંદર્ય, સૂરતની અંબાજીની મૂર્તિમાં વિરાજે છે. પણ સૌંદર્ય તો માત્ર એની માયાનો વિલાસ છે. વસ્તુતાએ તો સૌમ્ય અને અસૌમ્ય સર્વરૂપે ભગવતીજ વિહરે છે. રૂપ એ વિકારી છે એટલુંજ નહિ પણ કલ્પનાત્મક અને માયામુલક છે, એ જાણનારને માધવબાગની લક્ષ્મીનારાયણની શ્વેત મૂર્તિ અને શ્રી જગન્નાથરાયની કાષ્ટમયી મૂર્તિમાં એના એજ દિવ્યભાવો અને પુણ્યદર્શનો પ્રકટાવવામાં વ્યવધાન આવતું નથી. એજ સતની ઝાંખી ઝાંખીવડે પતિ કાન્તાના રૂપમાં સર્વ કમનીયતાનું આરોપણ કરી શકે છે ને કરે છે. પ્રભુના જગતની પેઠે માનવનું જગત્ એ માત્ર તેની ભાવનાની—સંસ્કારની—મનોદશાની પ્રત્યક્ષ મૂર્તિ છે. મ્હને તો એમ પણ લાગે છે કે જેમ રંગને વૈજ્ઞાનિકો માત્ર દૃષ્ટિભેદનાજ કાર્યરૂપ માને છે તેમ સ્થૂલ દ્રવ્યને પણ જતે દહાડે માનસિક દૃષ્ટિભેદના પરિણામરૂપ માનશે. સ્થૂલત્વનું ભાન કરાવનાર સ્પર્શ એ કંઇ રૂપનું ભાન કરાવનાર ચક્ષુથી વિશેષ નથી.

પણ અપ્રમેય, અચિન્ત્ય, અવર્ણ્ય અને લગભગ અપ્રાપ્ય પ્રભુની પ્રત્યક્ષ મૂર્તિમાં વિરાજતા પીયૂષનું નેત્રોવડે પાન કરવું; તેના ચરણસ્પર્શ વડે તેમાં કેન્દ્રિત થતા, પ્રભુના મહિમાના શક્તિપાત વડે રોમાંચનો અનુભવ કરવો; પ્રભુના ચરણારવિંદમાં જગતનું સમ્યક્ દર્શન કે જીવનનું સિંહાવલોકન કરતાં કરતાં પ્રભુની લીલાની અકળતાને અનુભવવી; અને જાણે જીવનની એક ધન્ય ક્ષણમાં સમગ્ર જીવનના સંદોહને અનુભવતાં હર્ષનાં કે વિષાદનાં કે બન્નેનાં અશ્રુવડે ગદ્‌ગદિત હૃદયે શ્રીમુખનાં દર્શન કરવાં એ કેવું સૌભાગ્ય છે! એ દર્શનમાં અનેક અશુભાશયો ધોવાઇ જાય છે; અનેક પુણ્યોનો સમૂદાય અને સંભાર પ્રકટે છે; અને ભાવી જીવનની કસોટીની, કમકમાટીની અને કાલમાં વિલય થવાની ગંભીર ક્ષણોની શાશ્વતશાન્તિનાં બીજો હૃદયમાં વિરાજીત થાય છે. એ પ્રભુના અહોનિશ દર્શન કરવાનું જેનું સદ્‌ભાગ્ય છે તેને ધન્ય છે. એની મહત્તા અને સર્વવ્યાપકતાનાં દર્શન કર્યા વિના એનું દર્શન કરનારના જીવિતને પણ ધન્ય છે. કેમકે સમજવું ન સમજવું એ પણ શું છે? સમજનારો સમજ્યોજ નથી, અને સમજાય એવું એ તત્ત્વ ક્યાં છે? મૂગે મ્હોંએ જે પ્રભુનાં દર્શન કરે છે અને દર્શનમાં લીન થઇ જાય છે એણેજ જાણ્યું છે. જાણવું એટલે તો ભેદભાવ સમજવો. અન્ય વસ્તુઓથી સ્પષ્ટિકરણ કરવું. પણ પ્રભુ તો વ્યવહારના પરસ્પર ભેદ દર્શનથી ભિન્ન છે, એ તો આ વિશ્વથી દશાંગુલ આગળ ઉભો છે. અહીંયે એ ઊભો છે. ત્યાંયે એ છે અને ક્યાં નથી? રંગો એ દૃષ્ટિ ઉપર આધાર રાખે છે એટલુંજ નહિ પણ આપણા રાગ અને દ્વેષો પણ દૃષ્ટિભેદનાજ વિપરિણામરૂપ જ છે. એટલે જ ભક્તોને બીજું દર્શન જ થતું નથી. એ તો એમજ અનુભવે છે કે "મ્હારો વ્હાલો સર્વત્ર વસે છે." જ્ઞાનવડે એકત્વનું અનુદર્શન કરનારને શોક થતો નથી. પણ ભક્તિવડે એકત્વને અનુભવનાર મહાત્માને તો ક્ષોભ પણ થતો નથી. કારણ એને તો સર્વત્ર પ્રભુનાં 'બાલુડાં'જ દેખાય

છે. અને એમની બાળચેષ્ટાઓ એના હૃદયસામ્રાજ્યને હચમચાવતી નથી પણ હસાવે છે, અથવા હસાવતીયે નથી, લીલાનો આનંદ માત્ર આપે છે.

આજે હરદાસજીનાં દર્શન થયાં. નિજમંદિરમાંજ. એમજ હોય. અને એમજ જ્યારે આ લોકનો ત્યાગ કરીશું ત્યારે પ્રભુના ચરણમાં એમના સર્વ ભક્તોનાં દેશકાલથી અનવચ્છિન્ન આપણને દર્શન થશે. મ્હેં એમને પ્રણામ કર્યા અને એ તો જાણે સૌને પ્રણામ કરે છે. સર્વાત્મભાવ ન થાય ત્યાંસુધી અશ્વ, ચાંડાલ, ગો, સર્વને દંડવત્ પ્રણામ કરવા એ પરમ ભાગવતોનો સિદ્ધ માર્ગ છે. હરદાસજી પ્રણામ કરે છે ત્યારે કંઇક એવોજ ભાવ હોય છે. પણ સાધકદશાનાં સાધનો સિદ્ધદશાનાં લક્ષણો અથવા સ્વાભાવિક ચિહ્નો બની જાય છે, તેમ એ તો સર્વાત્મભાવને અનુભવતા જ, શ્રીહરિનું પીયષ પાથરતાજ સર્વને નમતા નમતા ફરે છે. પરાવર પ્રભુનું એમણે દર્શન કર્યું છે એટલે એમની હૃદયગ્રંથિઓ ભેદાઇ ગઇ છે. સંશયો તો એ બીજાના છેદે છે; પણ ડાકોરમાં વિરાજતા શ્રીદ્વારકેશના દર્શને રાજભોગ સમયે આવવાનું અને ચરણસ્પર્શ કરીને એક દ્વાર પાસે ઊભા રહેવાનું એમનું કર્મ હજી ક્ષીણ થયું નથી! ઘણે દિવસે મળ્યા મ્હને લાગે છે કે મ્હારા ઉપર એ બહુ પ્રેમ રાખે છે. અને એમ કદાચ ઘણાને લાગતું હશે. હું તો એને પ્રભુની કૃપાનું ચિહ્નમાત્ર માની લઉં છું. પ્રભુ પોતેજ શ્રીમુખે કહે છે કે હું ભક્તોની પાછળ પાછળ ફરૂં છું, એટલા સારૂ કે એમના ચરણની રજથી હું પવિત્ર થાઉં નાસ્તિકોના દુર્વાક્યોથી કલુષિત જેવા ભાસતા પ્રભુને બીજું કોણ શુભ્ર કરી શકે?

બીજું ચિત્ર સ્ફુરે છે. હું નિજમંદિરના બ્હારના ગોખમાં બેઠો છું. મ્હેતાની જોડે. કેમકે પ્રભુને હમણાં ભોગસામગ્રી આવી છે. મ્હેતાને પંખાની સેવા બહુજ પ્રિય છે. એમનું અંતર પણ ભક્તજનની પેઠે ગલિત થઇ ગયું છે. અને ભક્તહૃદયની આર્દ્રતાજ નહિ

પણ અપ્રમેય, અચિન્ત્ય, અવર્ણ્ય અને લગભગ અપ્રાપ્ય પ્રભુની પ્રત્યક્ષ મૂર્તિમાં વિરાજતા પીયૂષનું નેત્રોવડે પાન કરવું; તેના ચરણસ્પર્શ વડે તેમાં કેન્દ્રિત થતા, પ્રભુના મહિમાના શક્તિપાત વડે રોમાંચનો અનુભવ કરવો; પ્રભુના ચરણારવિંદમાં જગતનું સમ્યક્ દર્શન કે જીવનનું સિંહાવલોકન કરતાં કરતાં પ્રભુની લીલાની અકળતાને અનુભવવી; અને જાણે જીવનની એક ધન્ય ક્ષણમાં સમગ્ર જીવનના સંદોહને અનુભવતાં હર્ષનાં કે વિષાદનાં કે બન્નેનાં અશ્રુવડે ગદ્‌ગદિત હૃદયે શ્રીમુખનાં દર્શન કરવાં એ કેવું સૌભાગ્ય છે! એ દર્શનમાં અનેક અશુભાશયો ધોવાઇ જાય છે; અનેક પુણ્યોનો સમૂદાય અને સંભાર પ્રકટે છે; અને ભાવી જીવનની કસોટીની, કમકમાટીની અને કાલમા વિલય થવાની ગંભીર ક્ષણોની શાશ્વત્‌શાન્તિનાં બીજ઼ે હૃદયમાં વિરાજીત થાય છે. એ પ્રભુના અહોનિશ દર્શન કરવાનું જેનું સદ્‌ભાગ્ય છે તેને ધન્ય છે. એની મહત્તા અને સર્વવ્યાપકતાનાં દર્શન કર્યા વિના એનું દર્શન કરનારના જીવિતને પણ ધન્ય છે. કેમકે સમજવું ન સમજવું એ પણ શું છે? સમજનારો સમજ્યોજ નથી, અને સમજાય એવું એ તત્ત્વ કયાં છે? મૂંગે મ્હોંએ જે પ્રભુનાં દર્શન કરે છે અને દર્શનમાં લીન થઇ જાય છે એણેજ જાણ્યું છે. જાણવું એટલે તો ભેદભાવ સમજવો. અન્ય વસ્તુઓથી સ્પષ્ટિકરણ કરવું. પણ પ્રભુ તો વ્યવહારના પરસ્પર ભેદ દર્શનથી ભિન્ન છે, એ તો આ વિશ્વથી દશાંગુલ આગળ ઉભો છે. અહીંયે એ ઊભો છે. ત્યાંયે એ છે અને કયાં નથી? રંગો એ દૃષ્ટિ ઉપર આધાર રાખે છે એટલુંજ નહિ પણ આપણા રાગ અને દ્વેષો પણ દૃષ્ટિભેદનાજ વિપરિણામરૂપ જ છે. એટલે જ ભકતોને બીજું દર્શન જ થતું નથી. એ તો એમજ અનુભવે છે કે “મ્હારો વ્હાલો સર્વત્ર વસે છે.” જ્ઞાનવડે એકત્વનું અનુદર્શન કરનારને શોક થતો નથી. પણ ભક્તિવડે એકત્વને અનુભવનાર મહાત્માને તો ક્ષોભ પણ થતો નથી. કારણ એને તો સર્વત્ર પ્રભુનાં ‘બાલુડાં’જ દેખાય

પણ વૈષ્ણવ વૈશ્યની પરમ નમ્રતા એમનામાં અનુભવાય છે. મ્હને એ કોણ જાણે કેવા કયાંથી આવેલા સ્નેહથી જરા જરા કંઇ કંઇ કહ્યા કરે છે. એમની વાણીમાંથી ત્યાગ, ભક્તિ અને પ્રભુના શરણાગતની નિષ્ઠા નીતરી રહ્યાં છે. મ્હને કહે છે લ્યો; અને પંખાની સેવા મ્હને ભળાવે છે. મ્હને થાય છે કે આ સદ્‌ભાગ્ય મ્હને આજે મ્હેતાએ અપાવ્યું જે સેવાનું ભાગ્ય પ્રભુનાં ચરણારવિંદ આ ભૂમિમાં વિચરતાં હશે ત્યારે મહાભાગ ઉદ્ધવને પ્રાપ્ત થયું હશે. મ્હારી કલ્પના ચિત્ર દોરે છે. પ્રભુની પાસે રાસેશ્વરી લીલા કરતાં બેઠાં છે. શું કહેતાં હશે? એમના કપોલ ઉપર ગ્રીષ્મની ઊષ્માએ જાણે પ્રસ્વેદનું બિંદુ આણ્યું છે. પ્રભુ હસતા હસતા પોતાની ટચલી આંગળીવડે એ બિંદુ લૂછી નાખે છે. એટલામાં પંખાના પવનની લહરી આવે છે. લક્ષ્મીજી કહે છે "આ બિચારો મ્હેતો સારો છે હોં." પ્રભુ કહે છે 'હા,' અને વધારે બોલતા નથી. લક્ષ્મીજી કહે છે "મ્હને થાય છે કે હું એને પ્રસાદ મોકલું." નરસૈંયાનો સ્વામી કહે છે "ના રે, કંઇ નહિ, એ તો મ્હારા શરણમાં આવ્યો છે. હવે એને તો મ્હારી પાસેજ રહેવા દ્યો." ભગવતી જરા ખિન્ન થતાં જરા મ્હોં મલકાવતાં કહે છે, "પ્રભુ આવું તે શું કરતા હશો?" મ્હારા નેત્રમાથી દ્રવન્ત હૃદયના સાક્ષીઓ બ્હાર દોડી આવે છે. પ્રભો!

આ ગોખ નથી. આતો પ્રભુનુ નિજમંદિર જ છે. જ્યાં જ્યાં પ્રભુનાં દર્શન થાય છે એજ એનાં નિજમંદિર. પાસેના ડંકનાથ મહાદેવના મંદિરમાં હું તો એનેજ જોઉ છું. શિવ અને વિષ્ણુ વચ્ચે એના ભક્તોને ભેદ કેમ લાગતો હશે? નજ લાગે. લાગતો નહિજ હોય. પાતિવ્રત્ય જેવા કંઈક ભાવથી હશે? પણ એવું યે ભગવાન વ્યાસમાં નહોતું.—હતું અને નહોતું. એ સર્વાન્તર્યામી પ્રભુ ક્યાં રમી રહ્યા નથી? સર્વ ભૂતો એના આવાસ છે. અખિલ જગત્ એની મ્હોલાત છે. જેને જેને, જ્યાં જ્યાં એની ઉપલબ્ધિ થાય ત્યાં ત્યાં તે એને પૂજે છે. ભલે પૂજે. પૂજવાનો એને છે. સર્વત્ર એનાંજ

આયતનો વિરાજે છે. અને, તથાપિ એતો જાણે દૂરસ્થ લાગે છે. અરે, દૂર ક્યાં છે? આ રહ્યો.

દ્વાર ઉઘડે છે. શી એની શોભા છે! હું ફરી નિજમંદિરમાં એને નેણભરીને નિરખવા જાઉં છું. પાવડી મોજડીનાં દર્શનની તૈયારી થાય છે. શયનને સારૂ. શયનને સારૂ? ઉત્થાન હવે ક્યારે થશે? ક્યારે, પ્રભુ, ક્યારે? તારૂં ઉત્થાપન કોઇનાથી કરાવાય એમ નથી. તથાપિ તારા ઉત્થાનમાં અમારા ઉત્થાપનની કૃતકૃત્યતા છે.



# રામકૃષ્ણ પરમહંસ.

માનવોનાં જીવનો જાત જાતનાં હોય છે. એક તો કેળ જેવાં જેને ઉઘાડી ઉઘાડીને જુઓ તો છોતા પાણી સિવાય કંઇ મળે નહિ. ગર્ભ પણ એવો કે જેની ખીંટી પણ બની ન શકે. બીજાં તે ચંદન જેવાં. દૂરથી એની સુરભિ મ્હેકે, એને ઘસો તોય સુવાસિત લેપન થાય, અલંકારોને રાખવાની સુવાસિની પેટી પણ એની બને અને એને અગ્નિની આંચ આપો તોય તે સુગંધજ આપે. તથાપિ આ તો ઉપમા છે. કેળનું પાણી સર્પના ઝેરને મટાડે છે એમ કહે છે. ક્ષુદ્ર અને પામર જીવનને પણ કુશળ યોજક સરસ ઉપયોગમાં લઇ શકે છે.

રામકૃષ્ણ પરમહંસનું જીવન ચંદનના જેવું અંતર્માં અને બહાર એકરસ અને સુવાસિત હતું. એમના જીવનનો મહાસંદેશ એ સંતોનો સનાતન સંદેશ છે. આદિથી તે અંત સુધી ન્હાનાં

તેમજ મ્હોટાંને, આ દેશનાં અને સર્વ દેશનાં જનોને, ' પ્રભુને ભજો ' એ એમનો સંદેશ છે. એમનું નામ પણ જાણે એજ સંદેશ ઉચ્ચારી રહ્યું છે.

આવા મહાપુરૂષના જીવનની સમાલોચના કરતાં આપણે જોઇયે છિયે કે એમના જીવન, કથન અને ભાવનની એકતાનતા છે. રામકૃષ્ણ પરમહંસનુ જીવન મ્હોટે ભાગે કલકત્તામા વ્યતીત થયું હતું. રાણી રાસમણી બગાનમા તેઓ રહેતા હતા. એ સ્થાનમાં મ્હોટા બગીચાની જોડે એક મ્હોટી સુંદર દેવભૂમિ છે. તેમા ગંગા નદીના કિનારા ઉપર મહાદેવના મંદિરોના હાર આવી રહેલી છે. આડે દહાડે આ સ્થળ, રમણીય છે તોપણ, શૂન્ય જેવુ લાગે. તથાપિ ત્યાં ત્રિગુણસ્વામિના શૂન્યા ભુવનેશ્વરી વિરાજે છે. આ સ્થાનમા તેઓ 'કાલીમાઇ'નુ ભજન કરતા. ન્હાનપણમાથીજ તેમને ઉન્નત જીવનનો રસ લાગ્યો હતો. આવા પ્રકારના એકધારા અને આદર્શલક્ષી જીવનમા એમનુ કાર્ડિનલ ન્યુમૅનના જોડે સામ્ય છે. ન્યુમૅનનુ પરિવર્તન તે તેના હૃદયની ભાવનાઓનું પરિવર્તન નથી પણ જે માર્ગમા એની હૃદયસરિતાનો અમોઘ ધોધ વહેતો હતો તે ધોધના પ્રદેશમાજ અન્ય નામકરણ સંસ્કાર માત્ર છે.

Lead, kindly Light, lead thou me on!

એજ તેના અંતઃકરણનો ઉત્તુંગ અભિલાષ છે. રામકૃષ્ણ પરમહંસે પોતાના જીવનની સમષ્ટિના જીવન સાથે એકતાનતા કરી હતી. એટલે એમના જીવનમા આપણે વિસંવાદ જોતા નથી. તેલંગ સ્વામિયે એમને મળે, કેશવચન્દ્રસેન પણ એમની પાસે વખતો વખત આવે. દયાનંદજી પણ આવે, ક્રિસ્ટોદાસપાલ અને અમેરિકાના મિ. કૂકે આવે. એમનુ જીવન દેવમય, પ્રભુમય થઇ ગયુ હતું. એટલેજ એના આ વિરાટ સ્વરૂપમા એમને વિસવાદ ક્યા જણાય?

એમનું કથન એમના શિષ્ય પ્રશિષ્યો વડે સુપ્રસિદ્ધ છે. જીવ-

ઉદાત્ત વાંછના છે. સનાતન સત્યોનો પ્રચાર તો એ કરે છે. યોગ સાધના પણ કરે છે. પણ એ બધાં તો આનુષંગિક છે. "પ્રભુને ભજો. બધું છોડીને પ્રભુને ભજો." એજ એમનો પ્રધાન આદેશ ઉપદેશ અને સંદેશ છે. અને એ સંદેશની પાછળ પ્રભુ ભક્તિમાં રંગાઇ ગયેલું અથવા કહો કે લીન થઇ ગયેલું એમનું હાર્દિક જીવન છે.

આ સંદેશ નવો તો નથી. સૃષ્ટિના જેટલો જૂનો છે. બ્રહ્મર્ષિ નારદમાં એ સંદેશ આપણે મૂર્તિમંત થયેલો જોઇયે છિયે. સુરો પણ એમને વંદે છે અને અસુરો પણ એમને વંદે છે અને બન્નેના તેઓ સલાહકાર છે. આ ઉપદેશની મોહિની એ છે કે આત્માને સર્વત્ર જોવાથી અને સર્વને આત્મામાં જોવાથી તેના અનુયાયીને શોક, મોહ કે વિસંવાદનું કારણજ રહેતું નથી. આપણે જોઇયે છિયે કે સર્વ ધર્મો, સંપ્રદાયો ને પંથોમાં પણ પ્રભુભક્તિનો આદેશ એક અથવા બીજે રૂપે સામાન્ય છે. એ માર્ગમાં સ્ખલન નથી, પતન નથી અને કોઇ પ્રકારની સાધનાઓની પ્રક્રિયાની અનિવાર્ય આવશ્યક્તા નથી બધું છોડી દો પ્રભુનેજ ભજો—એ સંદેશની વ્યંજના છે એટલે નિષ્કામતા પણ સહજ છે. વળી આ યુગમાં અહિંસા સત્ય, તપ શૌચ ઇત્યાદિ ધર્મ સાધનો સાધવાં કઠિન છે. માટે પુરાણો પણ કલિયુગમાં કેશવકીર્તનનીજ મહત્તા સ્વીકારે છે. આ પ્રમાણે નિષ્કામ ભક્તિયોગ સિદ્ધ થતાં જ્ઞાનનિષ્ઠા તો સહજ પ્રાપ્ત થઇ જાય છે. કેમકે બ્રહ્મ સત્ય છે અને જગત્ એ મિથ્યા છે, એ પરમ સત્યના ઉપરજ એકાન્તિક ભક્તાની જીવનકલાની આખી કમાન હોય છે.

બંગાલના ધાર્મિક ચેતન પ્રકટાવનાર ત્રણ મહાપુરૂષો. એક ગૌરાંગ ચૈતન્ય સ્વામી. એમણે વિષ્ણુભક્તિનો અને ખાદ્યાખાદ્ય વિવેકની વિશિષ્ટતાવાળો સંપ્રદાય ચલાવ્યો. બીજા કેશવચંદ્રસેન એમણે પણ ઇશ્વરભક્તિનો આગ્રહ કરી એક પંથ કાઢયો. અને

ત્રીજા રામકૃષ્ણ પરમહંસ; એમણે જૂદો પંથ કાઢવાનું સાહસ ન ખેડતાં પોતાના વ્યક્તિત્વના બળ વડે સમગ્ર જનસમુદાયમા પ્રભુની ભક્તિનાં અને વિશ્વની સેવાના આંદોલનો પ્રકટાવ્યાં.

દુનિયાની ખેંચતાણમાં બે બાજુઓ છે. સંતો તે જીવોને પ્રભુ તરફ ખેંચે છે અને સંસારીઓ એમને જગત્ તરફ ખેંચે છે. એક કહે છે કે જગત્‌ને ભજો, બીજા કહે છે કે જગદીશને ભજો. સંતો કહે છે કે જગતને ભજ્યે તો ઉદ્ધાર નહિ થાય. અંધારૂં ઉલેચ્યે પાર નહિ આવે આયુષ્, બલ, યશ, સુખ, અભ્યુદય અને શાન્તિને અર્થે પણ પ્રભુને ભજો. કારણ કે આ સમગ્ર જગત્‌ના પ્રત્યેક વિભાગની ચાવી એની પાસે છે.

રામકૃષ્ણ પરમહંસને એમના ભક્તજનો અવતારિક પુરૂષ તરીકે માને છે. આ આખું જગત્ પરમાત્માની વિભૂતિ છે. સર્વ જીવો એના અંશો છે, અથવા એનાંજ સ્વરૂપ છે, તો પછી આવા સત્વમય મહાત્મા એ તો પ્રભુરૂપજ છે એમાં કહેવાનું શું ? એમના શક્તિપાતનો એ પ્રભાવ છે કે મહાકાળીનાં સુંદરમાં સુંદર ચિત્રો એ પરમહંસની અવધૂત મૂર્તિની સાથે જોડાયેલા છે. તથાપિ વિશિષ્ટ અવતારો સંબંધી તો કહિયે કે એવા અવતારો અતિ મહાન્ કાર્યને અંગેજ થાય છે, અને સાધુનું પરિત્રાણ ઘણું ખરૂં એતું મુખ્ય કાર્ય હોય છે. અર્થાત્ સાધુને સાધુતાભર્યા જીવનમાં અતિ પ્રબળ વિરોધ આવે અને એ વિરોધના સામાન્ય ઉપાયો કાર્ય કરી ના શકે ત્યારે ભકતનું પરિત્રાણ કરવા પ્રભુ અવતાર લે છે. રાજીખુશીના સોદાથી મનુષ્યો પાપમાં પડે ત્યારે પ્રભુ બહુ તસ્દી લેતા નથી. આ તો પ્રભુની લીલા છે. કોણ કેમ કુદે છે અને કોણ કેમ કુદે છે એ પ્રભુ જોઈ રહ્યા છે અને મંદહાસ્ય એમની મુખ છવિ ઉપર વિરાજી રહ્યું છે! માત્ર એ લીલાના સુવિરૂદ્ધ નિયમો છે કે જે વડે જીવ ચાહે તો સુખ, શાન્તિ, સમૃદ્ધિ અથવા દુઃખ ક્લેશ અને પરિતાપ પ્રાપ્ત કરી શકે. મનુષ્યોને આત્યંતિક

ક્ષેમના માર્ગની તરફ દોરવાં એ દૈવીજનોનું કર્તવ્ય છે. અને એ માર્ગની તરફ દોરવાની સાથે એ પ્રેરણાના એકાન્તિક બલરૂપ પ્રભુ-શરણની યાચના કરવાનું અને કરાવવાનું રામકૃષ્ણ પરમહંસનું યશસ્વી અને પુણ્ય જીવનકાર્ય હતું.



# છાંટણ કળા.

છાંટણ કળા એ નામ નવું છે પણ એ કળા નવી નથી. એ કળા ઘણા જુના વખતથી ચાલતી આવી છે, એમ ઘરડા માણસો પણ કબુલ કરશે. વિદ્વાનો તેમજ અવિદ્વાનો, સ્ત્રીઓ તેમજ પુરૂષો, બાળકો તેમજ વયોવૃદ્ધ, સૌ વર્ગમાં આ કળાના અભ્યાસીઓ નજરે પડે છે. “એણે છાંટી,” “અરે ભાઇ એ તો છાંટતો હશે” ઇત્યાદિ વાક્યો આપણી ભાષામાં સારી રીતે પ્રચલિત છે, એટલે એ ક્રિયા ઉપરથી તેની કળા બતાવનારો આવો સમાસ ઉપજાવી કાઢવામાં કાંઇ બહુ જડબાતોડ શબ્દ બનાવ્યો ગણાય નહિ. કદાચ એમ પણ બને કે આપણા કેટલાક પારસી ભાઇઓને આ કળા જોડે ખાસ મહોબ્બત હોવાથી આ નવો શબ્દ ઘણો ઉપયોગી કે મન-ગમતો પણ થઇ પડે. છાંટણ કળાનો અર્થ કોઇ એવો કરે કે ‘કોઇને ગેરલાભ કરવાના ઇરાદા વિના ચાલતી વાતમાં માંહ્ય મળતી બના-વટી વાત દાખલ કરવાની કળા’ તો તેને તેની આદર્શ વ્યાખ્યા તો આપણે નજ કહી શકિયે, માત્ર કામચલાઉ ખુલાસા તરીકે તે ચાલી શકે. ‘છાંટવા’ શબ્દના અર્થની ઘટનામાં ‘અટકળ પંચાં દોઢસો’ ની રીતે ગમે તેમ ઝોકાવી શકાશે. ‘છાંટી’ ની પાછળ

'ગપ' શબ્દ અધ્યાહાર્ય ગણાય તો વ્યાકરણનો મેળ મળી રહે. પણ જો ઉઘાડો બોલાય તો કદાચ તકરાર થઈ બેસે.*

આ કળાનું નામ ગોઠવતાં જેમ હાર્દિક ગુંચવણ થાય છે તેમ તેનો અર્થ જો કે સાદા માણસોને સ્હેજ સમજાય એવો લાગશે તો પણ તેમાં વિદ્વાનોને કદાચ અસંગતતા લાગે તો નવાઇ નથી. ખેર; એક લાભ તો આ નામને છે તે એ કે જેવી એ કળા, તેને લાયકજ આ નામ છે; એટલે યોગ્યની યોગ્ય સાથે વરણી થઈ છે એમ તીવ્રદૃષ્ટિવાળાને લાગશેજ. કોઇ વિદ્વાનો કદાચ એમ શંકા લે કે "આ કળાજ ક્યાં છે? અમથાં ન્હાની ચીજને મ્હોટાં મ્હોટાં નામ આપવાં એથી શું?" તો એના ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે ન્હાનાંને મ્હોટાં કરવાં એતો આ યુગનો પ્રભાવ છે. ચારે પાસ જ્યાં જોશો, સમાજ–રાજ્ય–સંપત્તિ–બધેય ન્હાનાંને મ્હોટાં કરાયેલાં ન જુઓ તો કહેજો. એટલે રૂપકનો વાંધો જો કે પૂર્ણ રીતે ખરો છે તથાપિ જમાનાને અંગે ધ્યાનમાં લેવા લાયક નથી.

હું પોતે આ કળાના પ્રયોગોના અભ્યાસ વગરનું માત્ર એની 'થીયરી' નું જ જ્ઞાન ધરાવતો હોવાથી એટલે અંશે આ વિષયની ચર્ચા કરવાની મ્હારી લાયકાતની ઊણપ કબુલ કરૂં છું. જો કે મ્હારે કહેવું જોઇએ કે હું છેક અનભિજ્ઞ નથી. કેમકે ગત્રે નવગશે કોઇ કોઇ વાર મ્હારી ન્હાની બાળકીને નવી નવી વાતો બનાવી બનાવીને કહેવાની મને ફરજ પડે છે. પણ હું જાણું છું કે આવો કામચલાઉ અનુભવ સ્પષ્ટ રીતેજ ઘણો ઓછો ગણાય.

---

* એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે ચોખ્ખી અસંભવિત ગપ્પને આ કળાના ધ્યેય તરીકે ગણાય નહિ; પછી તે ગમે તેવી મૂર્ખ હોય; જેમકે એક ભાઇ જેમને ટાઢા પ્હોરની ગપ્પો હાંકવાનો જબરો શોખ હતો તે કહેતા કે "સાહેબ, પહેલાં તો આપડા લોકોને બધાને પૂછડાં હતાં, આ અંગ્રેજ સરકારે આવીને, મારી મારીને, બધાનાં પૂછડાં કાપી નાંખ્યાં" આનું નામ નિખાલસ ગપ્પ.

મ્હારા એક મિત્ર, જેનું અચાનક પ્રયાણ અમને બહુ સાલે છે, તે છાંટવાની કળામાં બહુ રસ લેતા. તેઓને ગામડાના પોસ્ટ માસ્તર તરીકે મનિઓર્ડરનાં નાણા ચુકવવાનુ કામ કોઇ કોઇ વાર આવતું તે વખતની એક વાત તેમણે કહેલી યાદ આવે છે. એક ગામડીઆએ મળેલા રૂપીઆનો ખખડાવી ખખડાવી દમ કાઢી નાંખ્યા પછી એક રૂપીઆના અવાજ વિષે વ્હેમ આવતાં માસ્તર સાહેબને તે બદલી આપવા પાછો આપ્યો. બોદો તો હશે પણ ખોટો નહોતો. આવા બોદાનું સંગ્રહસ્થાન પોસ્ટ ઓફિસમાં થાય તો પંચાત પડે એમ ધારી માસ્તર સાહેબે ગંભીર ચહેરે પેલા માણસને કહ્યું "ભાઇ એ બોદો બોલતો હોય તો તમારા ત્યાંવાળાને લખો. અમારે શું, અમે તો જેવા એણે મોકલ્યા તેવા તમને આપી દીધા. અમારે બદલવાની શી મતલબ ?" પેલાએ રૂપીઓ લઇ લીધો.

એ ભાઇ પોતે એ કળામાં નિષ્ણાત હતા એટલુંજ નહિ પણ તે ક્ષેત્રના નવા સવા સાહસિકને પકડી પાડવામાં પણ કાબેલ હતા. એક વખતે બે પાંચ જુવાનીઆઓ હિન્દી રાજકીય બાબતોની વાતો કરતા હતા. આવા વિષયમાં જુવાનિયા મંડળમાં છાંટવાનું કામ ચાલે છે એમ ચાલી રહ્યું હતું. તેઓ કેટલી થોડી પુંજીથી ઝિકાવે જતા હતા તે જોઇ એમાંના એકાદ જણને પોતાની રમુજી જાળમાં સપડાવવાનો તેમણે વિચાર કર્યો ને કહ્યું. "હા, ભાઈ, આપણા લોક કેટલીકવાર તો બહુ ગેરવ્યાજબી કરે છે. જુઓને, હમણાંજ વિલાયતમાં આપણા એક હિન્દીએ કર્ઝન વાઇલીનું ખૂન કરી નાંખ્યું, ખૂન તો ખૂન, પણ બાઇડીને...?" તુરતજ એક ઉત્સાહી ગૃહસ્થે કહ્યું, "હા, જુઓને કોઇ મરદને માર્યો હત ત્હોયે જુદી વાત પણ બિચારી બાઇડીએ શો ગુન્હો કર્યો ?" બધા સાભળી રહ્યા, કે ડોકાં હલાવવા લાગ્યા. મ્હારા મિત્રે પણ ગુપચુપ વાત ચાલવા દીધી. પેલા ભાઇઓને કર્ઝન વાઇલી એ મરદ હતો એ ખબર ન હોવાથી ઇકારાન્ત શબ્દ ખોટે પાટે ચલાવવાને પૂરતો હતો.

એક બારિસ્ટર સાહેબ આ છાંટણકળામાં નિપુણ હતા. તેઓ દેખાવે પ્હેલવાન અને ધાંટે જોરાવર હતા. નવા સવા જડજ સાહેબ જોડે તેઓ કોઇ કોઈ વાર વિલાયતના નામનો આશ્રય લઇ ધમકારે જતા. "નામદાર સાહેબને યાદ હશે પેલો લન્ડન કાઉંટી કોર્ટ આગળનો કેસ કે જેમાં આવાજ મુદ્દાઓમાં વાદીની તરફેણમાં ચુકાદો અપાએલો છે." કાંઇક બિનમાહિતગાર જણાવાના ડરથી અને કાઇક સ્વાભિમાનના મહાન ગુણને લીધે ઘણીવાર આવા પેંતરાને પરિણામે જડજ સાહેબ ડોકું હલાવીને આગળ ચાલવા દેતા. ને કદાચ જડજ સાહેબ ચોકસાઇ કરે તો "ચોક્કસ 'રેફરન્સ' હું આપની પાસે ભવિષ્યમા મૂકી શકીશ." એમ કહી બારિસ્ટર સાહેબ ગાડું ગબડાવતા.

એક ગૃહસ્થે બીજા ધંધામાં પુષ્કળ અનુભવ લઇ તાજેતર ડિસ્ટ્રિકટ પ્લીડરમાં પાસ થઇ વકીલના ધંધામાં ઝોકાવ્યુ હતું. તેમનામાં આ કળા બહુ સારી હતી. હતી તો વકીલાતની શરૂઆત, પણ દમ પોતાની મ્હોટી મૂછોના પ્રમાણમાં રાખતા. એકવાર એક અસીલ તેમની જોડે કેસના મ્હેનતાણા સંબધી પ્રાથમિક ભાંજગડ કરતો હતો તે વખતે તેઓ બન્ને 'બાર રૂમ' પાસેથા પસાર થતા હતા. બાર રૂમમાં દસ પાંચ ધુરંધર વકીલ બારિસ્ટરો બેઠા હતા. વકીલ સાહેબે તે તરફ હાથ કરી કહ્યું થોડામાં કરાવવું હોય તો આ બેઠા ગામડીયા વકીલો, એમની પાસે જાઓ. અમારી પાસેતો કામનાં નાણાં બેસશે." અસીલ ઉપર આ વાકયની એવી મક્કમ અસર થઈ ગઈ કે એણે ચુંથાચૂંથ મૂકી દઇ વકીલ સાહેબનો આકડો સ્વીકારી લીધો. બીજે દિવસે એમણે સદરહુ હેવાલ ખાનગી રીતે બાર રૂમમાં રજુ કર્યો.

સાહિત્યના પ્રદેશમાં પણ આ છાંટણકળાનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે. પેલી 'મૉરલ કલાસ બુક' ની વાત અડધી પડધી યાદ આવે છે. ચાલુ કળાના ઉપયોગથી પુરી કરિ લઇયે.

'ઑમ્નીબસ' ની લાંબી મુસાફરીમાં એક જુવાનિયો મંડળીને પોતાનાં ગપ્પાં સપ્પાંથી રિઝાવતો હતો, ને તેણે તેની છેલ્લી છાંટમાં એક લેખકનો આધાર આપ્યો. ખુણામાં બેઠેલો એક માણસ આનાં ડિંગે ડિંગથી કંટાળી ગયો હતો તેણે સૂચવ્યું કે "સાહેબ, સોફોકલી-ઝમાં તો એ નથી," ને તેના ગ્રંથની નકલ ગૂંજામાંથી બહાર કાઢી. પેલા સફરી જુવાને તરતજ ગુલાંટ ખાધી ને કહ્યું કે "હાજી આપ બરાબર કહો છો મ્હારે બોલવા ફેર થયું. એ તો યુરિપિડીઝમાં છે." આણે કહ્યું "નાજી યુરિપિડીઝમાં તો નથી: લ્યો આ જુઓ" ને તે બીજાનો ગ્રંથ કહાડ્યો. પેલાએ પાનાં ફેરવ્યાં ને જાણે સાંભરી આવ્યું હોય એવો ડોળ કરી ત્રીજું નામ જણાવ્યું કે "હાં. હાં, એ તો ખાત્રીપૂર્વક ઇસ્કિલસમાં છે." આણે તે ગ્રંથકારનું પુસ્તક બ્હાર કહાડ્યું– હળવેથી. એટલે પેલો જુવાન તો ગભરાઇને 'ઓમની બસ' માંથી ઉતરીને નાઠો ને બોલ્યો કે આની પાસે તો ગજવામાં આખી લાયબ્રેરી છે."

એક ગૃહસ્થ આવી મુંઝવણમાંથી બચી જવા એમજ કહેતા કે ફલાણા ગ્રંથકારના લખાણમાં એક ઠેકાણે આમ "સૂચિત કર્યું છે." આકાશ ઉપરથી પાતાળ સૂચિત થાય તો પછી ગમે તેના ઉપરથી ગમે તે સૂચિત થયેલું બતાવવું બહુ મુશ્કેલ ન પડે. સાહિત્યના વધતા જતા જથ્થાએ આવા પ્રકારની છાંટણ ક્રિયા વધારે સ્હેલી કરી છે. કોઈ ચાલુ જમાનાના પ્રખ્યાત યુરોપીયન લેખકના નામ નીચે ગમે તે ભળની વાત ધકેલી શકાય. કારણ કે આપણે અહીં આધુનિક યુરોપીય લેખકો વંચાય થોડા; અને વળી માણસ એમે ગુંચાય કે કદાચ એના તાજેતરના કોઇ લખાણમાં એણે એમ કહ્યું હશે.

મ્હોટા મ્હોટા લોકોમાં ને સાહેબલોકોમાં પણ આ કળાના પ્રયોગો ચાલતા નજરે પડ્યા છે. 'સાહેબ લોકોમાં પણ' એમ કહીને હું કોઇ રીતે એમ સૂચવવા માગતો નથી કે તેઓ આ કળામાં ઓછા નિપુણ છે. એમ કહીએ તો પ્રશંસાને ઉલટપાલટ કરી દીધી

ગણાય. કારણ પ્રત્યેક કળામાં જેમ ઝીણવટ અને ચાતુર્ય તેમ ... કળાની ઉંચી કોટિ યોગ્ય રીતેજ ગણાવી જોઇયે. કેટલાક માને છે કે ઉંચા પ્રકારની છાંટણકળા જીંદગીમાં ફતેહમંદ થવામાં બહુ ઉપયોગી થાય છે. કેટલાકનું એમ પણ માનવું છે કે વિલાયત જવાથી એ કળામાં ખાસ નિપુણતા આવે છે. પણ આવા ગહન વિષયમાં હું એવા પરાયા પુરાવા ઉપર આધાર રાખી કાંઇ કહેવાનુ સાહસ માથે લેવાનું દુરસ્ત ધારતો નથી.

કેટલીકવાર આ કળાની નિપુણતાનું માન ખોટી રીતે કેટલાકને આપવામાં આવે છે. મ્હારા એક મિત્રને આ કળાના સારા અભ્યાસી હોવાની નામના અનાયાસે એક મંડળમા મળી ગઇ છે. હકીકત એમ છે એઓ બહુશ્રુત, સારી યાદદાસ્તીવાળા અને મજેહની વર્ણનશૈલીવાળા છે એટલે એ ઘણી ઘણી એવી એવી વાતો જાણે છે ને કહે છે કે જેથી સોએ નવ્વાણુંને આશ્ચર્ય થાય. જ્યાં દિલસોજી વિનાનું દળ હોય ત્યાં આવી વાતો મ્હોટા પ્રમાણમાં રજુ કરવી એ જોખમ ભરેલું છે, કારણ પેલાઓ પોતાનું અજ્ઞાન સ્વીકારવાને બદલે આવા ગૃહસ્થની છાટણક્રિયા માની લેવાનુંજ વધારે પસંદ કરે છે. માટે અદ્ભુત રસનો પ્રયોગ પણ કોઇ કોઇ વેળાએજ ચતુરાઇથી કરવા જેવું છે. નહિ તો નાસ્તિકો પાસે પુરાણોના જેવી દશા થાય.

આ કળા કેટલેક અંશે નૈસર્ગિક અને કેટલેક અંશે પ્રાપ્ય છે એમ કહી શકાય. કારણ કે કેટલાક ન્હાનપણથીજ આ હુન્નર તરફ ખાસ પક્ષપાતવાળા હોય છે; અને કેટલાક માત્ર સંગતનો લાભ લેતા લેતા તે કળામાં વ્યુત્પન્ન બને છે. કેટલાક દેશો, ગામો, સમયો કે મંડળો આ કળાને સારૂ ખાસ ખાસિયત કાબેલિયત કે નામના ધરાવે છે. જેમકે ટાઢો પ્હોર ને રેલ્વે ટ્રેન, આ કળાને ખાસ માફક આવે છે. વળી સ્મશાનમાં પણ બેસી રહેવાના વખતમાં વિવેચકને આ કળાના સારા અખતરાઓ મળી આવશે. કોમ, ગામ કે

મંડળોનાં નામ દેવાં યોગ્ય ગણતો નથી, કારણ કે કદાચ બાકી-નાને અન્યાય થાય.

આ કળાના શિક્ષણ વિષે હવે ભાગ્યેજ કહેવાનું રહે છે. તરવું, તંતરવું, તસ્કરવું, ઇત્યાદિ આપકળાઓ ગણાય છે તે પ્રમાણે આને પણ આપકળા લેખવામાં બાધ નથી.—આંપકળા હોય કે શીખવી શકાય એવી કળા હોય તોપણ એકંદરે વિવેકીજનો એટલી બાબત-માં તો સંમત થશેજ કે તેને સારૂ શિક્ષણ આપવાની કે ચોપડી-ઓ રચવાની કે શાળાઓ સ્થાપવાની હજી બહુ જરૂર ઉભી થઈ નથી, અને તે કળાની અભિવૃદ્ધિને અર્થે જે સાધનો હાલ છે તે પૂરતાં છે. વળી આ સાધનો વર્તમાનપત્રો દ્વારા અને સિનેમાઓ દ્વારા અનાયાસે કૂદકે અને ભૂસકે વધતાં જાય છે એટલે આ કળાના હિમા-યતીઓ કે કળા માત્રના સામાન્ય હિતૈષીઓને કોઇ રીતે ચિંતાતુર રહેવાને કારણ નથી.



# નવું ઓળખાણ.

## એક ન્હાની વાર્તા.

હમણાં અંધારિયું ચાલતું હતું. આજે મંગળવાર હતો. તાજેતર પાસ થએલ એડવોકેટ રમણલાલભાઇ ચોપાટી ઉપર સંધ્યાકાળે, નિત્યની પેઠે ફરવા આવ્યા હતા. ભાઇ અડધા પડધા વિચારમાં, અડધા પડધા છેટેથી આવતા ગંડેરીવાળાને જોતા બેંચ ઉપર અઢેલીને બેઠા હતા. એટલામાં બાજુ ઉપરથી એક પંજાબી જેવો જણાતો ગૃહસ્થ ટેલતો ટેલતો ત્યાં આગળ આવી બેંચના બીજા છેડા ઉપર બેઠો. તેણે સફેદ મોટો સાફો બાધ્યો હતો. કોટના ઉપર, ગળે કિંમતી શાલ વીંટાળી હતી અને તેના બે છેડા આગળ ઝુલતા હતા. ચાંચવાળા પંજાબી જોડા તેણે પહેર્યા હતા. પંજાબીના પ્રમાણમાં તેનું શરીર જરા નીચકડું હતું. તેની સુન્દર અણીદાર ભરાઉ મૂછો ઉપરથી તેની ઉમર પચીસ ત્રીસ વર્ષની લાગતી હતી. રમણલાલે તેના તરફ સહેજ નજર કરી, જરાક બેદરકારીમાં ને જરાક મત્સરમાં, જતા આવતા લોકો તરફ પોતાની દૃષ્ટિની લટારો પાછી શરુ કરી.

જરા વારમાં ગંડેરીવાળો એકાદ જણને ગંડેરી વેચી આ તરફ આવ્યો. પેલા પંજાબી ગૃહસ્થે તેને કહ્યું: " અચ્છી હો તો દો આને કી દો તો, હમકો, ભઈઆ. " ગંડેરીવાળાએ શેરડીના કડકા વીણી વીણીને, અને ભેગા ભેગા એક બે પૂંછડા તરફના કડકા પણ અંદર દાખલ કરવાની કાળજી રાખીને, ગંડેરી તોળી આપી; ને પૈસા લઇ આગળ ચાલ્યો. પેલો પંજાબી ગૃહસ્થે, એક પારસી યુગલ તરફ જોવામાં રોકાયેલા રમણલાલને ધીમેથી કહ્યું; " જી આપ લેંગે ?" ને પોતાની હથેલીમાં ભરેલી ગંડેરી તેની પાસે ધરી, "નહીં સા'બ" રમણલાલે તેના વિનયને ધૃષ્ટતા માનીને જરા દઢતાઇથી

કહ્યું. "યહ બંબઇકી ભિસ હમેરા મુલુક જૈસી મીઠી તો નહી રહતી, લીકન હમકો ગંડેરીકા જરા શૌખ હૈ. આપ ભિ દો ઓર લીજીયે" પંજાબીએ જરા હશીને કહ્યું. એનો વિનય એવો નિખાલસ અને સહજ હતો કે રમણુલાલ એનો તિરસ્કાર કરી શક્યા નહિ, ને બે કડકા લીધા. અને હવે પોતે પણ વિનયમાં પાછા ન પડવાની ઇચ્છાથી પેલા ગૃહસ્થને કહ્યું: "આપ તો ઉત્તરસેં આયે હોંગે?" "જી હાં." પંજાબીએ ઉત્તર વાળ્યો, "હમારે બિરાદરોંકી યહાં શાલ આલવાન કિ દુકાન હૈ. આપ ગુઝરાતીમાં બોલેંગે તો ભિ હમ સમજ લેંગે-હમકો મહાવરા હૈ ના." રમણુલાલે કહ્યું: "હા" ને હિંદાના કડાકુટ બચી જાણી જરી સંતુષ્ટ થઇ બોલ્યો. "આપ-લોકના દુકાન કાયા નામથી ચાલે છે?" "લાલા સીતારામ ટેકચંદ નામ ચલતા હૈ" પંજાબીએ તુરત ઉત્તર વાળ્યો; "આપ તો વકીલ બારિષ્ટર હોંગે!" "નહી જી" રમણુલાલે કહ્યું; "હું એડવાકેટ છુ" પણ આ પંજાબી ભાઇ, વકીલ એડવોકેટનો ફેર સમજી શકશે કે કેમ એ શંકા રમણુલાલને ગળા સુધી આવી ગઇ હતી; એટલામાં તો તેમણે કહ્યું: "જી, એડવોકેટ ભિ એક રકમ કે વકીલ હિ હોતે હૈ ને." રમણુલાલે કહ્યું: "હાં, પરંતુ અમને સત્તાઓ ઘણી વધારે છે. અમે હાઇકોર્ટમાં બન્ને બાજુ વકીલાત કરી શકિયે છિયે." "હાં હાં, ઓ તો થોડે હિ વકીલ કર સકતે હૈં; દોનો કા ફીસ લેના ઔર દોનોં કા કામ કરના ઉસમેં ભિ કાબેલિયત ચાહિયે" પંજાબીએ મૂછમાં હસતાં કહ્યું. રમણુલાલ હસ્યો અને કહ્યું: "નહી સા'બ ઐસા તો હમ નહી કરતે હૈં-પણ હાઇકોર્ટમાં નવા મુકદ્દમા ચાલે છે ત્યાં અમે બ્રીફ લઇ શકિયે છિયે." "હાં" પંજાબીએ કહ્યું: "જો 'ઓરીજીનલ સાઇડ' બોલતે હૈ વહી તો? હમારા ફારમકા પહેલે એક મામલા થા ઉસમેં એક એડવોકેટ હિ રુકા ગયા થા. મગર એ સબ કામ હમ નહીં કરતે. ક્યોંકિ ફિર હમારા કામ કૌન સમાલે? આજ કલ કામ

પૃ. ૧૬૧ ની સન્મુખ



રમણલાલ એની મુખમુદ્રામાંથી વર્ષતું અમી ઝીલવા લાગ્યો

બહુત રહતા હૈ તો ભિ શ્યામકો ફુરસત રહતી હૈ તબ ઠેર હવા ખાયે ચલે આતે હૈં."

સભ ભાગી અને બન્ને ખુલાસાથી વાતચીત કરવા લાગ્યા. આવા સારા કર્મવાળાની મિત્રતા ઉપયોગી નિવડે એ રમણલાલને સમજાવવું પડે તેમ નહોતું. પાએક કલાક ગપ્પાં સપ્પાં મારી પંજાબી ગૃહસ્થ "અભી તો હમ જાયંગે" કહી ઉઠયા. અને રમણુ-લાલ પોતાના હંમેશના રિવાજ મુજબ ત્યાંથી ક્લબમાં ગયા; ત્યાં અડધોક કલાક મિત્રો જોડે પત્તા રમવાનો આનંદ લઇ આઠેક વાગ્યે ઘેર આવ્યા.

રમણલાલનું મકાન સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલું હતું. એક ન્હાનો 'બ્લૉક' એમણે રાખેલો હતો; જો કે ભાડું તો આટલાનું યે સવાસો હતું. પણ સારા ઘરના સારા દામ આપવા પડે એ સૂત્રથી રમણલાલ તથા તેની પત્ની સંતોષ વાળતાં હતા. રમણલાલ આવ્યા ત્યારે તેમની પત્ની માતાજીના દીવાનો મોગરો કાપતી હતી. એનું વય સત્તર અરાઢ વર્ષનું હતું. તે તાજેતરમાં પરણી હતી. રમણ-લાલને સારૂ બહુયે માગાં થયેલાં પણ ભણેલી, ગણેલી, રૂપાળી અને ગર્ભશ્રીમંતની કન્યા લેવાની રમણલાલની ઇચ્છાઃ તેવી મળતાં વાર લાગે એ સ્વાભાવિક હતું. પણ ઇશ્વરકૃપાથી રમણલાલની ધીન્જ સફળ થઇ અને કાપડની ગાઠોના પ્રખ્યાત વેપારી સારાભાઇની શેઠની દીકરી સુલભા જોડે એમનાં લગ્ન થયાં. રમણલાલને આવ્યા જાણતાંજ સુલભા ઉઠી અને તેમની પાસે જઈ મ્હોં મલકાવીને બોલી 'આવ્યા?' સુલભા કેમ જાણે નેત્રનું રસાયનજ ન હોય એમ રમણ-લાલ એની મુખમુદ્રામાંથી વર્ષતું અમી ઝીલવા લાગ્યો. "આ શિયા-ળામાં આઠ વાગ્યે બહુ મોડું લાગે છે હોં" સંબોધન વિનાજ સુલભા બોલી;–કેમ જાણે નવોઢાઓનો સંબોધનકોષ ન્હાનો હોય અને તે પણ ઘણું ખરૂં શરમાઇને હૃદયમાંજ સંતાઈ રહેતો હોય. "હા, પણ જરા,–બહાર જઇયે છિયે ત્યારે કોઈ મળે, હળે, ગપ્પાં મારિયે, તે

પાછું તું જાણે છેજ ને કે મારે કલબમાં ગયા વગર તો નજ ચાલે. ચાલો, જરા પાણી લાવોને" રમણલાલે માનાર્થે બહુવચન વાપરી કહ્યું. ઘરમાં રહેતી દક્ષિણી બાઇ પાણીનો કળશો પ્યાલો હમણાંજ મૂકી ગઈ હતી. પ્યાલામાં ભરી સુલભાએ લીલા કરતાં પાણી આપ્યું. રમણલાલને તરશ લાગી હતી એટલે એણે તો પાણી સારી રીતે ઢીચવા માંડયું. સુલભાએ કહ્યું: "હમણાં ચાલીને આવ્યા છો એટલે જરાવાર પછી વધારે પીઓ તો ?" "ઠીક, લે ત્યારે" કહી રમણલાલે પ્યાલો સુલભાના હાથમાં આપ્યો. પ્યાલામાં રહેલું પાણી સુલભાએ પી લીધું.

પતિપત્નીને એક બીજાથી સંતોષ હતો. સુલભા વિનયી હતી, આનંદી હતી અને પતિની આમન્યા લોપે એવી નહોતી: પણ જો મનમાં ધારે તો એને હથેલીમાં નચાવે એવીયે હતી. આ મકાનમાં તેઓ સુખચેનથી રહેતાં હતાં. રમણલાલે એને એકલાં ન ગમે માટે એક દક્ષિણી બાઇ ઉપરઉપરનું કામ કરવા રાખી આપી હતી. બાકી વાસણપાણી તો ઘાટી આવીને કરી જતો હતો. સગુણાબાઇ સુલભાના પીયરમાં સાતેક વર્ષથી રહેતી હતી એટલે વિશ્વાસુ હતી, અને તેથી જ તેને રમણલાલે સાસુને કહીને માગી લીધી હતી.

રમણલાલનું સાસરૂં શ્રીમંત હતું. ઘેર એક મોટર અને એક ગાડી હંમેશાં સુલભાને તેડી જવા બપોરે આવતી અને પાછી સાંજના એને મૂકી જતી. અને કોઇ વાર ફરવા જવું હોય ત્યારે પણ દંપતિ તેનો ઉપયોગ કરતાં. દીકરી લાડકડી હતી અને શેઠ જરા વ્હેમી હતા એટલે એમણે કહી મૂક્યું હતું કે ગાડી એને જોઇએ ત્યારે વાપરે પણ મોટરમાં અકસ્માત થાય છે માટે મોટરમાં એણે ન જવું. સસરાના આ વહેમને રમણલાલ હસતા અને કહેતા કે બાબાજી તો જૂના ને જૂનાજ રહ્યા. સુલભા હસતી અને સાંભળી રહેતી. રમણલાલે એક વખત એમે કહેલું કે 'આપણા લોકો તે આવા ક્યાં સુધી રહેશે' ને સુલભાએ ઉત્તર વાળેલો કે 'આપણા લોક શા ખોટા

છે ?' પણ રમણલાલ વિલાયતની નવલકથાઓની સૃષ્ટિમાં રમતા હતા અને તેમને આપણા લોકોનો સંસાર ઘાણીના બેલની ગરક જેવો લાગતો હતો અને એમણે એમે કહેલું કે 'આપણા સંસારમાં નવીનતા ક્યાં છે?' પણ પતિપત્નીનું ગાડું હમણાં તો નવો નવો સંસાર હોવાથી ઠીક ઠીક ચાલ્યા કરતું હતું. બીજાઓને તો તે સરખે સરખી જોડીનો ગૃહસંસાર ઈર્ષ્યા કરાવે એવો લાગતો હતો. પણ રમણલાલને કોઇ કોઇવાર વિલાયતના 'રોમૅન્સ'નો અભખરો થઇ આવતો હતો. પહેલાં તો એનો વિલાયત જવાનો વિચાર હતો પણ કેટલાક મુરબ્બીઓની સલાહ ન પડવાથી અને વાસ્તવિક રીતે તો પંદર હજારનું પાણી ક્યાં કરવું એ મુદ્દાના વિચારથી તે અટકી ગયો હતો. એડવોકેટની પરીક્ષા તાજેતરજ પાસ કરી તે ચાર છ મહિનાથી ધંધામાં જોડાયો હતો એટલે એડવોકેટની કમાણી નહોતી પણ એડવોકેટની ખુમારી હતી. પણ તે એકંદરે ચતુર, ખાનદાન, વિલાસી અને વ્હાલસલો હતો અને સુલભા ઉપર તેને બહુ મમતા હતી.

થોડી વારમાં જમવાની વખત થઈ. શાક તો થઈજ ગયું હતું અને પૂરીની કણક પણ બાંધેલી હતી. રમણલાલ ઉતરતી પૂરીએ બેસી ગયો, અને કેસરી દૂધ પૂરી ને શાક જમી લીધું. સુલભા પણ પાએક કલાકમાં જમી પરવારી, ને સગુણાબાઇને ઉંચું નીચું મૂકવાનું કહી પોતાના ઓરડામાં ગઇ. બીજે દિવસે રમણલાલ કૈંક વહેલો આવ્યો, અને હંમેશની પેઠે જમી ખાઇને રાત્રે બન્ને જણ શાકુન્તલનું નાટક વાંચવા બેઠાં. તેમાં કાલિદાસની ચર્ચા કરવાનો એક પ્રસંગ બન્યો. સુલભાએ પૂછ્યું: "કાલિદાસ उन्नमितम् થીજ કેમ અટકી ગયા હશે?" રમણલાલે ઉત્તર આપ્યો: "હું શાકુન્તલ લખું તો એવી ભૂલ ન કરૂં" અને પછી કેટલીક સતર્મક ચર્ચા ચાલી પણ આપણે એ ચર્ચામાં ઉતરવાનું કામ નથી.

બીજે દહાડે, ગુરુવારે હંમેશના રિવાજ મુજબ સંધ્યાકાળે

ચોપાટી ઉપર એને એજ બેંચ ઉપર રમણુલાલ બેઠા હતા. એટલામાં જરા આઘે એક વિક્ટોરિયામાંથી પરમ દિવસવાળા પંજાબી ગૃહસ્થ ઉતર્યા. તેમણે ચાલતાં ચાલતાં જરા નીચા વળીને 'જી, સા'બ' કહીને સલામ કરી. તે કદાચ સલામ કરીનેજ આગળ ચાલ્યા જાત. પણ તે નીચકડા પંજાબી જુવાનના મળતાવડાપણાથી રમણુલાલને તેના તરફ જરા પક્ષપાત થયો હતો. અને તેણે સલામ ઝીલી સહજજ કહ્યું: "આપ કલ તો નહીં આયે થે, મનોહરલાલજી ?"

આ પ્રશ્ને તે પંજાબી ગૃહસ્થને અટકાવ્યા અને તેમણે પોતાની છડી હલાવતા હલાવતાં કહ્યું, "અજી, રોજ સમય કહા મિલતા હૈ, સાહબ. કલ રુક ગયે, આપ હરહમેશ આતે હૈં કયા ?" "જી હાં" રમણુલાલે કહ્યું. બન્ને વાતે વળગ્યા અને લાલાજીનેય વાતમાં રસ પડયો ને તે પણ બેંચ ઉપર બેઠા. એમ તો રમણુલાલ હોંશિયાર હતો અને કોઇને કુપ્પામાં ઉતારવાની કળા એને આવડતી હતી. તેને આ પંજાબીની વગથી પોતાના ધંધામાં લાભ થાય એમ આશા હતી. પરમ દિવસ એક સવાલ પૂછવાનો રહી ગયેલો તે આજે એણે પૂછયો: "આપની દુકાન તો બડામંદિર પાસે છે પણ આપને રહેવાનું તો બીજે થતું હશે?" "જી હા" લાલાજીએ કહ્યું. "હમ લોગ કુટુંબ કબીલાવાલે ઠહરે, તો બિના ઇલાયદા મકાનસે કૈસે કામ ચલ સકતા હૈ ? હમ રહતે હૈં બહાર કોટ, બાલુરામકી ગલીમેં." રમણુલાલે જરા મ્હોં મલકાવીને કહ્યું: "અચ્છા ?" "ફિર યહ ન હૈ" લાલાજીએ કહ્યું: "હમારે લોગમેં સુલાઝા બહુત હૈ. આપ લોગોમેં ઔરત લોગ હરકોઇ આદમીસેં બાતચીત કર સકતેં હૈં મગર હમારેમેં ઐસા નહીં. હાં, હમ લોગ યહાં આયે હૈં તો હમારેમેં ઇતના હુવા હૈ કી કોઇ ખાનદાન હો, અપના દોસ્ત હો, તો ઉસકે લીયે ઉતના ઓ નહીં હૈ. એક રોજ આપકો હમારે મકાન પર લે જાયંગે." રમણુલાલને આશા તો હતીજ પણ જે

અનિર્વચનીય નવીનતાને એ અંતરના ઉંડાણમાં ઝંખતો હતો તેનાં આછાં કિરણો હવે તો સ્ફુરતાં જણાયાં.

એટલામાં ગંડેરીવાળો આવ્યો. લાલાજીએ તેને રોક્યો. તેણે રમણલાલની બાજુમાં છાબડી મૂકી અને ગંડેરી તોળી. રમણલાલ પોતાના ખીસામાંથી પાકિટ બ્હાર લઇને પૈસા કાઢતો હતો ને ગંડેરીવાળો પંજાબી ગૃહસ્થને ગંડેરી આપતો હતો એટલામાં પવનના સપાટાથી છાબના ઘાસલેટના દીવાની ઝાળે રમણલાલના ધોતીયાની ફડકને પકડી. પંજાબી ગૃહસ્થની નજર તે પર ગઇ ને તરત તેમણે "અરે-હાં-એ ક્યા ?" કહેતેકને પોતાના હાથવડે તે ભાગને ચોળી નાંખ્યો. રમણલાલ જરા ખસિયાણો પડી ગયો; અને પંજાબી મિત્રનો આભાર માનવા લાગ્યો. લાલાજીએ જાણે લૂલો દિલાસો આપતાં કહ્યું: "યહ બિલાયતી ઘાસલેટકા કામ હિ ઐસા હે. ઔર પવન ભિ ચલા હૈ" રમણલાલનો આભાર માત્ર મ્હોડાનો ન હતો એમ જણાયું; કારણ કે થોડીવાર આડી અવળી વાત કર્યા પછી વાતનો મોકો આવતાં તેમણે કહ્યું: "આપ આજ તો હમારે વહાં ચલિયે," પંજાબી ગૃહસ્થની આનાકાની પણ એના આગ્રહ પાસે ચાલી નહિ. પાસેજ વિક્ટોરિયા મળી ગઈ અને બન્ને રમણલાલને મકાને ગયા.

સગુણાબાઇએ બારણું ઉઘાડ્યું ને બન્ને દિવાનખાનામાં ગયા. સુલભા આજે પીયરથી આવી નહોતી; ને રમણલાલ ક્લબમાં ગયા વગર આવ્યા એટલું વહેલુંયે હતું. રમણલાલે બાઇને તરત ચાહ કરી લાવવા હુકમ આપ્યો. સગુણાબાઇએ અંદર જતાં મ્હોં મરડ્યું. સારૂં થયું કે કોઇએ દીઠું નહિ. "અરે, સગુણાબાઇ" રમણલાલે જરા ઉંચે સાદે કહ્યું: "પ્યાલા રકાબી પેલા કબાટમાંથી લેજો હોં" "બાહેર ચ આહેત" બાઇએ ડોકું કાઢી જવાબ વાળ્યો. રમણલાલે કહ્યું "પેલા કબાટમાં છે તેજ લેજો ને" ફરીવાર સગુણાબાઇએ મ્હોં મરડ્યું. રમણલાલે દેખ્યું ન દેખ્યું ને જરાક છાવરવા ને જરાક

મહેમાનને ખુશી કરવાના ઇરાદાથી કહ્યું: “ આજે કોણ જાણે શાથી એની શેઠાણી હજી આવ્યાં નથી ને, એટલે એનો જીવ ઉંચો જણાય છે. એ આવ્યાં હત તો આપની પણ ઓળખાણ કરાવત.”

લાલાજીએ પ્લેટો કે સૅાક્રેટીઝના જેવી ગંભીરતાથી તે સાંભળ્યા કર્યું. રમણલાલને લાગ્યું ખરૂં કે આવી બાબતોમાં મ્હારા જેટલો ઉદ્યમ આમને નથી. એક તરફથી એને એમે થયું કે આવા મિત્રની અસરો આદરણીય પણ છે. વાતચિત કરતાં થોડીવારમાં ચાંદીના સુંદર પ્યાલા રકાબીમાં ચાહ આવ્યો. લાલાજીએ બહુ પીધો નહિ. રમણ-લાલે આગ્રહ તો કર્યો પણ એ વખતે ચાહ પીવાની પોતાને ટેવ ન હોવાનું જણાવી બીજો એકાદ ઘુંટડો માત્ર લીધો. આટલી બે મુલા-કાતમાં રમણલાલ અને લાલાજી વચ્ચે સારી મૈત્રી થઇ ગઇ. સામાન્ય રીતે ન થાય પણ કોઇ કોઇને પૂર્વની લ્હેણાદેણીજ હોય છે. પાએક કલાક નીકળી ગયો. મનોહરલાલજીને ઉતાવળ હતી. આવ્યા હતાજ માંડમાંડ એટલે થોડીવારમાં તેઓ રજા લઇ પોતાને ઘેર ગયા.

સુલભા ઘેર આવી ત્યારે સગુણાબાઇએ બધી હકીકત કહી. સુલભા જરાકજ મોડી પડી એમ રમણલાલે પણ કહ્યું. સુલભાએ તે કોણ છે તે પૂછી જોયું; રમણલાલે ટૂંકમાં હકીકત કહી, અને તેમની ખાનદાનીની જરા પ્રશંસાયે કરી. જરાવારે સુલભાએ પોતાને, માશી આવ્યાને લઇને કેમ મોડું થયું એ વાત પણ કરી. કારણ, સુલભા નાક ઉપર માખીયે બેસવા દે એવી નહોતી. નાકે એ હીરાની નાનીશી ચૂંક પહેરતી ને એને જડ કહેતી. વાળનાં ફુલ પાડતી પણ સેંથી સીધી રાખતી; કારણ એની બાળસખીએ કહેલું કે વાંકી સેંથી રાખિયે તો વાંકો વર મળે.

થોડીવારમાં સુલભાએ પૂરી શાક કરી નાંખ્યાં. આજે સુરતથી રતાળુ આવ્યું હતું. ભજિયાંને સારૂ ખીરૂં તૈયાર કરી સુલભાએ તેલની પેણી શગડી ઉપર મૂકી, રમણલાલને ‘ વખત થઈ છે ’ કહેવ-

પૃ ૧૬૭ ની સામે

૭



“ જો જો —અધીરા—ન—થશો ” સુસભાએ સરત કરી.

રાખ્યું. રમણુલાલ આવ્યા તો ખરા પણ હજી ભજીઆં કરવાનાં હત એટલે સુલભાને કહ્યું: "ભજિયાં કરી નાંખોને, આજે તો આપણે જોડેજ બેસીશું."

"કે' નહિ" સુલભા જરા હશીને બોલી: "તમે થતે ભજીએ બેસોને. ઉનાં ઉનાં ખવાશે. –મને તો તમારી સહચરી કરતાંયે અનુચરી થવું બહુ ગમે છે."

"હા, એ તો વિલાયતી ચોપડીઓ વાંચી નથી ત્યાં લગી. નહિ તો તુંયે બંડખોર થઇ જાય," રમણુલાલે પુરુષોની પેઠે ચિણગારી મૂકી.

"ના એમ તો નહિ" સુલભા બોલી: "અલબત બંડખોર થવાની શક્તિ તો અમે ધરાવિયે છિયે. પણ અમે એમાં ન્હાનમ માનિયે છિયે."

"અરે વાહરે, બંડખોરપણાને જીતનારા!" રમણુલાલે કહ્યું; "ત્યારે તો બોલ્યું પાળો. અમારે તમારી જોડે ટહાડાં ભજયા ખાવાં છે."

"લ્યો, ત્યારે તો જરા પાટલા ઉપર બેસો. આપણે વાતો કરીશું, જો જો–અધીરા–ન–થશો" સુલભાએ સરત કરી.

"અરે વાહ, અહીં તારી પાસે બેઠો હોઉ અને આપણે બેને જમવાનાં ભજીયાં તળતી તને જોવામાં ક્યાં ઓછો આનંદ છે કે મને અધીરાઇ આવે?" રમણુલાલે કહ્યું.

"આનંદ છે ને કંઇક નવુંયે નથી?" ભજીયાંને ઉથલાવતી સુલભા બોલી.

"હા, વધારે આનંદ તો એનોજ છે ને" રમણુલાલે ઉત્તર વાળ્યો.

"ત્યારે તમે કેમ કહેતા'તા કે આપણા લોકોના જીવનમાં નવીનતા નથી –'રોમૅન્સ' નથી –કે એવુંજ કંઇક કહેતા'તા ને?"

"એવી એવી રસલ્હાણીઓ તો હોય પણ તે કંઇ 'રોમાન્સ' કહેવાય, સુલભા?" રમણુલાલે કહ્યું.

"કોણ જાણે ત્યારે હું તો ધારતી હતી કે લગ્ન એજ આનંદિનું રોમૅન્સ, મિઠડું સ્વપ્ન છે" સુલભા જરા વિચારતી બોલી.

"ઓહો, તું તો રતાળુની ગલેરી બનાવતી સંસારની ફિલસુફી બનાવવા લાગી. જો જો ગલેરીને ઉથલાવ" રમણુલાલે જરા હસતાં મજાકમાં કહ્યું.

"એ ય ચાલે છે. પણ કહો, "સુલભા લાડતી બોલી; "હું કહું છું તે ખરૂં છે કે નહિ? બાકી બીજું બધું તો બીજે બધેય નથી?"

રમણુલાલે જાણે તેનું મન રીઝવવા હસીને ઉત્તર દીધોઃ "અરે વાહ, તું કહે એ વળી ખોટું હોય?" વાતોચિતોમાં ભજિયાં થઇ ગયા અને બન્ને નિરાંતે હોંશીનિશીને જમ્યાં.

ત્રણ ચાર દિવસ વહી ગયા. રમણુલાલને ઘેર લાલાજી તો આવી ગયા ખરા પણ લાલાજીને પાછા મળવાનું સ્થાન તો ચોપાટી જ હતું. કેમકે રમણુલાલને એમનું ઘર માલૂમ નહિ અને અથડાતા ઘર પૂછતા જવું એ એમને શોભે નહિ. આજેય પાછો મંગળવાર હતો. આજે તો રમણુલાલ ચોપાટી ઉપર ફરતા હતા એટલામાં લાલાજી જરા છેટે ગાડીમાંથી ઉતરતા દેખાયા. બન્ને એકબીજા તરફ ગયા. ઘણે દહાડે મળ્યા હોય એમ બન્નેને લાગ્યું; અને વાતો કરતા બેઠા એટલામાં લોકોનું એક ટોળું દૂર કૈં જોતું જણાયું. "આ લોકો કેમ ભેગા થયા છે?" રમણુલાલે સહેજજ અડધું મનમાં કહ્યું; મનોહરલાલજીએ તે તરફ જોયું અને કહ્યુંઃ 'હાં હાં એ તો દુઇજકા ચંદ્રમાકો દેખતે હૈં" અને રમણુલાલના સામું જોઇને કહ્યું; "આપને દેખા તો?"

રમણુલાલે કહ્યુંઃ "કયાં છે?"

"દેખિયે" લાલજીએ રમણુલાલને ખભે હાથ મૂકી કહ્યું; "એ મકાન પર સુઇ દિખતી હૈ ના, ઉસકે ઉપર દુઇજકા ચંદ્ર હૈ, દેખીએ!"

"હા હાં," રમણુલાલે કહ્યું.

"અબ દેખા તો ?" મનોહરલાલજીએ હશીને કહ્યું; હમ લોગ ચંદ્રકા દર્શન કરકે અપને પ્રિયજનકા, નહીં તો કોઇ અચ્છે સજ્જનકા દર્શન કરતે હૈં."

"હા" રમણુલાલે જરા હશીને કહ્યું; "આજ તમારૂં મ્હોં મ્હેં જોયું છે, જો જો લાલાજી આ મહિનો કેવો જાય છે તે તમારે સાથે છે હો."

"અરે વાહ, રમણુલાલજી" પંજાબી ગૃહસ્થે ઉત્તર વાળ્યો; "આપ ભિ ઠીક હમારે ગલે પેં લગ જાતે હૈં. હમને ભિ તો આપકા દર્શન કીયા હૈ, દેખતે હૈં કયા લાભ હોતા હૈ."

આમ હશ્યા ટીખળમાં પાંચ દશેક મિનિટ ચાલી ગઈ. લાલાજીએ વાતમાં એકવાર લહેરમાં એમે કહ્યુ કે "એક રોજ આપકો હમારે મકાન પર લે જાયગે" રમણુલાલને તો હોઠ સુધી આવી ગયું કે "આજે જ ચાલોને." પણ કોણુ જાણે શેણે એના શબ્દોને સમાવી દીધા. સદ્દગુણોની સજતી શરમ એનામાં હતી. જો કે એને મનમાં એમ તો થયું કે વાયદા વાઇને રોકડાની ના પાડવાની રીત આ વેપારી ઠીક જાણે છે. એના મનમાં એમ પણ આવ્યું કે હજી પોતે તેમને સુલભાની ઓળખાણ કરાવી નહોતી અને તેમના જેવાના આપ્રમંડળમા દાખલ થવાની ઇચ્છા રાખવી એ વધારે પડતુંયે હતું. થોડીવારમાં ઉઠવાની વખત થવા આવી પણ વાતો કરવામાં એવો રસ જામ્યો હતો કે રમણુલાલે સહજજ કહ્યું 'ચલિયે સા'બ હમારે વહાં. આપકા ભિ તો વહી રસ્તા હૈ ના."

"જી આપ હમકો બડે તંગ કર રહે હો. આપકો કયોં હમ ઇતની તકલીફ દેં ?" લાલાજીએ છાતી પાછી લઈ વિનય કર્યો.

"અરે ચલિયે સા'બ" રમણુલાલે ગંમતમાંજ હાથ ઝાલી જવાબ દીધો. અને બન્ને જણા જરા ચાલી વિકટોરિયા મળી એટલે તેમાં બેસી રમણુલાલને મકાને ગયા.

હસતાં હસતાં બન્ને સીડી પર ચઢયા. સગુણાબાઇએ બારણું ઉઘાડયું "આઇયે" કહીને રમણલાલે લાલાજીને દિવાનખાનામાં કોચ ઉપર બેસાડયા. સુલભા આવી છે કે નહિ એ રમણલાલે ધીમેથી ટોપી મૂકતાં મૂકતાં બાઇને પૂછ્યું. 'બેનને આજ આવવાને મોડા લાગશે, આજ બીજ છે નહિ, તો દરસન કરવા ગયા છે. તેમનાં માજી બિ તેમની બરોબર ગૈલા છે.'' રમણલાલને ગમ્યું તો નહિ પણ મિત્રના દેખતાં આવી વાતમાં મિજાજ ખોવો એ ઠીક ન લાગ્યું ને હશીને બોલ્યા, "આજેયે એની એ દશા થઇને!"

"તબ તો આપકો ફુરસત હૈ તો ચલેંગે હમારે વહાં?" લાલાજીએ અમૃત રેડયું.

રમણલાલને મન તો મેહ ત્રૂઠયા. એણે જાણે જરા વિલંબથી પણ તરતજ કહ્યું: "હાં, ચલ સકતે હૈં. હજી તો સાતજ વાગ્યા છે અને એક કલાકમાં ખુશીથી પાછું અવાશે. હું દિલગીર છું કે કે આપ બે વખત આવ્યા ને સુલભાની ઓળખાણ હું આપને કરાવી ન શકયો. જતાં બહુ વાર નહિ લાગે, હું ધારૂં છું?"

"નહીં જી, ઓ તો કરીબ હિ હૈ" લાલાજીએ ધીરજ આપી.

આમ વાત કરતાં કરતાં લાલાજીની નજર સુલભાના ઓરડા-માંના ચિત્ર ઉપર ગઇ ને એમણે પૂછ્યું: "ઓ કૌનસા ચિત્ર હૈ?"

રમણલાલે કહ્યું: "હા, આવોને, જુઓને. આ ચિત્ર કિરાત-ભિલ્લીનું છે; ને આતો રાધાકૃષ્ણનું છે એ આપતું અજાણ્યું નહિ હોય."

"આપ કો દોનોંમેંસે કૌન અચ્છા લગતા હૈ?" મહેમાને પૂછ્યું.

"આપકો કૌન અચ્છા લગતા હૈ?" રમણલાલે સામો પ્રશ્ન પૂછયો.

"હમકો તો યહ કિરાતભિક્ષીકા અચ્છા લગતા હૈ." જરા હશીને લાલાજીએ પોતાનો મત કહ્યો. સામે પાણીનો કુંજો ને પ્યાલો પડયા હતા, તે ઉપર નજર જતાં મનોહરલાલજીએ કહ્યું: "જરા પાની દીજીએગા, પીને કો, સાહબ?"

"જી હાં, બહુત" કહી રમણલાલ પાણી લેવા જતા'તા એટલામા વાત ફરી ઉથલાવીને લાલાજીએ કહ્યું: "જી આજ હિ હમારે મકાન પર ચલેંગે કિ કલ?"

"આજ હિ, સાહબ! આપકા મકાન દિખલાઇયે," એટલું ઘટતી છટાથી બોલી કુંજામાંથી રમણલાલે પાણી કાઢવા માંડ્યું. આ બાજુ માનીતા મહેમાને નાક પાસેની 'સ્પ્રીંગ" દબાવી બનાવટી મૂછ અને ફેંટો કાઢી નાંખી પલંગ ઉપર નાંખ્યાં, અને વાદળમાંથી વિજળી પ્રગટે એમ નિત્યનૂતન મહામાયાની વિભૂતિ સમી, સુલભા-ગાલપર ટેકવેલી આંગળીને તેમજ આંખની ભમરને, મોહકતાથી મરડતી, દિવ્ય નવજીવનની ચંદ્રલેખાને જાણે બતાવતી, મંદહાસ્ય કરતી બોલી: "યહ હિ હમારા મકાન હૈ, જનાબ!"



# રાતની રમુજી ગુંચવણ.

હું ઘણુંખરૂં એ ક્લબમાં જતો નથી પણ કોણ જાણે શાથી મને રાતના ક્લબના મેળાવડામાં જવાનું મન થઈ આવ્યું. મેળાવડા-વાળા બાગમાં હું ગયો, અને આમ તેમ ફરવા લાગ્યો. કોઇ ઓળખીતું જણાયજ નહિ. હું તો ગુંચવાવા લાગ્યો કે અહીં તે ક્યાંથી આવી ભરાયા. પણ હવે આવ્યા તે આવ્યાઃ પાછાયે કેમ જવાય. મેળાવડોયે કંઈક વિચિત્ર હતો હજી તો ફરવા હરવાનુંજ ચાલતું હતું. બાગ સાધારણ ઠીક—બહુ મ્હોટોયે નહિ, ન્હાનોયે નહિ—એવો હતો. એક તરફ મ્હેં જોયું તો કેટલાક ગૃહસ્થો ટોળે મળી કંઇ જોતા હતા. શું જોતા હતા તે જોવાનો વિચાર કર્યો પણ સ્હેજ સ્હાજ નજર નાંખતાં કંઇ સમજાયું નહિ. પણ એટલામાં મ્હારી દૃષ્ટિ મ્હારા શરીર ઉપર પડી ને જોઉં છું તો મ્હેં પ્હેરણ પ્હેરેલું નથી ને મદ્રાસીની પેઠે કે મુખિયાજીની પેઠે માત્ર દુપટ્ટોજ ઓઢીને હું ભૂલમાં ચાલ્યો આવ્યો છું. મ્હને થયું કે આ તે શું મ્હેં કર્યું છે? ખેર. પોતાની ભૂલો માણસ સ્હેજજ દરગુજર કરી શકે છે તેમ જરાવારમાં એ વાત વિસારે પડી.

મ્હેં વિચાર કર્યો કે આ સ્થિતિમાં સારો રસ્તો એજ છે કે જરા આમ તેમ ટેલવું—એકલાજ—બાગ મ્હોટો છે. 'કાલ અનંત છે અને પૃથ્વી વિપુલ છે; કોઇક મ્હારા જેવો પાકશે તે મ્હને જોશે જાણશે.' એ ભવભૂતિની ભાવનાના ન્હાના નમૂનાને મ્હારા અંતઃકરણમાં અનુભવતો હું આમતેમ ફરવા લાગ્યો. પણ થોડીજવારમાં એક ઓળખીતા ગૃહસ્થ મ્હારી નજરે પડયા. મ્હારે કહી દેવું જોઇયે કે બાગમાં લાઇટની ગોઠવણ કંઇક ખામીવાળી હતી. કોઇક ભાગમાં અહુજ પ્રકાશ તો કોઇક ભાગમાં લગભગ જરાય નહિ. તમે સ્હામાનું

મ્હોઢું પણ ભાગ્યેજ ઓળખી શકો. મ્હેં તેમને 'સાહેબજી' કહ્યું. તેમણે ઉત્સાહથી અને જરા ધીમેથી પણ હસીને મ્હને સ્હામાં 'સાહેબજી' કહીને સલામ કરી. મ્હને થયું કે ઓહો આ આપણા સ્નેહી ......લાલ અહીં આવ્યા છે તો હવે ફિકર નથી. આ ક્ષણે મ્હને અનુભવ થયો કે એકમાત્ર સ્નેહીજનની હાજરી આવે પ્રસંગે આપણુને કેવી દિલાસારૂપ થાય છે. અને તે વિના આપણે કેવા એકલા પડી જઇએ! પણ જીવનના વિશાળ તરગોમાં ઉતરવાનું અત્યારે મ્હારૂં કામ ન્હોતું. મ્હારે તો જે મિત્ર મળ્યા તેને વાતે વળગાડવાના હતા. કદાચ આમ તેમ ફરવામાં એય વિદાય થઇ જાય તો મ્હારી પાછી એની એ દશા. એમ વિચાર કરી મ્હેં એમને કહ્યું "કેમ સાહેબ, શા ખબર છે?" તેમણે કહ્યું 'સારા'. તેમના 'સારા' શબ્દની જોડેજ મ્હને અડધી તો ફાળ પડી. "તમે તો ...માં છો ને" તેમણે કહ્યું. હું પૂરેપૂરો ગુંચવાયો. આ ભાઇ સાહેબ તો મારા ધારેલા મિત્ર નહિ પણ એમના જેવીજ પાઘડી ને કદ ઉપરથી એમના જેવા જણાતા બીજાજ ગૃહસ્થ. અલબત્ત છેક અજાણ્યા નહિ. એ અને હું કૉલેજમાં ભેગા ભણેલા એટલે એ મ્હને જોઇને ખુશી થયા; હું પણ એમને જોઇને રાજી થયો. પણ 'હીરી ને બદલે વીરી પયણી' એ ખ્યાલ આ બધી ઉપરા ઉપરી ઘેરાતી ગુંચવણોમાં વધારે ગભરાવે એવો થઇ પડયો; અલબત્ત હજી સુધી મ્હેં વાતચિતમા કંઇ ગંભીર ભૂલ નહોતી કરી. અને 'મ્હેં તમને ઓળખવામાં ભૂલ કરી' એમ કહેવાની આવશ્યકતા ઉભી થયા વિના ચાહીને એ ખબર નવા ગૃહસ્થને કહેવાની શી જરૂર છે એમ મ્હને લાગ્યુ. જો કહી નાંખ્યું હોત તો મન ઉપરનો ભાર ઓછો થાત, પણ મ્હેં તો મનમાં રાખ્યું, એટલે મ્હારા મનમાંની અમુંઝણ વધી. તે ભાઇએ મ્હારી જોડે પ્રેમથી વાત કરવા માંડી. પોતે હાલ તો સબ-જજની જગ્યા ઉપર છે: ઠીક છે: મજા છે; અધું એમણે જણાવ્યું મ્હને થયું કે હશે, આપણા પેલા નિકટના

સ્નેહી ન મળ્યા હોય 'નમામા કરતાં કહેણા મામા શા ખોટા?' આમ બહુજન છતાં નિર્જન જેવા.લાગેલા બાગમાં આવા એક વાત કરનાર સજ્જન મળી આવ્યા એ પણ મ્હારે વાસ્તે કાંઇ ઓછું નહોતું, અલબત્ત સ્વજનની વાત તો જૂદીજ એમ મ્હને વાત વર્તાવમાં ભાન તો થયાજ કરતું હતું.

ફરતા ફરતા થોડીવારમાં અમે એક બેંચ પાસે આવી પ્હોંચ્યા. અને તે ઉપર બેઠા. જમણા હાથ તરફ એક સુંદર ન્હાની સરખી કમાન હતી તે ઉપર જુઇની વેલ ચઢાવેલી હતી. અને તેના નીલ રંગમાં સફેદ ફૂલો કોઇ કોઇ ઠેકાણે ભાત પાડતાં હતાં. બીજો આસપાસનો દેખાવ પણ સુન્દર લાગતો હતો, પણ વર્ણન કરૂં એવો યાદ નથી. હજી પણ હું ભેગી થયેલી ગુંચવણોના ભાર નીચે દબાયેલોજ વાતને ધકયેલે રાખતો હતો. અલબત એકાદ છૂટો છવાયો શબ્દ બોલવા સિવાય વધારે હું આવી સ્થિતિમાં ન જ કરી શકું એ સ્વાભાવિક હતું. સુભાગ્યે મ્હારા આ જૂના ઓળખીતા પોતેજ વાતોડિયા હતા એટલે મ્હને અનાયાસે ફાવટ તો આવી. તેઓ દક્ષિણમાં કોઇક જીલ્લામાં નિમાયા હતા એટલે એમણે સ્હેજજ દક્ષિણની વાત કહાડી. આવી નવતર વાતમાં મ્હારે રસ દેખાડવો જોઇએ તે દેખાડવા હું યત્ન કરતો હતો. પણ ઉપર કહેલી એક પછી એક ગુંચવણે મ્હને બેધ્યાન કરી નાંખ્યો હતો. ગુંચવણો ન્હાનીજ હતી પણ તેથીજ વધારે અમુંઝણ થતી હતી. તેનું સ્થૂલ સ્વરૂપ જતું રહ્યું હતું પણ તેનો સ્થાયી ભાવ રહી ગયો હતો. એક તરફથી મ્હારૂં મન મ્હારી પરિસ્થિતિ ઉપર દૃષ્ટિપાત કર્યા કરતું હતું અને બીજી તરફથી પેલા સબજજ સાહેબની વાત સાંભળવી પડતી હતી; એટલે એકકે કામ બરાબર થતું નહોતું. એકાદ બે વાર તો સબ-જજ સાહેબને એમે લાગ્યું હશે કે આ આવા વિચારવાયુવાળા કેમ જણાય છે અને તેથીજ કદાચ હવે તેમણે વાત કરવાની વધારે સ્ફુટ પદ્ધતિ સ્વીકારી હતી.

એટલે કે જેમ મહેતાજી પાઠ સમજાવતા જાય ને વચમાં નિશાળિયા બરાબર સમજે છે કે નહિ એ જોવા એકાદ સવાલ પૂછતા જાય તેમ તેમણે કરવા માંડયું. યાત્રાનાં સ્થળોની વાત તેઓ કરતા હતા. વાતમાં રસ પડે એવું હશેજ કારણ મ્હારૂં મન તો દ્વૈધીભાવ પામેલું હતું અને બેંચ ઉપર બેઠેલા બીજા બે સજ્જનો બીજી તરફ ધ્યાન આપતા હતા, છતાં અમારી વાતમાં ભાગ લેનાર અમે એકલાજ નહોતા. મ્હારી પાછળ નજર ફેરવતાં મ્હને જણાયું કે પાંચ સાત રસિયા, સબ–જજ સાહેબની વાત આતુરતાથી સાંભળતા હતા. એટલે હવે સબ જજ–સાહેબની મ્હારા તરફની વર્તણુક સારી કે હળવી જે નિવડતાં નિવડે તેથી પણ મ્હારી ગુંચવણમાં ઉમેરો થયો. કારણ કે એ હવે અમારે બેને સમજવાનીજ વાત નહોતી પણ બીજા અનેક ગૃહસ્થોની આંખો પણ અમારા તરફ હતી. સબ–જજ સાહેબ દક્ષિણનાં જૂદાં જૂદાં સ્થળોના વર્ણનથી અમને રંજિત કરવા પ્રયત્ન કરતા હતા. તેઓ વાચાળ હતા એટલું જ નહિ પણ ઝટ ઝટ બોલ્યે જતા હતાઃ "ત્યાં એક 'ત્રિભંગેશ્વર'નું મંદિર છે. 'ભંગ' એટલે તો સમજ્યા ને?' મ્હારા મનમાં કે સવાલ પૂછયો એટલે 'ભંગ'નો અર્થ કોણ જાણે શોયે થતો હશે; અને હું ગુંચવાડામાં પડયો. ગભરાતે ગભરાતે મ્હેં અર્થની કાઇક ઝાંખી થઇ હોય એમ ડોકું હલાવ્યું. મ્હારૂં સંસ્કૃતનું જ્ઞાન મ્હારી મદદે લાવવા ક્ષણિક યત્ન તો મ્હેં કરવા માંડયો પણ ભેગી થયેલી ગુંચવણમાં એ ગુંચાઇ ગયું હતું. મ્હારા ગુંચવાયેલા અને સ્તબ્ધ જેવા ચ્હેરા ઉપરથી જ તે અડધા સમજી ગયા હશે કે હું બરાબર સમજ્યો નહિ હોઉં. તેમણે તો પૂછયું કે "શું સમજ્યા?" આ પ્રશ્ન પૂછવાનો એમને હક નહોતો એમ તો ન કહેવાય. કારણ એક તો એ મ્હારા વિદ્યાર્થી અવસ્થાના સ્નેહી અને અત્યારે હું પણ જરા અણઘડ જેવો જણાતો હતો. મ્હને જરા અપમાન જેવું તો લાગ્યું પણ શું કહેવું તેજ વિચારમાં હું ગુંચવાયો. મ્હને થયું કે આજ તે આમ કેમ બધો

ગોટાળો થયા કરે છે. આજનો દિવસ–અરે આજની રાત કંઇક અવનવી જણાય છે. કેમ જાણે કોઇ માયાવી પ્રદેશમાં જ હું જઇ ચઢ્યો હોઉં નહિ એવો ઘાટ હતો. હું ગુંચવાયો એટલે મ્હારા મિત્રે પોતેજ તેનો ખુલાસો કરવાનું શરૂ કર્યું. તેમણે જણાવ્યું કે 'ત્રિભંગ તે–મુસલમાનોના વખતમાં ત્રણ ઘા એ મૂર્તિ ઉપર થયેલા તે ઉપરથી તે ત્રણ ઠેકાણે ભાંગવાથી તેનું ત્રિભંગેશ્વર નામ, પછીથી, લોકોએ પાડેલું'. અલબત, યવનોએ મૂર્તિને ભ્રષ્ટ કર્યા પછી પુનઃ એની પ્રાણપ્રતિષ્ઠા અને અર્ચના કેમ કરવામાં આવી કે યવનોએ એ મૂર્તિની વધારે દ્વેષભરી વ્યવસ્થા કેમ ન કરી દીધી ઇત્યાદિ શંકાઓ ઉભી કરવા જેટલી તો સ્વસ્થતાજ મ્હારામાં નહોતી.

એની એ વાતમાં કંઇક બીજો ખુલાસો કરવા જેવું આવ્યું તેનો ખુલાસો પણ સબ–જજ સાહેબે કર્યો. કયો તે યાદ નથી. પણ પાછું એમણે મને પૂછ્યું 'સમજ્યા ને?' મ્હેં ઉત્તર વાળ્યો "હા, કેમ, તમે ખુલાસો કર્યોને, પછી શું?" "હા, પણ મ્હારા ખુલાસો કર્યા પછી તમે સમજ્યા છો એમ માની લઉ ત્યારે ને?"–જરાક મજાકમાં ને જરાક કટાક્ષમાં સબ–જજ સાહેબે કહ્યું. આ અપમાનથી મ્હારૂં માથું ધમધમી ઉઠયું અને હું બોલી ઉઠ્યો–અડધો ઉભો થઇ ગયો– "અરે શું, મ્હારા ભાઇ, એટલુંએ નહિ સમજતા હોઇએ?"

અડધો ઉભો થઇ ગયો પણ પૂરો ઉભો થયો નથી એટલી વારમાં તો મ્હારી આખ ઉઘડી ગઇ, અને જોઉં છું તો છું મ્હારા બિછાનામાં. આ મ્હારૂં આજનીજ રાતનું –ના, મળસ્કાનું સ્વપ્ન. હું સંસારના, સાહિત્યના, સ્નેહના, સ્વાભિમાનના, સ્વપ્નના વિચારમાં લીન થઇ ગયો. મહાત્મા જનકનો પ્રશ્ન સાંભરી આવ્યો "આ સાચું કે એ?"



# પાંદડીઓ.

એક ડોસાએ એક નાસ્તિકને એક મંદિરનો ભાગ બતાવતાં કહ્યું, 'આ બધી છબીઓ આ દેવની બાધા રાખવાથી તોફાનમાં બચેલા મુસાફરોની છે.' નાસ્તિકે પૂછ્યું, 'પણ બાધા રાખ્યા છતાં ડુબી મુઆ તેમની છબીઓ ક્યાં છે?' ડોસાએ કતરાતી આંખ્ય કરી પૂછ્યું 'તમને એ કયા મળેલા?'



"હું તો પ્રત્યક્ષ જ્ઞાનનો જ હિમાયતી છું" તેણે કહ્યું. "ત્યારે તમને કાલે ઠેશ ક્યાંથી વાગી ગઇ?" તેણીએ પૂછ્યું.



ભાવજીભાઈ—"આ ફોટોગ્રાફ હું છું એવો જરાયે દેખાતો નથી." "ખરૂં છે, સાહેબ" ફોટોગ્રાફરે જવાબ દીધો "મારા મનમાં કે તમે છો તેવો ફોટો થવા દઉં તો વખતે આપને પસંદ નહિ પડે."



"આપને અહીં ઘણીજ ધ્યાન દેવા લાયક શી વસ્તુ લાગી?" ચોપાનીયાના રિપોર્ટરે પૂછ્યું. નવા આવેલા વિદ્વાન ભાષણકર્તાએ જવાબ દીધો "કાલે હું આવ્યો અને-" રિપોર્ટર વચમાં નમનતાઇથી બોલી ઉઠ્યો. "એટલે, સાહેબ, આપના પોતાનાથી ઉતરતી વધારે ધ્યાન ખેંચે એવી વસ્તુ વિષે મારે પૂછવું છે."



ગોટાળો થયા કરે છે. આજનો દિવસ—અરે આજની રાત કંઇક અવનવી જણાય છે. કેમ જાણે કોઇ માયાવી પ્રદેશમાં જ હું જઇ ચઢ્યો હોઉં નહિ એવો ઘાટ હતો. હું ગુંચવાયો એટલે મ્હારા મિત્રે પોતેજ તેનો ખુલાસો કરવાનું શરૂ કર્યું. તેમણે જણાવ્યું કે 'ત્રિભંગ તે-મુસલમાનોના વખતમાં ત્રણ ઘા એ મૂર્તિ ઉપર થયેલા તે ઉપરથી તે ત્રણ ઠેકાણે ભાંગવાથી તેનું ત્રિભંગેશ્વર નામ, પછીથી, લોકોએ પાડેલું'. અલબત, યવનોએ મૂર્તિને ભ્રષ્ટ કર્યા પછી પુનઃ એની પ્રાણપ્રતિષ્ઠા અને અર્ચના કેમ કરવામાં આવી કે યવનોએ એ મૂર્તિની વધારે દૂષભરી વ્યવસ્થા કેમ ન કરી દીધી ઇત્યાદિ શંકાઓ ઉભી કરવા જેટલી તો સ્વસ્થતાજ મ્હારામાં નહોતી.

એની એ વાતમાં કંઇક બીજો ખુલાસો કરવા જેવું આવ્યું તેનો ખુલાસો પણ સબ-જજ સાહેબે કર્યો. કયો તે યાદ નથી. પણ પાછું એમણે મને પૂછ્યું 'સમજ્યા ને?' મ્હેં ઉત્તર વાળ્યો "હા, કેમ, તમેં ખુલાસો કર્યોને, પછી શું?" "હા, પણ મ્હારા ખુલાસો કર્યા પછી તમે સમજ્યા છો એમ માની લઉ ત્યારે ને?"—જરાક મજાકમાં ને જરાક કટાક્ષમાં સબ-જજ સાહેબે કહ્યું. આ અપમાનથી મ્હારૂં માથું ધમધમી ઉઠ્યું અને હું બોલી ઉઠ્યો—અડધો ઉભો થઇ ગયો— "અરે શું, મ્હારા ભાઇ, એટલુંએ નહિ સમજતા હોઇએ?"

અડધો ઉભો થઇ ગયો પણ પૂરો ઉભો થયો નથી એટલી વારમાં તો મ્હારી આખ ઉઘડી ગઇ, અને જોઉં છું તો છું મ્હારા બિછાનામાં. આ મ્હારૂં આજનીજ રાતનું —ના, મળસ્કાનું સ્વપ્ન. હું સંસારના, સાહિત્યના, સ્નેહના, સ્વાભિમાનના, સ્વપ્નના વિચારમાં લીન થઇ ગયો. મહાત્મા જનકનો પ્રશ્ન સાંભરી આવ્યો "આ સાચું કે એ?"



# પાંદડીઓ.

એક ડોસાએ એક નાસ્તિકને એક મંદિરનો ભાગ બતાવતાં કહ્યું, 'આ બધી છબીઓ આ દેવની બાધા રાખવાથી તોફાનમાં બચેલા મુસાફરોની છે.' નાસ્તિકે પૂછ્યું, 'પણ બાધા રાખ્યા છતાં ડુબી મુઆ તેમની છબીઓ ક્યાં છે?' ડોસાએ કતરાતી આંખ્ય કરી પૂછ્યું 'તમને એ ક્યાં મળેલા?'



"હું તો પ્રત્યક્ષ જ્ઞાનનો જ હિમાયતી છું" તેણે કહ્યું. "ત્યારે તમને કાલે ઠેશ ક્યાંથી વાગી ગઇ?" તેણીએ પૂછ્યું.



માવજીભાઇ—"આ ફોટોગ્રાફ હું છું એવો જરાયે દેખાતો નથી." "ખરૂં છે, સાહેબ" ફોટોગ્રાફરે જવાબ દીધો "મારા મનમાં કે તમે છો તેવો ફોટો થવા દઉં તો વખતે આપને પસંદ નહિ પડે."



"આપને અહીં ઘણીજ ધ્યાન દેવા લાયક શી વસ્તુ લાગી?" ચોપાનીયાના રિપોર્ટરે પૂછ્યું. નવા આવેલા વિદ્વાન ભાષણકર્તાએ જવાબ દીધો "કાલે હું આવ્યો અને–" રિપોર્ટર વચમાં નમનતાઇથી બોલી ઉઠયો. "એટલે, સાહેબ, આપના પોતાનાથી ઉતરતી વધારે ધ્યાન ખેંચે એવી વસ્તુ વિષે મારૂં પૂછવું છે."



શેઠ નવા નોકર જોડે કરાર કરીને બોલ્યા "જો હું તને કહી દઉં છું કે કોઇ કોઇ વખત ગરમ થઇ જવાનો મારો સ્વભાવ છે." "તેમાં શું સાહેબ, કંઇ ફિકર નહિ એમ તો મારોએ સભાવ એવો છે" નોકરે જવાબ દીધો.



કારકુન—(દાક્તરને) "સાહેબ મને ઉંઘ નથી આવતી." "કેટલા વાગ્યે તમે સુવા જાઓ છો ?" દાક્તરે પૂછ્યું. "હું રાતની વાત નથી કરતો, સાહેબ, ઓફિસમાં ઉંઘ આવતી નથી."



કરુણાશંકરે કહ્યું 'જુઓ તો ખરા પેલો જેચંદ, પોતે તો બીજાના દેવા કરે છે ને બીજાને પૈસા બચાવવાની શીખામણ દે છે,' રાયચંદે જવાબ દીધો 'એ મુદ્દાસર શીખામણ દે છે. પોતાને સારૂ આગળથી ગોઠવણ કરે છે.'



"અલ્યો હોથી હારામાં હારો ધંધો સોપડીઓ લછવાનો" એક મ્હેનતુ ખેડુત તેના સોબતી પ્રત્યે બોલ્યો. "ચ્યમ અલ્યા ?" બીજે પૂછ્યું. "હેલું ને હટ. એની માતું કાગળિયા ઉપર પીછું ફેરવે ઝવું."



"મ્હેં સાંભળ્યું કે પેલા ગરીબ બિચારા રામલાલે જે ભેગું કર્યું હતું તે બધું અનાથાશ્રમને આપી ગયો છે." "કેટલીક પુંજી હતી કંઇ ખબર છે કે?" "હા, આઠ છોકરા ને ત્રણ છોકરીઓ."



એક પરીક્ષકે સવાલ પૂછ્યો હતો કે જો એક ઘોડો ૧ મી. ૫૦ સે. માં એક માઇલ દોડે ને બીજો ૨ મી. માં તેટલુંજ

દોડે તો બે માઇલની સરતમાં પ્હેલો ઘોડો કેટલો આગળ પડશે ?" તેના જવાબમાં એક છોકરાએ લખ્યું કે "હું ઘોડાઓની સરતોમાં જીવ ઘાલતો નથી."



કેટલાક કદરૂપા મૂર્ખ માણસો પોતાના શરીરના અભિમાનમાં બીજા પાસે વખાણ કરાવવા જાય છે ને કોઇ વખત મુશ્કેલીમાં આવી પડે છે. એક વખત એક એવા સદ્‌ગૃહસ્થે પોતાના ખિજમતદારને, કેટલોક વખત માથા ઉપર ને મ્હોં ઉપર ટાપટીપ કર્યા પછી, પૂછ્યું "અલ્યા કહાના, હું કેવો દેખાઉં છુ ?" "વાહ શાબ શું કેવું ?" "કેમ ચાલશેને" શેઠે પૂછ્યું. "અરે શાબ આવા તો કોઇ દી ન્હોતા. જાણે વાઘ બશ." "અલ્યા મુરખ ત્હેં વળી વાઘ કે દહાડે દીઠો તો ?" શેઠે કહ્યું. "ચ્યમ શાબ આપણે અહીં પેલો પેમલો વાઘ ઉપર માટીના ગુણા મુચીને લાયોજતો તો" "બાળા મૂરખ, એતો ગધેડું કહેવાય" શેઠ ચીડાઇને બોલ્યા "શાબ તારે કુણ જાણે પણ અદલ એના જેવા જ દેખાવ છો."



કેશવ—અહાહાહા, શો તડકો પડે છે ? મ્હારૂં મ્હોં તો માંકડા જેવું થઇ ગયું છે નહિ ?" મગન—"હા."



એક ભાષણકર્તાએ પોતાના ભાષણમાં સરકાર પાસે કેટલીક મોટી મોટી માગણીઓ કર્યા પછી કહ્યું "અને સદ્‌ગૃહસ્થો હું એથી પણ એક પગલું આગળ જાઉ છું." અને ગૃહસ્થો ભણી નજર રાખી, જોસ્સામાં પ્લાટફોર્મની કોરથી એક પગલું આગળ વધ્યા, અને રિપોર્ટરોના ટેબલ ઉપર ગબડી પડયા.



એક જણને અગાશીમાંથી પડતો જોઇને લવજી શાન્તપણે બોલ્યો "એ પેલો પડયો." રવચંદ ગુસ્સામાં બોલ્યો "શું એ પેલો પડયો!" લવજીએ જવાબ દીધો "અનરશી પારેખનો ભાઇ ગુલાબચંદ પડયો."



કવિ—તે સ્ત્રીના ગાલને ગુલાબ જેવા કેહેવામાં કંઇ ભૂલ નથી. મિત્ર—પણ તેને તમે જોઇ તો છે નહિ. કવિ—તેમાં શું, જો ગુલાબી હશે તો તો બરાબરજ છે, જો ધોળા હશે તો ધોળો ગુલાબ થાય છે, ને જો ફિક્કા હશે તો પીળો ગુલાબ પણ થાય છે.



એક ચિત્ર વેચનાર—ચિત્રકળાની આ વખતમાં કોઇને પરીક્ષા નથી. બહુ નારાજ થવા જેવું છે. બીજો ચિત્ર વેચનાર—તમારી ભૂલ છે. જો લોકોને પરીક્ષા હોય તો આપણો વકરો બહુ ઘટી જાય.



એક વકીલને, તે જરા રમુજી હતો, તેથી કેસો બહુ આવતા. એના રૂમમાં એક અસીલ ગયો અને કોટ કાઢી નાંખી ખુરશીપર બેશી પહોળા પગ કરી બોલ્યો, "સાહેબ, તમારી ઓફીસમાં તો ચુલા પાસે બેઠાં હઇએ એવી ગરમી છે." વકીલે જવાબ દીધો "તે તમને ખબર નથી કે અમારા રોટલા અહીં પાકે છે."



ગંગા—પેલા ઝવેરની છોકરીનો વીયા નંદકોરના છોકરા જોડે મળ્યો હોં કે. પણ આ વાત છાની છે હોં. જમના—હા, મને ખબર છે મને નંદકોરે કહ્યું. એટલામાં કંકુ આવીને બોલી "ઝવેરની છોકરીને નંદકોરના છૈયાને દીધી, જાણ્યું કે, કોઇને કહીશ નહિ."



" કેશવલાલે ચાર આનામાં વિમો ઉતરાવ્યો." બીજાએ પૂછ્યું " શી રીતે ?" પહેલાએ જવાબ આપ્યો " ચાર આના ઠરાવીને એ હોડીમાં બેઠો ને પછી ચાર આના આપ્યા નહિ. તે હવે એ પૈસા નહિ આપે ત્યાંસુધી હોડીવાળો એને હોડીમાં બેસવાના જોખમમાં ઉતારશે નહિ."



તે ઉમંગથી બોલ્યો " બાનુ તમે મારાં કાવ્યોનું છેલ્લું પુસ્તક વાંચ્યું ? તમને ખબર હશે કે આપનાથી હું તેમાં પ્રેરાયો છું." તેણી–" હા, તમે કંઇક લખ્યું છે ખરૂં પણ તેનો ઠપકો મારે માથે મૂકવો યોગ્ય નથી."



" સાહેબ મ્હારો છોકરો કહે છે કે તમે એને કાઢી મૂક્યો" ડોશીએ વીશીવાળા શેઠને કહ્યું, " અને તમે તો બીજાને મોઢે ' એક મજબૂત છોકરો રાખવો છે ' એમ કહો છો. સાહેબ મારો છોકરો મજબૂત નથી ?" શેઠે જવાબ દીધો, " અરે ડોશી, એ જોઇયે તેથી જરા વધારે મજબૂત છે. એણે અમારી વીશીના બધા કાયદા તોડી નાંખ્યા અને બે દિવસમાં બાર રકાબી ને ચાર પ્યાલા ભાગ્યા. એને મજબૂતાઇને વાંકે રજા નથી આપી."



" જો, આયા, તું બચ્ચા પીરોઝને નવારવાનું પાની ઉનું ટંડુ જોવાને એક થરમામેતર રાખે તો કેવું ?" એક હોંસીલી પારસી માએ કહ્યું. આયાએ ઉત્તર આપ્યો " નહિ બાઇ સાહેબ તેની તમો બીલકુલ ફીકર નહિ કરતાં. મને થરમામેતરની કંઇજ જરૂર નથી. બચ્ચાને નવારતી વખત જો તે રાતું બની જાય તો હું જાનુંછ કે

પાની વધારે ગરમ છે ને તે જો તે થરથરવા માંડે તો જાનુંછ કે પાની વધારે ઠંડુ છે."



"અલ્યા તું પેલા સોમાની વાદે બીડી પીવા શીખ્યો છું કે શું?" માએ છોકરાને ધમકાવતાં કહ્યું. છોકરાએ જવાબ દીધોઃ "મા, ખરૂં કહું? એ ટેવ મ્હેં આઠ દહાડાથી છોડી દીધી છે."



બાળલગ્ન ટટ્ટુ—મ્હારીએ પણ દશા છે! રસ્તે ચાલનાર માણુસ મને એકેકા ડંડાની બક્ષીસ આપતું જાય છે. ને કોઇને કજ્ઞામાં વાંક દેખાય તો તેનું પોટલું મારે માથે ચડાવી દે છે.



એક પક્કો આદમી દાક્તરને ત્યાં ગયો હતો ને દાક્તરને અંદરથી આવતાં ઘણી વાર લાગી એટલે નોકર પાસે દાકતરને કહેવરાવ્યું કે "જા, તારા સાહેબને કહે કે જો પાંચ મિનિટમાં નહિ આવો તો હું સાજો થઈ જઈશ." દાકતર તુરત બ્હાર આવ્યા.



"એટલે, ગૃહસ્થો, આપણે બધા ઉરાંગ ઉટાંગની પ્હેડીનાં ફરઝંદ છિયે." એક વૈજ્ઞાનિકે ભાષણ આપતાં કહ્યું. તે ઉપરથી એક જણ બોલી ઉઠયો "સ્વતંત્રતા એ આપણો જન્મસિદ્ધ હક છે." પાસેના એક ઘરડા માણસે એનો હાથ ઝાલી રાખ્યો ને કહ્યું "પણ બહુ મ્હોટો કુદકો ન મારતા."



# દીપોત્સવી.

तमसो मा ज्योतिर्गमय ।

જગન્માતા **મહામાયાની** પૂજા, અર્ચના, ઉપાસનાની આ મંગલતિથિઓ. અંધકાર અને પ્રકાશની, સંભૂતિ અને વિનાશની, વિદ્યા અને વ્યામોહની મહાવિધાત્રી વિશ્વજનની **મહાદુર્ગાની** ઉપાસનાનો એ મંગલોત્સવ.

જડવત્ જગત્ ઉપર ચેતના રૂપે, સુર, અસુર, મનુષ્યાદિના દેહવાહન ઉપર ચિતિ રૂપે આરૂઢ થતી એજ ચામુંડા અપરાજિતા.

આ ઉત્સવમાં દીપાવલિનું માહાત્મ્ય. એ દીપ-રેખા, એ પ્રભા, એ જ્યોત શેની ?

**બાલકોને**-ચમત્કાર દેખાડતા, પ્રઘોષ કરતા, ઉડ્ડયન સાધતા, ક્ષણપરિણામી સ્ફુલિંગોની.

**ગૃહમેધીઓને**—ધન્યજીવનની પતાકાઓ સમી, ગૃહલક્ષ્મીઓના ઉરપ્રસાદો સમી, પચરંગી સંસ્કૃતિની આશાઓ સમી ગૃહદીપ્તિઓની.

**મહાપુરુષોને**--સવિતાના દક્ષિણાયનની દેવરાત્રિમાં, શરદના ઉપસંહારની કાલરજનિમાં, અને અમાવાસ્યાની ઘેરી, ઉંડી ગગનગામિની યામિનીમાં દર્મ ઉપાસના અને જ્ઞાનના બૃહત્પ્રદીપોની.

ત્રયોદશીએ–માનવબન્ધુઓના કલ્યાણવિધાન માટે સત્કર્મ પ્રદીપ વડે મહાલક્ષ્મીરૂપે ભગવતી જગદંબાની અર્ચના

ચતુર્દશીની કાલરાત્રીએ દેવોના પ્રસાદને અર્થે ઉપાસન–પ્રદીપ વડે મહાકાલીરૂપે એની આરાધના. દિવ્ય અંજન એ એનો પ્રસાદ.

અમાવાસ્યાએ પિતરોની તુષ્ટિને સારૂ વિદ્યાપ્રદીપ વડે એજ મહાસરસ્વતીની ઉપાસના.

એ પ્રકૃતિ ભગવતીના વિલાસમાત્રમાં અનંત બ્રહ્માંડો; તેમાંના એક ન્હાનલા સૂર્યમંડલના સમાહારમાં ભૂમંડલ; તેમાંના માનવ-સમુદાયમાં આપણી સ્થિતિ. એ વિવિધ દર્શનોનો પ્રવાહ તેજ અપ્રમેય કાલ અને તે સર્વમાં, મોતીની સેરમાં રેશમના તારની પેઠે અનુસ્યૂત તે કાલાત્મા.

તથાપિ જે માનવી વિશ્વ અને કાલની અનંતતામાં ન્હાનામાં ન્હાનો, તેજ વિદ્યાની પ્રભામાં આત્મરૂપે વિરાટ્ જેવો મહતો મહીયાન્ મહાનથી પણ મહાન્

એ અથવા એવી પ્રભાને પ્રકટાવનારી દીપાવલિ વડે પિતૃઓ, દેવો અને માનવોની તૃપ્તિ, તુષ્ટિ અને પુષ્ટિ જે સાધે એમના નૂતન વર્ષની ઉષા કલ્યાણમય, આનંદમય અને પ્રકાશમય થાય એમાં શો સંદેહ ?



# વિષયસૂચિ.

( સંખ્યા તે પૃષ્ઠનો અંક સૂચવે છે. )

| પૃ.-પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૫૭ ઇત્યાદિ | શાશ્વત્ | શાશ્વત |
| ૫૯-૧૭ | Thow | Thou |
| ૬૦-૧૭ | વ્રત્ત | વ્રત |
| ૬૦-૨૪ | પ્રતિષા | પ્રતિષ્ઠા |
| ૬૧-૧૫ | અમોઘ | અમોઘ |
| ૬૨ ઇ૦ | સામાજીક | સામાજિક |
| ૬૫-૪ | અમુલ્ય | અમૂલ્ય |
| ૬૫-૧૬ | ધર્મનુ | ધર્મનું |
| ૬૫,૬૭,૮૫ | નિઃશ્રેયસ્ | નિઃશ્રેયસ |
| ૬૬-૧૮ | દેશબંધુ | દેશબંધુ |
| ૬૮-૧૭ | આધિન | આધીન |
| ૬૯-૨૨ | સંખ્યાબધ | સંખ્યાબંધ |
| ૭૩-૨૫ | શ્રેષ્ટતા | શ્રેષ્ઠતા |
| ૭૬-૯ | વિરૂદ્ધ | વિરુદ્ધ |
| ૭૯-૧૫ | વિભૂ | વિભુ |
| ૮૬-૧૪ | ભિરૂતા | ભીરુતા |
| ૯૦-૨૫ | આશિર્વાદ | આશીર્વાદ |
| ૯૧-૪ | પ્રચલીત | પ્રચલિત |
| ૯૩,૭૩ | ગુરૂ | ગુરુ |
| ૯૪-૫ | ચારૂ | ચારુ |
| ૯૪-૬ | શ્રધ્ધા | શ્રદ્ધા |
| ૯૬-૭ | પટાશે | પલટાશે |
| ૯૬-૭ | આપણે | આપણો |
| ૯૬-૨૪ | અસ્વિકાર્ય | અસ્વીકાર્ય |
| ૯૬-૨૬ | દારૂણ | દારુણ |
| ૯૭-૬ | આંતર્નિરીક્ષણ | અંતર્નિરીક્ષણ |
| ૯૮-૧૮ | આધુનિક | આધુનિક |
| ૯૯-૧૨ | સાહજીક | સાહજિક |
| ૧૦૩-૨૦ | ગંભિર | ગંભીર |
| ૧૦૫-૧૨ | તેટલા | તેટલાં |
| ૧૦૬-૧૦ | રૂષિ | ઋષિ |
| ૧૦૬-૧૯ | સિધ્ધાતો | સિદ્ધાંતો |
| ૧૧૧-૮ | હ્રદતા | હૃદતા |
| ૧૧૭-૧૬ | ઉપ્તન્ન | ઉત્પન્ન |
| ૧૧૭-૨૩ | પૃથ્વિ | પૃથ્વી |
| ૧૨૦-૯ | શાસ્ત્રમા | શાસ્ત્રમાં |
| ૧૨૩-૧૩ | ઉપયોગીતા | ઉપયોગિતા |
| ૧૨૫-૧૦ | સ્ત્રોત | સ્રોત |
| ૧૨૫-૨૫ | ભુર્લોક | ભૂર્લોક |
| ૧૨૭-૧૮ | વિધ્યા | વિદ્યા |
| ૧૨૯-૧૧ | યર્થાર્થ | યથાર્થ |
| ૧૨૦-૧૪ | અર્ઘ્ય | અર્ઘ્ય |
| ૧૩૦-૧૪ | ભીક્ષા | ભિક્ષા |
| ૧૩૧-૫ | છે. | છે ? |
| ૧૩૧-૧૪ | સર્વાધિષ્ઠા | સર્વાધિષ્ઠાન |
| ૧૩૪-૧૨ | ચદ્ર | ચંદ્ર |
| ૧૩૬-૮-૨૪ | હ્રદ | હૃદ |
| ૧૩૬-૨૫ | महारात्रिमोह | महारात्रिर्मोह |
| ૧૩૭-૧૪ | ક્રિડા | ક્રીડા |
| ૧૩૮-૮ | નિષ્ટ | નિષ્ઠ |
| ૧૩૯-૮ | દૃષ્ટા | દ્રષ્ટા |
| ૧૪૩-૧૬ | મુલક | મૂલક |
| ૧૪૩-૧૭ | કાષ્ટ | કાષ્ઠ |
| ૧૪૪-૧૧ | સમૂદાય | સમુદાય |
| ૧૪૪-૨૦ | સ્પષ્ટિકરણ | સ્પષ્ટીકરણ |
| ૧૪૫-૫ | હરદાસજીના | હરદાસજીનાં |
| ૧૪૫-૧૩ | હરી | હરિ |
| ૧૫૮-૯ | સમંત | સંમત |
| ૧૬૨-૧૯ | એક | એક ગાડી હતી. |
| ૧૬૭-૨ | હતા | હતાં |



